શ્રીમંત સરકાર મહારાજા સાહેબ સયાજીરાવ
ગાયકવાડ સેનાખાસખેલ સમશેર
બાહાદુર એમના ઉદાર
આશ્રયથી.

# प्राचीनकाव्यमाळा

ग्रंथ १९

प्रेमानंदकृत.

# मार्कंडेयपुराण.

भाग ४ थो

સંશોધન કરી ટીકા સહિત પ્રસિદ્ધ કરનાર
હરગોવિંદ દ્વારકાદાસ કાંટાવાળા
અને
નાથાશંકર પૂજાશંકર શાસ્ત્રી.
વડોદરા.

સંવત ૧૯૪૬–૪૭ સન ૧૮૯૦–૯૧.
કીમત રૂ ૧–૦–૦

અમદાવાદ "આર્યોદય"

તથા

વડોદરા "વીરક્ષેત્રમુદ્રાલય"માં છાપ્યું



Under the liberal patronage of

His Highness Maharaja

**SAYAJI RAO GAEKWAR**

Sena Khaskhel Samsher Bahadur

Baroda.

# PRACHIN KAVYA MALA,

or

Old Gujarați Poetical Series,

Vol. XIX.

## POET PREMANAND'S MARKANDEYA PURAN

*Published with annotations*

By

Hargovind Dwarkadas Kántáválá

and

Nathashankar Pujashankar Shastri.

A. D. 1890–91.

Price Re 1–0–0

# પ્રસ્તાવના.

યથાર્થ રાજ્યધર્મ જાણનાર વિવેકી રાજ્યકર્ત્તા પોતાની પ્રજાનું અનેક પ્રકારે કલ્યાણ કરવું એજ ઇશ્વરકૃપાથી પોતાને પ્રાપ્ત થયેલા સર્વોપરિ પદનું સાર્થક થવું માને છે. તે કલ્યાણ કરવાના વિવિધ પ્રકાર છે. વસુંધરા (પૃથ્વી)નો જે પ્રદેશ પોતાનો છે તેમાં અન્નફળાદિ ઉત્પન્ન કરવાની શક્તિ છે તેનો, તથા તેમાં ધારણ થયેલ વસુ (ખનિજ ધન રત્નાદિ)ને બહિર્ કઢાવી તેનો, પોતાની પ્રજાની સુખવૃદ્ધિને અર્થે, ઉપયોગ કરે છે; પ્રજાની સુખશાન્તિમાં ભંગ ન થતાં તેનો વધારો થવા અનેક પ્રકારની યોજના કરે છે; નિર્મળ જળાશય, સુગમ માર્ગ, ઔષધાલય આદિથી શરીરની સુખકારીનાં સાધન નિર્માણ કરે છે; તથા વિદ્યાલય, પુસ્તકાલય, ગ્રંથવૃદ્ધિ આદિ મનની સુખશાંતિનાં સાધન આપે છે. ન્યાયથી, નીતિથી, પ્રીતિથી, સમભાવથી, ઉદારતાથી, પ્રજાને સ્વપ્રજાતુલ્ય ગણી પિતાવત્ સર્વનું પાલન તથા હિત કરવું એજ ધર્મ તથા સ્વાર્થ માની અન્વર્થ જે રાજા પ્રજાનું રંજન કરવા પ્રવર્ત્તે છે, તેની પ્રજા સુખી થાય છે, તથા તેના મનોરથ સફળ થઇ, તે અક્ષય કીર્ત્તિને પામે છે, એ આદિ અનુભવસિદ્ધ થયેલા પ્રામાણિક સિદ્ધાન્તો છે.

શ્રીવડોદરારાજ્યના વિદ્વાન્, શક્તિમાન્ અને પરમ પવિત્ર મહારાજાધિરાજ શ્રીમન્ત સયાજીરાવ ગાયકવાડ સેનાખાસખેલ સમશેર બહાદુર એમના પૂર્વોક્ત ઉદાર વિચારો અને સિદ્ધાન્તો પર બહુ ભાવ, તથા તેવા ઉત્તમ વિચારોને આચારમાં આણી પ્રજાનું કલ્યાણ કરવાનો તેમનો મહાન્ પ્રયત્ન, એ સાંપ્રતકાળમાં સર્વ સ્થળે પ્રશંસનીય ગણાતાં દૃષ્ટાંતરૂપ થઇ પડયાં છે.

શ્રીમંત મહારાજાધિરાજના એ ઉદાર ભાવથી ઉત્તેજાઇ તા. ૮ મે સન ૧૮૮૯ની એક સ્મરણી તેઓ નામદારની સેવામાં રજુ કરવામાં આવી હતી. તેનો આશય એ હતો કે વડોદરારાજ્યમાં થઈ ગયેલા ગુર્જર કવિઓના અપ્રસિદ્ધ ગ્રંથો પ્રસિદ્ધિમાં આવે તેવી યોજના રાજ્યઆશ્રયથી થાય તો સારું.

પ્રાચીનકાવ્યસંગ્રહ એ નામનાં ગુજરાતી કવિતાનાં પુસ્તક વડોદરા રાજ્યના ડાઇરેક્ટર ઑફ્ વર્નાક્યૂલર ઇન્સ્ટ્રક્શન, રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ તથા વડોદરાનિવાસી શાસ્ત્રી નાથાશંકર પૂર્ણશંકર એમની તરફથી પ્રસિદ્ધ થવાનો આરંભ થઇ ચૂકેલો હતો, અને તે સારૂં ઘણા સ્તુતિપાત્ર પ્રયત્નથી હસ્તલિખિત ગ્રંથનો સારો સંગ્રહ તેમણે કર્યો હતો. વડોદરારાજ્યનું દેશી કેળવણીખાતું મારી દેખરેખ નીચે સુપરત થયા પછી આ સંગ્રહ બાબત મેં તપાસ કરી. તે ઉપરથી જોવામાં આવ્યું કે રત્નાદિ ધનના ભંડાર દટાઇ રહ્યા હોય છે, તેમ અનેક વિષયો પર રચેલી કવિતાના ભંડાર દટાઇ પડી રહ્યા હતા, અને તે ભંડારને પ્રજાના ઉપયોગસારૂ બાહ્ય લાવી તે દ્વારા સદ્‌વિચારને પુષ્ટિ આપવી એ લાભકારક થશે એમ લાગ્યું. આ કવિઓમાં પ્રેમાનંદ, રત્નેશ્વર, વલ્લભ, ભાલણ, દયારામ, હરિદાસ, ભોજોભક્ત, ધીરોભક્ત, ગિરિધર, આદિ બહુ પ્રસિદ્ધ અને લોકપ્રિય કવિઓ આવી જાય છે. રાધાબાઇ તથા દીવાળીબાઈ નામની બે સ્ત્રી કવિઓની કવિતા પણ મળી આવી છે. અને બાપુસાહેબ ગાયકવાડ એ નામના પ્રસિદ્ધ થયેલા ઈશ્વરભક્તની કવિતાનો પણ સારો સંગ્રહ છે. આ સર્વ કવિતા શોધી અને ટીકા સાથે છપાવતાં ત્રણ વર્ષ લાગશે એમ અંદાજ થયો છે. એ કામ પૂર્ણ કરવા શ્રીમંત સરકાર મહારાજા સયાજીરાવ ગાયકવાડ એમણે રૂ. ૧૨૦૦૦) બારહજારની રકમ મંજુર કરી કીમતી આશ્રય આપ્યો છે અને તેથીજ આ પુસ્તકો પ્રસિદ્ધમાં આવી શકશે. આ ઉદાર અનુજ્ઞાથી ગુર્જરપ્રજા અને સર્વ ગુર્જરવાસી ઉપર ઉપકાર થયો છે, એમ સર્વ સમજુ જનોને લાગ્યા વિના રહેશે નહિ.

કવિતા વિષે એક ઈંગ્રેજ કવિ લખે છે કેઃ—

Poetry is itself a thing of God;
He made his prophets poets, and the more
We feel of poesy do we become
Like God in love and power.

BAILEY.

કવિતા સ્વતઃ ઈશ્વરની એક વસ્તુ છે. ઇશ્વિરે કવિઓનેજ પોતાના ભવિષ્યદ્વાદી કર્યા છે. અને કવિતાને જેમ આપણે અધિક અનુભવીએ છીએ તેમ આપણે સ્નેહમાં અને શક્તિમાં ઇશ્વર પેઠે થઇએ છીએ.

કવિ વિષે વર્ડ્ઝવર્થ કહે છે કેઃ—

Blessings be with them, and enternal praise,
Who gave us nobler loves, and noble cares,
The poets, who on earth have made us heirs,
Of truth and pure delight by heavenly lays.

WORDSWORTH.

જેઓએ આપણને શ્રેષ્ઠતર પ્રેમ તથા શ્રેષ્ઠતર ઉત્કંઠા આપ્યાં છે તે કવિઓ ઉપર આશિર્વાદ તથા અનંત પ્રશંસા હો; જેમણે દિવ્ય કાવ્યવડે આ જગત્ ઉપર આપણને સત્યના અને સ્વચ્છ આનંદના ઉત્તરાધિકારી કર્યા છે.

આપણા દેશમાં તો કવિને રવિ સમ ગણી તેની બહુ પ્રકારે પ્રશંસા કરવામાં આવે છે તે પ્રસિદ્ધ છે.

સ્વદેશમાં કોટ, રાજમહાલય, ધર્મશાળાઓ, દેવાલય, જળાશય, વિશ્રામસ્થાન, આદિ કીર્તિસ્થંભ પૂર્વેના રાજા કે ધર્માત્મા ગૃહસ્થો કરાવી ગયા હોય છે, તેનો જીર્ણોદ્ધાર કરવો એ મહાપુણ્યનું કાર્ય છે, એમ ધર્મ શાસ્ત્રોમાં કહ્યું છે, અને સારા રાજાઓ તેમ કરાવે છે પણ ખરા. અને તેથી સર્વ પ્રજાના સુખભોગમાં વૃદ્ધિ થઇ તેમનો આશિર્વાદ મેળવે છે.

કવિના દ્રવતા અંતઃકરણમાં ઉત્પન્ન થઈ સહૃદયજનોના અંતઃકરણમાં પ્રવેશી ત્યાં વસી સુખાનંદ દેનાર કવિતા તેનો જીર્ણોદ્ધાર પણ પ્રશંસનીય અને પુણ્યપ્રદ છે. બાળકથી વૃદ્ધ–રંકથી શ્રીમાન સુધી સર્વને દુઃખમાં વિશ્રામસ્થાન અને સુખને અધિક કરનાર કવિતા એ પણ સાધન છે. એવા એક સુખપ્રદ સા-

ધનનો જીર્ણોદ્ધાર પ્રજાના કલ્યાણસારૂ શ્રીમંત મહારાજાધિરાજ કરાવે છે એ તેમના પ્રજારંજન કરવાના ઉચ્ચ ભાવમાંનું એક સુચિન્હ છે.

વડોદરા રાજ્યમાં થઈ ગયેલા કવિઓની અપ્રસિદ્ધ પ્રાચીન કવિતા સંભાળથી પ્રસિદ્ધિમાં લાવવાના હેતુથી નીચે પ્રમાણે કમિટિ નીમવામાં આવી છે.

## પ્રમુખ.

દિવાન બહાદુર મણિભાઈ જશભાઇ.

## મેમ્બરો.

રાવબહાદુર અંબાલાલ સાકરલાલ. એમ. એ. એલ. એલ. બી.
ખાનબહાદુર જગસેઠજી અરદેસર દલાલ. એમ. એ. એલ. એલ. બી.
રાવસાહેબ પીતાંબરભાઈ જેઠાભાઈ.
રાવસાહેબ હરગોવિંદદાસ દ્વારકાદાસ.

દરેક ગ્રંથની બનતા સુધી અનેક પ્રતો મેળવી તેને શોધી અને ટીકા શબ્દાર્થ આપી વિશેષ ઉપયોગી કરવી વગેરે સર્વ કામ રાવસાહેબ હરગોવિંદદાસની સંભાળ નીચે શાસ્ત્રી નાથાશંકર પૂજાશંકર તથા કવિ છોટાલાલ નરભેરામ આદિ લાયક માણસનાથી ચલાવવામાં આવ્યું છે. પુસ્તકો સંબંધી સર્વ વ્યવસ્થા અને જવાબદારી આ કમિટિ તરફથી છે. કમિટિમાંથી કોઇનું ખાનગી હિત કે સ્વાર્થ આ સંબંધમાં ન છતાં માત્ર લોકહિતાર્થ કામ જાણી કમિટિએ આ કામ માથે લીધું છે.

વડોદરારાજ્યનિવાસી કવિઓની કવિતા ઉપરાંત ગુજરાતના બીજા પ્રસિદ્ધ કવિઓની અપ્રસિદ્ધ કવિતાનો ઘણો જથો રાવસાહેબ હરગોવિંદદાસ તથા શાસ્ત્રી નાથાશંકરની પ્રશંસનીય શોધથી એકઠો થયેલો છે, અને વધારે જથો એકઠો કરવા પ્રયત્ન કમિટિ તરફથી જારી રાખવો એમ ધારણા છે. આ સર્વ કવિતા પણ પ્રસિદ્ધિમાં લાવવા યોજના તૈયાર થાય છે, અને તે ઉદ્યમ સફળ થવા ઈશ્વર પાસે પ્રાર્થના છે.

આશા છે કે આ પ્રાચીન ગુર્જરકવિઓની સુંદર તથા બોધક કવિતાથી વાંચનારનું જ્ઞાન તથા સદ્‌ગુણ, રસજ્ઞતા, રૂચિ, રસિકતા, સહૃદયતાદિ ઉચ્ચ પ્રકારનાં થઇ વૃદ્ધિ પામશે, અને ગુર્જરવાસી અન્ય સમર્થ કવિઓની કવિતાની પણ તીવ્ર યાચના થઇ પ્રકટ થશે.

આ પ્રાચીનકાવ્યમાળાને કચ્છ, કાઠિયાવાડ અને ગુજરાતના રાજ્યકર્તાઓ તરફથી તથા બીજા ઘણા સદ્‌ગૃહસ્થો તરફથી ઉદાર આશ્રય મળ્યો છે, તે માટે તેમનો અંતઃકરણ પૂર્વક આભાર માનવામાં આવે છે.

વડોદરા.
સંવત્ ૧૯૪૬ ના વૈશાખ
સુદી ૧, તા. ૨૦ એપ્રિલ સન
૧૮૯૦, રવિવાર.

મણિભાઈ જશભાઈ.

# ગ્રંથવિવેચન.



માર્કંડેય પુરાણના આ ભાગમાં પ્રેમાનંદે મન્વંતરોનાં આખ્યાન વર્ણ્યાં છે. મનુના આખ્યાનમાં તેમની ઉત્પત્તિના ચમત્કારિક પ્રસંગોદ્વારા કવિએ વાંચનારને આચાર, ઉત્તમત્તા અને કુલીનતા વગેરે ગૃહસ્થ પુરૂષોના ગુણોનો ઉપદેશ કર્યો છે. કેવળ ઉપદેશ માટેજ નહિ પણ મનુઓનાં આખ્યાનની રસિક કથાઓ માટે પણ આ ગ્રંથ વાંચવા જેવો છે.

આ પુરાણના પાછલા ગ્રંથો જેમણે નહિ વાંચ્યા હોય તેમાંથી કોઈ કદાચ પ્રશ્ન કરશે કે, મન્વંતર એટલે શું? અને મનુ એટલે શું? પુરાણની કાલગણના પ્રમાણે બ્રહ્માના એક દિવસને એક કલ્પ માનેલો છે. અર્થાત્ પ્રલય રૂપ રાત્રિને અંતે બ્રહ્મા જ્યારે જાગે છે ત્યારે સૃષ્ટિ કરવાની જે કલ્પના કરે છે તેને કલ્પ કહે છે. ચાલુ કલ્પની આદિમાં વરાહ રૂપી ભગવાને બ્રહ્માને પૃથ્વી આણી આપી હતી માટે તેને વારાહ કલ્પ કહે છે. એ કલ્પમાં ચાર અબ્જ, તેત્રીશ ક્રોડ વરસ વીતી જાય છે. અને તેટલા વખતમાં ચૌદ મનુઓ થાય છે. મનુ એટલે બ્રહ્મદેવે જગતનું પાલન કરવાને નિર્મેલો રાજા. એક મનુ થયા પછી તેનો વંશ વિસ્તાર પામે છે. તે ૩૦૮૫૭૧૪૨૮$\frac{૪}{૭}$ વર્ષ લગી ટકે છે. એ કાળને મન્વંતર કહે છે. ત્યાર પછી બીજો મનુ થાય છે. આ વારાહ કલ્પમાં પ્રથમ સ્વાયંભુવ થયા પછી અનુક્રમે સ્વારોચિષ, ઔત્તમ, તામસ, રૈવત, ચાક્ષુષ, વૈવસ્વત, સૂર્યસાવર્ણિ, દક્ષસાવર્ણિ, બ્રહ્મસાવર્ણિ, ધર્મસાવર્ણિ, રૂદ્રસાવર્ણિ, રૈચ્યસાવર્ણિ, અને ભૌત્ય, એવા ચૌદ મનુ થયા છે અને થશે. એ મનુઓનાં જન્મકર્મ આ પુસ્તકમાં પ્રેમાનંદે પોતાની રસિક વાણીથી વર્ણ્યા છે. હમણા વૈવસ્વત મન્વંતરનો કાળ ચાલે છે. પ્રત્યેક મનુની રાજ્યક્રાંતિ થાય છે અથવા મનુ બદલાય છે ત્યારે તેના વખતનો ઇંદ્ર, સપ્તર્ષિ, અને દેવોના ગણ, એ પણ બદલાઇ જાય છે. એ સર્વનાં નામ પુરાણમાં ગણાવેલાં હોય છે.

આ મનુઓમાંથી પેહેલા મનુ સ્વાયંભુવની કથા ગયા પુસ્તકમાં આવી ગઈ છે. આ પુસ્તકમાં સ્વારોચિષ મન્વંતરથી કથાનો આરંભ થાયછે. સ્વરોચિનો પુત્ર સ્વારોચિ અને કાંતિમાન નામે બ્રાહ્મણનો પુત્ર સ્વરોચિ હતો.

એ કાંતિમાનની કથા ઘણી ચમત્કારીક છે. મૂળ સંસ્કૃત ગ્રંથમાં આ કથા જેવી રીતે લખાયલી છે તેમાં, અને પ્રેમાનંદે,તેજ કથા લખી છે તેમાં ઘણો ફેર પડેછે. એ ફેર કથાની હકીકતના સંબંધમાં નથી પડતો પરંતુ વર્ણનશૈલી સંબંધે છે. એટલે, જે વાત મૂળ ગ્રંથમાં એક સામાન્ય કથા છે તેને કવિએ પોતાની વાણીની યુક્તિથી એકરસમય કાવ્યકરી મૂક્યું છે. એ કથાને સ્વારોચિષ મનુનું આખ્યાન કહેવા કરતાં "કાંતિમદ્વરૂથિનીકાવ્ય" એવું નામ આપ્યું હોત તો કાંઈ અયોગ્ય કહેવાત નહિ. આવી રીતે સામાન્ય કથાને કાવ્યનું રૂપ આપવામાં પ્રેમાનંદે મૂળ ગ્રંથનો કોઇ ભાગ ફેરવ્યો છે એમ નથી પણ તેમાં જે વર્ણવવા યોગ્ય ભાગ લાગ્યો તેને તેણે સ્વાભાવિક રીતે વર્ણવ્યો છે, જેમ કે, મૂળ ગ્રંથમાં કાવ્યના નાયકનું વિશેષ નામ ન આપતાં એક ઉત્તમ બ્રાહ્મણ એટલુંજ માત્ર કહ્યું છે ત્યારે પ્રેમાનંદે તેને 'કાંતિમાન્' એવું તેના ગુણાનુરૂપ અને તેને જોઇને મોહ પામનારી વરૂથિનીના મોહના કારણને સૂચવનારૂં નામ પણ આપ્યું છે. કાંતિમાને સુંદર વરૂથિનીનો અતિ પ્રેમ અને ઉત્કંઠા જાણ્યા છતાં પણ માત્ર પોતાના નિત્યકર્મનો સમય સાચવવા ખાતર તેનો ત્યાગ કર્યો. આવા નીરસ અને કર્મજડ મહાત્માનું કર્મઠપણું જો પૂર્વે વર્ણાયું ન હોય તો આ વાત શ્રોતાને સંભાવ્ય લાગે નહિ. એમ છતાં મૂળ ગ્રંથકારે તેનું સામાન્ય વર્ણન કરીને પતાવી દીધુંછે, પણ પ્રેમાનંદે તેને રમૂજી વાણીમાં વર્ણીને આ કર્મઠ કાંતિમાનની મૂર્તિ હૂબેહૂબ ખડી કરી છે. જ્યાંથી પાછું ફરી શકવું કઠણ પડે એવા હિમાલયમાં સૃષ્ટિસૌંદર્ય જોવાની ખાતર કાંતિમાન મોટું સાહસ વોહોરી લેઇને જાયછે એ વાત એમને એમ કહેવામાં આવે તો અસંભવિત લાગે; કેમકે જે મનુષ્ય કર્મના કાળનો લોપ થવાની બીકથી પોતાને પ્રાપ્ત થયેલી દેવકન્યાનો ત્યાગ કરે એવો છે તેને વનસૌંદર્ય જોવાની ઉત્કંઠા શી? પણ જેમ કેટલાક માણસમાં અમુક ગુણો હોવાની સાથે તે ગુણોથી વિપરીત કોઇક વ્યસન હોયછે તેમ જો કાંતિમાનમાં વનસૌંદર્ય જોવાનો શોખ હોય તો તે સંભવે. મૂળ ગ્રંથકાર તેને તેવો શોખ બે ચાર શબ્દોમાં કહી બતાવે છે જે શ્રોતાના મન ઉપર કોઇ પ્રકારે છાપ પાડી શકતો નથી; પણ રસજ્ઞ પ્રેમાનંદ આ ખોડ સુધારી લે છે અને આરંભમાંજ તેના સ્વભાવમાં તેનો આવો શોખ છૂટથી વર્ણી જાયછે! કાંતિમાનની વન જોવાની ઈચ્છા પૂર્ણ કરવાને મૂળ ગ્રંથકારે એવી યુક્તિ કરીછે કે કોઈ અતિથિ આવ્યો તેણે તેને પાદલેપ આપ્યો કે જેના સામર્થ્યથી તે એક દિવસમાં ધારે તેટલું જઇ શકે. પ્રેમાનંદે અતિથિને બદલે તેના ઇષ્ટદેવ અગ્નિએ તેવો લેપ આપ્યો એમ વર્ણવ્યું છે, અને તે વધારે સયુક્તિક છે. કેમકે જે ઔષધ આપનાર હોય તેજ તેની નિવૃત્તિ કરનાર હોવો જોઇએ એવો ન્યાય છે. એ પ્રમાણે

જ્યારે કાંતિમાનનો લેપ ધોવાઇ ગયો ત્યારે હિમાલયમાંથી તેને ઘેર પાછા આવવાનું સામર્થ્ય અતિથિએ નહિ, પણ અગ્નિદેવે આપ્યું હતું, અને તેથી પેહેલો લેપ પણ અગ્નિએજ આપ્યો એમ કહેવું વધારે ઠીક લાગે છે. પણ ભાષાંતર કરવાના ગ્રંથમાં આવો ફેરફાર કરવો કે કેમ ? એ વિષે પ્રેમાનંદ પોતેજ તે જગોએ લખેછે કે,—

**ગ્રંથાન્તરે કથા એમ છે, સ્વર સમ્યક્ સુણી,**
**કે કોઇ સિદ્ધ થયો પ્રસન્ન, ગુણભુજ હે ગુણી;**
**કિંતુ અસંબધ્ધ કથા તેહ છે, સ્વર સમ્યક્ સુણી,**
**તેનું કારણ જાણશે શ્રોતાજન, ગુણભુજ હે ગુણી.**

જે ચૂર્ણનો પગે લેપ કરવાથી હજારો ગાઉ જઇ શકાય તેની અજમાયશ કર્યા વિના પેહેલીજ તકે હિમાલય જેટલે દૂર જવાની કોઇ હિંમત કરે એ અસંભાવ્ય છે. પ્રેમાનંદે તેને ઘણી વાર થોડા થોડા અંતરવાળી જગોએ લેઇ જઇ પાછો લાવીને અજમાયશ કરાવી છે અને પછી હિમાલય જોવા મોકલીને તે અસંભાવ્યતા દૂર કરી છે.

એવીજ રીતે જ્યાં જ્યાં ઘટે ત્યાં ત્યાં વત્તા ઓછા વર્ણનથી ગ્રંથને મનોહર અને રસમય કરવાનું માન પ્રેમાનંદને ઘટે છે. હિમથી કાંતિમાનનો પાદલેપ ધોવાય છે તે વર્ણન અસલ સાથે સરખાવતાં કવિની અદ્દભુત શકિતનું દર્શન થાય છે. તે વર્ણન એવું તો સ્વાભાવિક અને ક્રમપ્રાપ્ત છે કે જાણે કવિ પોતેજ હિમાલયમાં જઇને કાંતિમાનની સ્થિતિનો અનુભવ કરી આવ્યા હોય તેમ શ્રોતાને લાગે છે. પાદલેપ ધોવાયાથી કર્મઠ કાંતિમાન જે ખેદ કરે છે તેનુ વર્ણન પણ કવિએ પોતાની વિનોદયુક્ત વાણીથી કરીને શ્રોતાનેસ્મિત કરાવ્યું છે. વરૂથિનીનું વર્ણન કરતાં પ્રેમાનંદે દેશીઓ પડી મૂકી છે અને ભુજંગી છંદ પસંદ કર્યો છે. દમયંતી અને ઓખા વગેરે નાયિકાનાં અપ્રતિમ વર્ણન કરનારે આ ગંધર્વપુત્રી વરૂથિનીનું કેવું વર્ણન કર્યું હશે તે કહેવા કરતાં સમજવાને માટે રહેવા દેવું એજ ઠીક છે; માત્ર દરેક રસજ્ઞ પુરૂષે તે વાંચવા જેવું છે એટલુંજ કહેવું બસ છે. આ વર્ણનમાં વરૂથિનીના રૂપના વર્ણનની સાથે તેણે તેના મનોભાવનાં ચિત્ર આપ્યાં છે, તે સહૃદય પુરૂપને વિસ્મય ઉપજાવે છે. કાંતિમાનને જોઇને તેને મળવા જતી વરૂથિનીની ઉત્કંઠા વર્ણવતાં કવિ લખેછે કે—?

કદા ચીર વૃક્ષે ચતુરાનું આવે,
કદા કંટકે પાય જાણી વિંધાવે;
કદા ખાડ મધ્યે પડે પા'ડ કૂદે,

કદા વૃક્ષ વેલી ઝીલી સર્વ સુંહે.
કદા કેશ પોતાતણા ઝાલી હીંડે,
કદા હસ્ત હૈડે હરિમુખી ભીંડે;
કદા કુચને મર્દતી ગર્દતી તે,
કદા હસ્ત પાસે પૂરા દર્દથી તે. ઇત્યાદિ.

વળી વરૂથિની વિચારે છે કે,—

કશી પેર દીજે મહાકાંતિ રીઝે,
કશી પેર લીજે મહાભ્રાંતિ સીઝે;
કશી પેરવી જે આહ્લાદાંતિ ભીજે,
કશી પેર વીજે મહાશાંતિ કીજે.

વરૂથિનીને જોઇને કાંતિમાનની શી દશા થઇ તે વર્ણવતાં લખેછે કે,—

## શાર્દૂલવિક્રીડિત.

કાયા કંપ થયો, ગયો ગુણ વરયો, વાણી સુણી શાર્ણીની,
માયા મોહ કરે હરે ધરમ આ, દામિનીશી ભામિની;
સંધ્યાકાળ થશે જશે ધરમ તે, વિપ્રોતણો જે વધો,
ચાલે ચિત્ત વિષે દિશે હરભડયો, વેંઆંધમાદે મચો.

કાંતિમાન અને વરૂથિનીનો સંવાદ જે અનુક્રમે શાર્દૂલવિક્રીડિત અને હરિગીત છંદોમાં વર્ણવ્યો છે તે પણ ઘણો ઉત્તમ છે.

બહુધા કર્મઠ માત્ર શ્રદ્ધાજડ હોય છે પણ તેમની બુદ્ધિ પરમાર્થત નિર્મળ હોતી નથી, એ બતાવવાને અથવા તેના ઉપર આસક્ત થઇ રહેલી દેવકન્યાનો મરણાંત તિરસ્કાર કરીને અગ્નિની પ્રાર્થના કરી તેની સાહાય્ય મેળવીને ઘેર જનાર કાંતિમાન બ્રાહ્મણને શુભપરિણામી વર્ણવવો એ પ્રેમાનંદ જેવા રસમગ્ન કવિને ઠીક નજ લાગે, એટલા માટે આ સ્થળમાં તેણે એવો પ્રસંગ વર્ણવ્યો છે કે કાંતિમાન પોતાને ઘેર જઇ શકે એવું વરદાન આપવાને ભગવાન અગ્નિદેવ હિમાલયમાં જ્યાં વરૂથિની તથા કાંતિમાન ઊભાં હતાં ત્યાં આવ્યા અને તેને અભીષ્ટ વરદાન આપ્યું, જેથી તે આકાશમાર્ગે ઊડીને જવા લાગ્યો. આકાશમાં જતાં જતાં તેના મનમાં એવો વિચાર આવ્યો કે અહો!

હું કેવો ધર્માત્મા છું કે આવી દેવકન્યાથી પણ ન લોભાયો! પણ અગ્નિદેવ મને વિદાય કરીને ત્યાં ઊભા રહ્યા છે તે જરૂર એ કન્યાને લેઇ જવાની મતલબથીજ ઊભા હશે! આ તેનો દુષ્ટ વિચાર સર્વાંતર્યામી ભગવાન અગ્નિદેવ જાણ્યો અને તત્કાળ તેને શાપ દીધો કે જા, તું હિમાલયની પેલી મેર પડ.

પુરાણમાં એવી કથા છે કે તે બ્રાહ્મણ પછી પોતાને ઘેર ગયો છે. પણ એમ ઘેર મોકલવો એ વર્ણન ઠીક નથી, એ વિષે મહાકવિ પ્રેમાનંદ કહેછે કે,–

"કથા ભાગમાં એવું છે કંઈ, તે ઘેર ગયો ગુણખાણ;
સુખી થયો ને કર્મજ કીધાં, વારૂ થયાં વખાણ.
જેને જેવી રુચિ તેવી, તેણે ભાખી વાણ;
આમજ કરવું, એવી ક્યાં ફરી, દુરાગ્રહી નૃપ આણ.
પણ સારૂં કે માઠું ફેરવિયું, સજ્જનને થાય જાણ;
યથામતિએ સર્વે કરતા, વૃદ્ધિ કે થાય હાણ;
કર્મકૂટ અહીં કરવા લાગ્યા, કાઢી મોટું પુરાણ;
કિંતુ રસજ્ઞ ને વરૂથિનીના, તલપાપડ થાશે પ્રાણ"

પુરાણકર્ત્તા કવિએ વરૂથિનીને ગંધર્વ મેળવ્યો છે અને તેના કાંતિમાન સરખા વેષ ઉપરથી ઠગાઈને વરૂથિની તેનીસાથે પરણી છે. એક નાયક ઉપર અનુરાગ ઉત્પન્ન કરાવીને તેને બીજા નાયક સાથે પરણાવવા જેવું પ્રેમાનંદ કવિ કદાપિ ન કરત, એમ અમારૂં માનવું છે, પણ જ્યારે પુરાણમાં તેમજ છે, અને રૂચિ નામનો પુત્ર ગંધર્વપિતાથી ઉત્પન્ન કરવાની પુરાણકર્ત્તાને જરૂર લાગી છે ત્યારે પછી પ્રેમાનંદે તે ખોડ ઢાંકવાને કાંતિમાન સાથે ગંધર્વની સર્વાંશે સામ્યતા વર્ણીને બનતો યત્ન કર્યો છે.

એ વરૂથિનીને સ્વરોચિ નામે પુત્ર થાય છે. સ્વરોચિ હિમાલયમાંજ ઉછરે છે અને અદ્‌ભુત દૈવયોગથી તેને ત્રણ કન્યાઓ ( જે ત્રણ સખીઓપણ હતી ) આવી મળે છે. સ્વરોચિ ઉપર અનુરક્ત થયેલી ત્રણ કન્યાઓ તેને વરે છે તથા તેઓ તેને એક એક વિદ્યા સમર્પણ કરેછે. ત્રણમાંની એકે તેને નવ નિધિ અર્પણ કર્યા હતા. નવ નિધિઓ એ શું છે તે ગ્રંથમાં વર્ણ્યું છે તેથી અહીં લખતા નથી તથાપિ તે જાણવા જેવું છે ખરૂં. દરેક મનુષ્યનો સ્વભાવ અને આચરણ એ નિધિઓ ઉપર આધાર રાખે છે, અને તે ઉપરથી એમ અનુમાન સહજ થઈ શકેછે કે પ્રત્યેક મનુષ્યને પોતપોતાનાં શુભાશુભ કર્મના પ્રમાણમાં નવ નિધિઓમાંની હરકોઈ એક, બે કે વધારે પ્રાપ્ત

થયેલી હોય છે. તાત્પર્ય એ છે કે એમાંના ઉત્તમ નિધિઓ જેને પ્રાપ્ત કરવાની ઇચ્છા હોય તેણે ઉત્તમ આચરણવાળા થવું અને શંખાદિ કનિષ્ટ નિધિઓ પ્રાપ્ત કરવી હોય તેણે એકલપેટા, મલિન, વગેરે કનિષ્ટ ગુણોવાળા થવું.

પોતાની ત્રણ સ્ત્રીઓ સાથે સ્વરોચિને રમતો જોઇને એક હંસી તથા ચક્રવાકીનો સંવાદ થયેલો વર્ણ્યો છે અને તેનું તાત્પર્ય એ છે કે એક પુરૂષે એક કરતાં વધારે સ્ત્રીઓ કરવી એ પશુઓ કરતાં પણ હીનતા ભરેલું છે. સ્વરોચિને વિષયભોગમાં અતિ આસક્ત જોઇને તેમાંથી છોડાવવાને નિમિત્ત આપવાને—અથવા ખરૂં જોતાં વિષયભોગ મનુષ્યને કેવા બળાત્કારે ખેંચી પાડેછે તે સમજાવવાને હંસ તથા હંસીનો સંવાદ વર્ણ્યોછે તે ઘણો રમણિક છે. હંસ હંસીને કહે છે કે,—

## નારાચ છંદ.

"મહાપ્રિયા ક્રિયા હવે સુભોગકેરી ત્યાગવી,
વિરામ પામ વામ! કામકેલિ મેલ આગવી;
ઘણા દિવા સુધી રમ્યો હું તારી સાથ સાધવી!
સદા કરી શું ભોગ રોગસિદ્ધિ હંસી સાધવી?
વયે વશી તું છેલ્લીએ વિચાર તેહ તો કરે,
ભવાબ્ધિ ત્યાગવાતણો વિચાર કેમ ના કરો;
કુકામ બાણ સાંધી સાંધી બાંધી બાંધી મારશે,
તને મને ન તારૂણી કદાય તેજ તારશે."

હંસી ભોગનું સમર્થન કરનારાં વાક્યોથી સ્ત્રગ્ધરાવૃત્તમાં તેના પ્રત્યુત્તર આપે છે. આ સર્વ સાંભળીને સ્વરોચિને વૈરાગ્ય ઉપજે છે; પણ એવામાં કલાવતી ગાન આરંભે છે અને વૈરાગ્ય નાશ પામે છે. માયામોહનો એમ મહિમા વર્ણીને, પછી કવિ સ્વારોચિષનો જન્મ કેમ થયો તે વર્ણીને એ મનુની કથા સમાપ્ત કરે છે.

૩ જો ઔત્તમ મન્વંતરછે. ઉત્તમની સ્ત્રી બહુલાની કથાદ્વારા નઠારી પત્નીનું ચિત્ર આપેલું છે, અને પરણેલી સ્ત્રી ગમે તેવી હોય તથાપિ તેનું પાલન કરવું એજ ઉત્તમ મનુષ્યનો ધર્મ છે એવો બોધ પણ કરેલો છે. ઉત્તમ પોતાની આડી અને હઠીલી સ્ત્રીથી ક્લેશ પામીને એક વખત પોતાના

આચાર્યને તેમાંથી છૂટવાનો ઉપાય પૂછવા લાગ્યો. તે સાંભળીને આચાર્યે કહ્યું કે,—

## શાર્દૂલવિક્રીડિત.

" કાલી ઘેલી અપાર મેલી મનની, વે'લી વઢવામાં વધે,
કાણી કૂબડી કે કુવેડ કરતી, વકાંગી હોયે બધે;
બોલે બોલ અતોલ રોળ રમતી, છૈયાં જણે ના જણે,
કામેચ્છા પૂરી જો ચહે તું કરવો, તો ગોરી તારી ગણે."

ઈત્યાદિ. આ આખ્યાન બહુ બોધક અને તે સ્ત્રીઓએ પણ અવશ્ય સાંભળવા જેવું છે. એ વિષે કવિ પણ કહે છે કે,—

"આ ઉત્તમ મન્વંતરની કથા, અને ઉત્તમકેરૂં ચરિત્ર;
બહુલાનો ત્યાગ નારી સુણે, થાય તે પરમ પવિત્ર.
વળી શાંતિ મળે કાંતિ વધે, રૂપ થાય દેવ સમાન;
ઘરની નારીથી ક્લેશ નવ વધે, એવું શુચિ ઔત્તમાખ્યાન."

ચોથા તામસ મન્વંતરમાં દીર્ઘાયુષી રાજાની કથા છે તથા તે કથાદ્વારા એકલા દીર્ઘ આયુષ્યમાં પણ મહાદુઃખ છે તે બતાવી આપ્યું છે. આ આખ્યાનમાં કવિએ નદીની રેલનું તથા મેઘનું વર્ણન ટુંકામાં આપ્યું છે તથાપિ તે બહુ સુંદર છે.

પાંચમા રૈવત મન્વંતરમાં કુપુત્રથી થતા ક્લેશનું વર્ણન છે. છઠ્ઠા ચાક્ષુષ મન્વંતરની કથાદ્વારા સૌ કોઈ સ્વાર્થનાં સગાં છે એવો ઉપદેશ કર્યો છે. સાતમો વૈવસ્વત મનુ છે. આ મનુની કથાદ્વારા કવિએ ઓરમણ માની નિઃસ્નેહતા વર્ણીછે, તેમ અતિ તેજસ્વીપણું પોતાની સ્ત્રી પણ સહન કરી શકતી નથી તે બતાવી આપ્યું છે.

આઠમા સૂર્યસાવર્ણિના આખ્યાનમાં પ્રસિદ્ધ ચંડીપાઠનો સમાવેશ થાયછે. ચંડીપાઠનું ઘણું ઉત્તમ ભાષાંતર કવિએ કરેલું છે. પ્રેમાનંદના પેહેલાં પણ ભાલણ વગેરે કવિઓએ ચંડીપાઠનાં ભાષાંતર કર્યાં છે. તેમના વિષે પણ કવિ સૂચના કરે છે. જેમ,—

"ભાલણ માધવ દેવસુરી, વળી કણબી તળજો એક;
એમણે દેવીમાહાત્મ્ય પ્રાકૃત કર્યાં, ધરી અર્થનો ખરો વિવેક".

એમણે દેવીમાહાત્મ્ય પ્રાકૃતમાં લખ્યાં છે, તેમ છતાં પ્રેમાનંદને ફરી શામાટે કરવું પડ્યું ? એવો પ્રશ્ન અહીં ઉદ્ભવતોજ નથી; કેમકે આખા માર્કંડેય પુરાણનું કવિતાબદ્ધ ભાષાંતર કરવાની પ્રતિજ્ઞા કરનારે તે સંપૂર્ણ કરવું એજ ન્યાય છે. આ દેવીમાહાત્મ્ય ઉપરથી કવિ આપણને એવો ઉપદેશ કરેછે કે મોહ એજ સંસારમાં બાંધનારો અને દુઃખ આપનારો છે. સુરથ અને વૈશ્યના મોહનું વર્ણન જેટલું જોઈએ તેટલું મૂળગ્રંથમાં ન હોવાથી પ્રેમાનંદે તે ખોટ પૂરી કરીને તેને સુરસ બનાવ્યુંછે. દેવીમાહાત્મ્યમાં દેવીને વીરરસનો નાયક માનીને મૂળગ્રંથકારે વીરરસમય આખ્યાન વર્ણવ્યું હોય એમ દેખાડ્યું છે; પણ વસ્તુતઃ એ વીર નહિ પણ વીરરસાભાસ થાયછે. કેમકે તેમાં ઠામ ઠામ દેવીના નાજુક સૌંદર્યનું વર્ણન છે તેથી તથા શુંભાદિકની એકતરફી રતિનું તે આલંબન છે તેથી શૃંગારરસના વર્ણનની તે કોઈ નાયિકા હોય એવો ભાસ થાય છે. વળી સાહિત્યશાસ્ત્ર જાણનારા પંડિતોએ સ્ત્રીને સુકુમાર, બીહીકણ, કોમળ અને પ્રેમાળ પાત્ર માનેલું છે; તેને વિષે કઠણ, કઠોર, નિર્ભય, અને સ્નેહરહિત યુદ્ધવીર, જેમાં ક્રોધાદિ સ્થાયિભાવ સંચારી થઇને કાંઇક રૈદ્રની છાયા પણ બતાવે છે તે, ઘટાવવો એ અયુક્ત જણાય છે. મહાકવિ પ્રેમાનંદના સમજવામાં પણ આ બાબત સારી રીતે આવી હતી એમ તેની કવિતા ઉપરથી જણાયછે. તે દેવીમાહાત્મ્યનો આરંભ કરતાં થોડી વાર પછી લખે છે કે,—

"હવાં દેવીકેરૂં માહાત્મ્ય કે'તાં, વિચાર મનમાં થાય;
સાહિત્યશાસ્ત્રે નાયક કહ્યો, જ્યાં વીરરસ ગવાય.
વીરરસ આ માહાત્મ્ય મધ્યે, ભાખે પુરાણી દેવ;
તમારી દેવી રૂપી નાયિકા, કરે નાયક ક્યાની,, સેવ.
સાહિત્યકેરા શાસ્ત્રને શિર, મૂકી વહો મૂઢ. પાગ ૬ઠ

વળી પ્રેમાનંદ આગળ વધીને કહે છે કે જો દેવીમાહાત્મ્ય કાવ્યજ હોત તો તેને કાવ્ય કે આખ્યાન એવું નામ વ્યાસમહાત્માએ કેમ નથી આપ્યું ? એમ છતાં પ્રેમાનંદે પોતાની લખવાની છટાથી દેવીમાહાત્મ્યને સુરસ કર્યું છે એમાં તો સંદેહ નથી.

એ પછી બાકીના પાંચ મનુઓ સંક્ષેપમાં કથન કરી ગ્રંથ સમાપ્ત કર્યો છે.

———

# स्वारोचिष

## मन्वंतराख्यान.

### કડવું ૧૧૮ મું.

રાગ કેદારો.

શ્રીગુરૂ ગણપતિને શિર નામી, વંદું વામન વૈશટ સ્વામી;
બહુનામી ઇચ્છા પૂરો મનતણી રે. ૧

ઢાળ.

મનતણી ઇચ્છા પૂરીએ, ગુરૂદેવ થઇ કૃપાળ;
સાગરસમો શિર ભાર ધરવા, હું વાંચ્છું નાનો બાળ. ૨
ક્યાં મન્વતર ને માનવી, ક્યાં દેવ દાનવી જોડ;
મૂઢમતિએ મનુઅંતર તેવો, કે'વા ઉપન્યો કોડ.
સરસ્વતી આઇ સા'ય કરજે, જ્યમ હાસ્ય મારૂં ન થાય;
હસારત મારી થતાં આઈ, તવ ગુણગણ કો ગાય? ૪
ભક્તજન કે' ભવ મધ્યે, ન હસ્ત દ્વિજનો સા'યો;
આઇ પ્રતાપે આરંભ કીધો, અંતને તે ન કમાયો. ૫
એ વિધિ મહામાયા મુને, લાગશે લાંચ્છન;
ભક્ત આઇને ભેળાં ગણશે, એ થાય દુઃખ મુને અનુદિન. ૬

---

૩ મૂઢમતિ ઈ૦—મારી મૂઢ બુદ્ધિએ કરીને તેવો મનુઅંતર (એકમનુથી બીજા મનુ સુધીના સમયની મુખ્ય હકીકત) કહેવાને કોડ ઉપજ્યો છે. અથવા એમનું (મન્વંતર અને માનવીનું) જેવું અતર છે, તેવોજ અંતરવાળો કોડ મારી મૂઢમતિમાં ઉપજ્યો છે. અર્થાત મન્વંતર કયાં અને તે વર્ણવવાનો મારો અભિલાષ કયાં? કાલિદાસ પણ રઘુવંશના આરંભમાં એવુંજ કાંઈક લખે છે "क्वसूर्यप्रभवोवंशःक्वचाल्पाविषयामतिः" ઈ૦ —"સૂર્યથી ઉપજેલો વંશ કયાં અને થોડું જાણનારી એવી મારી બુદ્ધિ કયાં"?

૬ભક્ત આઇને—તારા ભક્ત એવાને મને અને આઇને (માતાને-તને).

માટે માત મારી કૃપાકીજે, હંસવાહનિ આજ;
જેણ કીર્ત્તિ વાધે આપની ને, થાય મારૂં કાજ. ૭
યથાશક્તિ આરાધિયાં મેં, તે તે સ્થળે કરી સા'ય;
આ સમે અનુષ્ઠાન કરીને, પુરાણી જન એમ ગાય. ૮
સરસ્વતીને સાધી લઇશું, જેણે વિઘ્ન અમુઝાશે;
માર્કંડેય રે'શે અધૂરૂં, પ્રેમાનંદ પૂર વ'વાશે. ૯
આઇ સુણી સોઇ એવી, જોઇ વૈરી પુરાણી સર્વ;
અનુષ્ઠાન આવું આચર્યું મેં, તજી ગાત્રથી ગર્વ. ૧૦
હવાં કથા આરંભ કરૂં છું, આઇ કરી પ્રમાણ;
સમ્યક્ પ્રકારે સા'ય કરજો, ભારતી પૂરણ કામ. ૧૧
ક્રૌષ્ટુકિ કહે મહામુને, અહો માર્કંડેય ભૂદેવ;
મેં જે જે પ્રશ્ન કર્યા મુનિ તે, નિવારિયા તતખેવ. ૧૨
કહી અવનિઅબ્ધિતણી સ્થિતિ, વળી તેતણાં પ્રમાણ;
નક્ષત્ર કેરી સ્થિતિ ભાખી, ગ્રહપ્રમાણ સુજાણ. ૧૩
પૃથ્વ્યાદિ લઇને લોક સઘળા, વળી કહ્યાં સપ્ત પાતાળ;
સ્વાયંભુવ મન્વંતર ભણ્યા મુનિ, થઇ મારા ઉપર કૃપાળ. ૧૪
નાના વિધિ નદી નામ ભાખ્યાં, નગ કહ્યા નૌતમ જાણ;
ગંગોત્પત્તિ કહી સર્વે, કર્યા અજ્ઞાન સુજાણ. ૧૫
તે રીતે કૃપા કરી કહો, જે કથા સુણવા ચિત્ત;
આ કાળ માન્યું મેં મુનિ એ, ધાન્ય માન ને વિત્ત. ૧૬
સ્વાયંભુવ પછી જે થયા તે, કહો મન્વંતર મુન્ય;
એ સાંભળવા ઇચ્છા અતિશે, છે હૃદય મારૂં શૂન્ય. ૧૭

---

૮ અનુષ્ઠાન—મંત્રસાધન. ૧૦ આવું—આ સ્તુતિરૂપી. ૧૩ અબ્ધિ—સમુદ્ર. ૧૪ પૃથ્વ્યાદિ લઇને—પૃથ્વી વગેરે. ૧૬ મુનિ—હે મુનિ. એ—કૃપા.

તે મન્વંતરાધિપતિ ભાખો, દાખો દેવ ઋષિ તેના;
તેતણા પુત્રો નૃપો આજે, વદો ગુણગણ એના. ૧૮
એક ચિત્તે સર્વ સુણું હું, ધ્યાન ધારી ભૂદેવ;
પાદપદ્મ પર ખટપદ થઇ ભમી, સિદ્ધ સાધું સેવ. ૧૯

વલણ.

સિદ્ધ સાધું સેવ, સેવક થઇ સમ્યક્ પેર રે;
ભટ પ્રેમાનંદ વિનવે મુનિ, કરો મહીં મળતી મુજને મે'ર રે. ૨૦

## કડવું ૧૧૯ મું.

રાગ વેરાડી.

વળતું માર્કંડેય બોલિયા, સ્વર સમ્યક્ સુણી,
સ્વાયંભુવની વદી મેં વાત, ગુણભુજ હે ગુણી;
હવાં કહું સ્વારોચિષને, સ્વર સમ્યક્ સુણી,
તે મન્વંતર વદું વિખ્યાત, ગુણભુજ હે ગુણી. ૧
વારિધિ સમી વરૂણા નદી, સ્વર સમ્યક્ સુણી,
તેના તટપટપર એક ગ્રામ, ગુણભુજ હે ગુણી;
અરૂણાસ્પદ નામ નગરનું, સ્વર સમ્યક્ સુણી,
તે નગરે ચાર વર્ણ વિશ્રામ, ગુણભુજ હે ગુણી. ૨
ત્યાંનો રાજા ભગીરથ સારખો, સ્વર સમ્યક્ સુણી,
પાળે પ્રજાને પૂરી પ્રીત, ગુણભુજ હે ગુણી;

---

૧૯ પાદ ઇ૦—અર્થાત્ ખટપદ ( ભમરો ) જેમ પદ્મ ( કમળ ) ઉપર આસક્ત હોય છે તેમ હું તમારા ચરણમાં આસક્ત છું. ૨૦ મહીં મળતી ઇ૦—કૌષ્ટુકિના ઉપર દયા કરો તે ભેગી મારા ઉપર પણ દયા કરજો કે જેથી આ ગ્રંથ પૂરો થાય. ૧ ગુણભુજ—ગુણને ભોગવનારો—અર્થાત્ ગુણજ્ઞ. ૨ તટપટ —કિનારાનો પટ ( વિસ્તાર ).

તે નગરે ગુરૂકુળ તો ઘણાં, સ્વર સમ્યક્ સુણી,
તેમાં દ્વિજ દાનેશ્વરીની વર રીત, ગુણભુજ હે ગુણી. ૩
કરે સંધ્યાવંદન સવારમાં, સ્વર સમ્યક્ સુણી,
પાળે ગૃહસ્થાશ્રમની પેર, ગુણભુજ હે ગુણી;
તેને ઘેર સુરેશ્વર સારખો, સ્વરસમ્યક્ સુણી,
સુત પ્રકટ્યો માધવ મે'ર, ગુણભુજ હે ગુણી. ૪
જોઇ કાંતિ તેની કનક સમી, સ્વર સમ્યક્ સુણી,
ધર્યું કાંતિમાન તો નામ, ગુણભુજ હે ગુણી;
છે અધિક અશ્વિનીકુમારથી, સ્વર સમ્યક્ સુણી,
રૂપમાં હારે બીજો કામ, ગુણભુજ હે ગુણી. ૫
સ્વભાવે કોમળ સુત તે, સ્વરસમ્યક્ સુણી,
છે સદાચારી વિચારી તેહ, ગુણભુજ હે ગુણી;
જેમ વિધુ વૃદ્ધિ પામે દિનદિને, સ્વરસમ્યક્ સુણી,
તેમ તે વાધતો નિઃસંદેહ, ગુણભુજ હે ગુણી. ૬
એમ વિત્યાં અષ્ટ વર્ષ તેહને, સ્વર સમ્યક્ સુણી,
ઉપવીત દીધું ભૂદેવ, ગુણભુજ હે ગુણી;
પછે ગુરૂકુળ ભણવા ગયો, સ્વર સમ્યક્ સુણી,
ગુરૂસેવ કરી તજી અહમેવ, ગુણભુજ હે ગુણી. ૭
તે વેદ વેદાંગ પૂરેપૂરાં, સ્વર સમ્યક્ સુણી,
ભણીગણી ઉતર્યો નિરવાણ, ગુણભુજ હે ગુણી;
તેની કર્મકાંડે પ્રીતિ વધી, સ્વર સમ્યક્ સુણી,
થયો કર્મઠ તેહ સુજાણ, ગુણભુજ હે ગુણી. ૮
પછે ગેહ આવી ગૃહસ્થજ થયો, સ્વર સમ્યક્ સુણી,

૪ સુરેશ્વર— ઈંદ્ર. ૫ અધિક—અધિક રૂપાળા. ૮ કર્મઠ—નિત્ય નૈમિત્તિક કર્મ કરવામાં અતિ આસક્ત.

મીમાંસાનો જુએ મહિમાય, ગુણભુજ હે ગુણી;
તેને સાંખ્ય વેદાંત ન રૂચિયું, સ્વર સમ્યક્ સુણી,
કરી કર્મ ઉપાસક કાય, ગુણભુજ હે ગુણી. ૯
કરે પવિત્ર કર્મ પૂરેપૂરાં, સ્વર સમ્યક્ સુણી,
પાળે ગૃહસ્થના રૂડા ધર્મ, ગુણભુજ હે ગુણી;
જો રાત્રિએ અતિથિ આવિયો, સ્વર સમ્યક્ સુણી,
તેને આશ્રમ આપી કરતો શર્મ, ગુણભુજ હે ગુણી. ૧૦
પ્રાતઃકાળે ઉઠી સેવતો, સ્વર સમ્યક્ સુણી,
અતિથિકેરા ચરણ રોજ, ગુણભુજ હે ગુણી;
જો અતિથિ નવ સાંપડ્યો, સ્વર સમ્યક્ સુણી,
તો કરમાતું વદન સરોજ, ગુણભુજ હે ગુણી. ૧૧
તેના ઇષ્ટ અગ્નિ ત્રણ હતા, સ્વર સમ્યક્ સુણી,
તેને પૂજતો એકે મન, ગુણભુજ હે ગુણી;
એક ગાર્હપત્ય નામે સહી, સ્વર સમ્યક્ સુણી,
અન્ય આહવનીય દુઃખમોચન, ગુણભુજ હે ગુણી. ૧૨
છે ત્રીજો દક્ષિણાગ્નિ નામનો, સ્વર સમ્યક્ સુણી,
એવા ઇષ્ટ વન્હિ ત્રણ જાણ, ગુણભુજ હે ગુણી;
ભજન કરતો તેનું ભાવથી, સ્વર સમ્યક્ સુણી,
માનતો તેને પૂરા પ્રમાણ, ગુણભુજ હે ગુણી. ૧૩
હવાં કર્મકાંડીને ઇચ્છા ઘણી, સ્વર સમ્યક્ સુણી,
હોય સુખ તો માગે મહાસુખ, ગુણભુજ હે ગુણી;

---

૯ મીમાંસા—યજ્ઞાદિ કર્મને પ્રતિપાદન કરનારું શાસ્ત્ર. સાંખ્ય વેદાંત—કર્મનું ખંડન કરનારાં શાસ્ત્ર ૧૦ શર્મ—સુખશાંતિ. ૧૧ વદનસરોજ—મુખ કમળ. ૧૩ વન્હિ—અગ્નિ.

કર્મ કરવાં સુખ કારણે, સ્વર સમ્યક્ સુણી,
માગે મુખ એટલું જાય મમ દુઃખ, ગુણભુજ હે ગુણી. ૧૪
તેવી ઇચ્છા આને નવ હતી, સ્વર સમ્યક્ સુણી,
કિંતુ કર્મફળનો લાગ્યો પાશ, ગુણભુજ હે ગુણી;
તેણે ઇચ્છા એવી ઉપની, સ્વર સમ્યક્ સુણી,
જોવા વન રમણિક વાધી આશ, ગુણભુજ હે ગુણી. ૧૫
ઉપવન ઉદ્યાન કેવાં હશે, સ્વર સમ્યક્ સુણી,
ત્યાં હશે અપ્સરા કેવે રૂપ, ગુણભુજ હે ગુણી;
નાના પ્રકારનાં નગર જે, સ્વર સમ્યક્ સુણી,
તે જોવાં ને નિરખવા ત્યાંના ભૂપ, ગુણભુજ હે ગુણી. ૧૬
આખી પૃથ્વી અટન કરવી સહી, સ્વર સમ્યક્ સુણી,
એવી ઇચ્છા મનમાં અપાર, ગુણભુજ હે ગુણી;
પૂરાય મનોરથ કયી વિધે, સ્વર સમ્યક્ સુણી,
તે કરતો અહોરાત્ર વિચાર, ગુણભુજ હે ગુણી. ૧૭
બહુ દેવને મસ્તક નામતો, સ્વર સમ્યક્ સુણી,
પણ કોઇએ ન કીધું કામ, ગુણભુજ હે ગુણી;
પછે લાગ્યો ઇષ્ટ આરાધવા, સ્વર સમ્યક્ સુણી,
લઇ વારાફરતિ ત્રિવન્હિ નામ, ગુણભુજ હે ગુણી. ૧૮
કામ એ ઉપચારે નવ થયું, સ્વર સમ્યક્ સુણી,
તવ ઉંધે મસ્તક લટક્યો તેહ, ગુણભુજ હે ગુણી;

---

૧૪ માગે ઇ૦– કર્મકાંડી કર્મ કરીને કાંઇ મોક્ષને ઇચ્છતો નથી પણ તે પોતાને મુખે એટલું માગે છે કે મારૂં દુઃખ જાય. નવી નવી ઇચ્છા ઉત્પન્ન કરવી એ કર્મનું ફળ છે એમ વર્ણું છેઃ કિંતુ ઇ૦—સ્પષ્ટ છે.૧૮ ત્રિવન્હિ—ગાર્હપત્ય, આહવનીય અને દક્ષિણાગ્નિ.

એમ કેટલાં વર્ષ વીતી ગયાં, સ્વર સમ્યક્ સુણી;
કષ્ટી કૂડી કરી નાખી દેહ, ગુણભુજ હે ગુણી. ૧૯
ગાર્હપત્યાગ્નિ પ્રસન્ન તવ થયા, સ્વર સમ્યક્ સુણી,
પણ તેણે આવી ન દીધું દર્શન, ગુણભુજ હે ગુણી;
એક ચોપડવાનું ચૂર્ણ આપિયું, સ્વર સમ્યક્ સુણી,
તે વધ્યા જા થયો છું પ્રસન્ન, ગુણભુજ હે ગુણી. ૨૦
આ ચૂર્ણ ચરણતળીએ ઘશ્યે, સ્વર સમ્યક્ સુણી,
અર્ધે દિવસે જવાશે સહસ્ર યોજન, ગુણભુજ હે ગુણી;
વારૂ કહી નમન તેણે કર્યું, સ્વર સમ્યક્ સુણી,
સ્તુતિ કરી અતિ મુનિજન, ગુણભુજ હે ગુણી. ૨૧
ગ્રંથાંતરે કથા એમ છે, સ્વર સમ્યક્ સુણી,
કે કોઇ સિદ્ધ થયો પ્રસન્ન, ગુણભુજ હે ગુણી;
કિંતુ અસંબદ્ધ કથા તેહ છે, સ્વર સમ્યક્ સુણી,
તેનું કારણ જાણશે શ્રોતાજન, ગુણભુજ હે ગુણી. ૨૨
પણ ગ્રંથે હતું તે દાખવ્યું, સ્વર સમ્યક્ સુણી,
કર્યું બંધ પુરાણીનું વદન, ગુણભુજ હે ગુણી;
તે ચૂર્ણ મળ્યે ચતુર થયો, સ્વર સમ્યક્ સુણી,
હૃષ્ટપુષ્ટ ને વાધ્યું તન, ગુણભુજ હે ગુણી. ૨૩

---

૧૯ કષ્ટી—કષ્ટ કરીને દેહને કૂડી કરી નાખી એ અન્વય. ૨૨ ગ્રંથાંતરે —બીજા ગ્રંથમાં— માર્કંડેયમાં. અસબંદ્ધ—સંબંધ વિનાની. તેનું ઇ૦—તેનું કારણ શ્રોતાજન જાણશે—રસજ્ઞ સમજશે. આગળ એવી કથા આવશે કે તેના પગનો લેપ ધોવાઇ જવાથી તે બ્રાહ્મણ ઘરથી દૂર હજાર યોજન ઉપર અટકી પડયો, તે વખતે તેને ગાર્હપત્ય અગ્નિએ ઘેર પોહોચાડયો હતો; પણ સિદ્ધે કાંઇ કર્યું હોય એમ નથી. એ ઉપરથી એ પાદલેપ સિદ્ધનો આપેલો નહિ, પણ ગાર્હપત્ય અગ્નિનો આપેલો કહેવો વધારે સુઘટિત છે, એમ કવિને કહેવાનો અભિપ્રાય છે. ૨૩ હૃષ્ટ—હર્ષ પામેલો.

ગર્વ વધ્યો ગુણિયલ થતાં, સ્વર સમ્યક્ સુણી,
કિંતુ સ્વધર્મ પાળે શુદ્ધ, ગુણભુજ હે ગુણી;
નિત્ય ઇષ્ટને અતિ આરાધતો, સ્વર સમ્યક્ સુણી,
જેણે વૃદ્ધિંગત કર્યાં બળબુદ્ધ, ગુણભુજ હે ગુણી. ૨૪
પછે થઇ ઇચ્છા વન જોવાતણી, સ્વર સમ્યક્ સુણી,
તે ગયો ચૂર્ણ ચરણે લગાડી સાર, ગુણભુજ હે ગુણી;
વન ઉપવન જોઇ આવિયો, સ્વર સમ્યક્ સુણી,
ઘેર પામી ઘટીમાં અવધિ પાર, ગુણ ભુજ હે ગુણી. ૨૫

### વલણ.

અવધિ પાર પામી આવિયો, આનંદ મન અતિશે થયો રે;
તે અન્ય વારે હિમવાન્ જાતો, જોઇશું મારે કહ્યો રે; ૨૬

## કડવું ૧૨૦ મું.

### રાગ સામેરી.

ક્રૌષ્ટુકિ સાંભળ્ય કથા સાર રે, તે દ્વિજ પામ્યો પૃથ્વી પાર રે;
જઇ આવ્યો તે એક વાર રે, ઇચ્છેલી મહીમોઝાર રે. ૧
પછે હિમવાને જાવા કર્યું મન રે, પાદે ચૂર્ણ ચોપડિયું પાવન રે;
કે આવી પક્ષી જેવી પાંખો રે, થયો જોનાર સમૂહ આંખો રે. ૨
જોતાં જોતાંમાં ચઢિયો ગગન રે, તે થાતો મનમાં અતિ મગન રે;
એમ જાણતો જાતે તેહ રે, હું સમો ઇંદ્ર તેહ સંદેહ રે. ૩
એવે જાતાં જાતાં જોયો પાગ રે, તેણે મન ભગ્ન થયો મહાભાગ રે;

---

૨૪ વૃદ્ધિંગત—વૃદ્ધિ પામેલા. ૨૫ ઘેર ઇ૦— ઘટીમાં અવધિનો પાર પામીને ઘેર આવ્યો, એ અન્વય. ૨૬ હિમવાન્— હિમાલય.

પૂર જેટલું ચૂર્ણ ન ચોપડ્યું રે, વળી આવ્યો વિચારે શો રે'શો અડ્યું રે. ૪

એક સહસ્ર જોજન જવાય સાર રે, આજ તેથી અર્ધ જાવું નિરધાર રે;
જો અર્ધ ચૂર્ણ ચોપડ્યું પાદ રે, તો સમજી એમ પામું ઉલ્હાદ રે. ૫

વળી વિચાર કરતો તેહ રે, શા કારણ પામું સંદેહ રે;
ન કહ્યું પગે ચોપડવાનું પ્રમાણ રે, તો મારે થાવું શો એમ અજાણ રે. ૬

એવા વિચાર કરતો જેવે રે, હિમગિરિ આવી પો'ચ્યો તેવે રે;
ન લાગ્યો થાક ઇષ્ટ પ્રતાપે રે, ન ક્ષુધા દેવીએ પીડચો આપે રે, ૭

ઉતર્યો હિમગિરિમાં જ્યારે રે, અધિક તન પ્રફુલ્લિત થયું ત્યારે રે;
મહામદ ઉન્મત્ત ગર્વે ભરિયો રે, જે પાણીથી અધિક નભમાં તરિયો રે. ૮

મહાઆનંદ આણી મનમાં રે, ઘુમરી ઘુમરાવી સહુ તનમાં રે;
હિમપૃષ્ઠે ફરવા લાગ્યો જાણ રે, કરે તેના ગર્વનું કોણ પ્રમાણ રે. ૯

શીતળ મંદ સુગંધિક વાય રે, તેની લે'રો ખાતો જાય રે;
કંઇક હિમ પડ્યું મારે ઠેસે રે, કંઇક હિમ ઉપર જઇને બેસે રે. ૧૦

કંઇ પગથી દાબે હિમ પડિયું રે, કંઇ જુએ આ આંગળું ચઢિયું રે;
એમ રમણ કર્યું હિમ સાથે રે, ઝાલ્યું કેટલું હિંડતાં હાથે રે. ૧૧

પછે પામ્યો એ કૃત્યે સંતોષ રે, કે ગર્વે કર્યો તેના પર રોષ રે;

---

૪ એવે ઇ૦—પગનું ચૂર્ણ જોઇને શંકા થઇ, ઇત્યાદિ વર્ણન કરીને અવાંતર કથાભાગનું બીજ મૂકયું છે. ૮ જે ઇ૦— પાણીમાં તરવું કઠણ છે, પણ તેના કરતાં નભમાં (આકાશમાં) તરવું અત્યંત કઠણ છે, ત્યાં પણ જે તર્યો. ૯ ઘુમરી ઘુમરાવી—મગરૂર થઈને.

૧૦ કડી ૪-૫-૬માં મૂકેલા બીજને વધાર સ્પષ્ટ કરેછેઃ કંઇક ઇ૦— સ્પષ્ટ છે. ૧૧ ચઢિયું—(હિમથી અકડાઈ જવાને લીધે.) અથવા આંગળા ઉપર હિમ ચઢી ગયું અથવા હિમ ઉપર આંગળું ચઢી ગયું, એમ જુએ છે.

ગર્વ વધ્યો ગુણિયલ થતાં, સ્વર સમ્યક્ સુણી,
કિંતુ સ્વધર્મ પાળે શુદ્ધ, ગુણભુજ હે ગુણી;
નિત્ય ઇષ્ટને અતિ આરાધતો, સ્વર સમ્યક્ સુણી,
જેણે વૃદ્ધિંગત કર્યાં બળબુદ્ધ, ગુણભુજ હે ગુણી. ૨૪
પછે થઇ ઇચ્છા વન જોવાતણી, સ્વર સમ્યક્ સુણી,
તે ગયો ચૂર્ણ ચરણે લગાડી સાર, ગુણભુજ હે ગુણી;
વન ઉપવન જોઇ આવિયો, સ્વર સમ્યક્ સુણી,
ઘેર પામી ઘટીમાં અવધિ પાર, ગુણ ભુજ હે ગુણી. ૨૫

### વલણ.

અવધિ પાર પામી આવિયો, આનંદ મન અતિશે થયો રે;
તે અન્ય વારે હિમવાન્ જાતો, જોઇશું મારે કહ્યો રે; ૨૬

## કડવું ૧૨૦ મું.

### રાગ સામેરી.

ક્રોષ્ટુકિ સાંભળ્ય કથા સાર રે, તે દ્વિજ પામ્યો પૃથ્વી પાર રે;
જઇ આવ્યો તે એક વાર રે, ઇચ્છેલી મહીમોઝાર રે. ૧
પછે હિમવાને જાવા કર્યું મન રે, પાદે ચૂર્ણ ચોપડિયું પાવન રે;
કે આવી પક્ષી જેવી પાંખો રે, થયો જોનાર સમૂહ ઝાંખો રે. ૨
જોતાં જોતાંમાં ચઢિયો ગગન રે, તે થાતો મનમાં અતિ મગન રે;
એમ જાણતો જાતે તેહ રે, હું સમો ઇંદ્ર તેહ સંદેહ રે. ૩
એવે જાતાં જાતાં જોયો પાગ રે, તેણે મન ભગન થયો મહાભાગ રે;

---

૨૪ વૃદ્ધિંગત—વૃદ્ધિ પામેલા. ૨૫ ઘેર ઇ૦— ઘટીમાં અવધિનો પાર પામીને ઘેર આવ્યો, એ અન્વય. ૨૬ હિમવાન્— હિમાલય.

પૂવ જેટલું ચૂર્ણ ન ચોપડયું રે, વળી આવ્યો વિચારે શો રે'શો અડયું રે.૪
એક સહસ્ત્ર જોજન જવાય સાર રે, આજ તેથી અર્ધ જાવું નિરધાર રે;
જો અર્ધ ચૂર્ણ ચોપડયું પાદ રે, તો સમજી એમ પામું ઉલ્હાદ રે. ૫
વળી વિચાર કરતો તેહ રે, શા કારણ પામું સંદેહ રે;
ન કહ્યું પગે ચોપડવાનું પ્રમાણ રે, તો મારે થાવું શો એમ અજાણ રે. ૬
એવા વિચાર કરતો જેવે રે, હિમગિરિ આવી પો'ચ્યો તેવે રે;
ન લાગ્યો થાક ઇષ્ટ પ્રતાપે રે, ન ક્ષુધા દેવીએ પીડયો આપે રે, ૭
ઉતર્યો હિમગિરિમાં જ્યારે રે, અધિક તન પ્રફુલ્લિત થયું ત્યારે રે;
મહામદ ઉન્મત્ત ગર્વે ભરિયો રે, જે પાણીથી અધિક નભમાં તરિયો રે.૮
મહાઆનંદ આણી મનમાં રે, ઘુમરી ઘુમરાવી સહુ તનમાં રે;
હિમપૃષ્ઠે ફરવા લાગ્યો જાણ રે, કરે તેના ગર્વનું કોણ પ્રમાણ રે. ૯
શીતળ મંદ સુગંધિક વાય રે, તેની લે'રો ખાતો જાય રે;
કંઇક હિમ પડ્યું મારે ઠેસે રે, કંઇક હિમ ઉપર જઇને બેસે રે. ૧૦
કંઇ પગથી દાબે હિમ પડિયું રે, કંઇ જુએ આ આંગળું ચઢિયું રે;
એમ રમણ કર્યું હિમ સાથે રે, ઝાલ્યું કેટલું હિંડતાં હાથે રે. ૧૧
પછે પામ્યો એ કૃત્યે સંતોષ રે, કે ગર્વે કર્યો તેના પર રોષ રે;

---

૪ એવે ઇ૦—પગનું ચૂર્ણ જોઇને શંકા થઇ, ઇત્યાદિ વર્ણન કરીને અવાંતર કથાભાગનું બીજ મૂકયું છે. ૮ જે ઇ૦— પાણીમાં તરવું કઠણ છે, પણ તેના કરતાં નભમાં (આકાશમાં) તરવું અત્યંત કઠણ છે, ત્યાં પણ જે તર્યો. ૯ ઘુમરી ઘુમરાવી—મગરૂર થઈને.

૧૦ કડી ૪-૫-૬માં મૂકેલા બીજને વધારે સ્પષ્ટ કરેછેઃ કંઇક ઇ૦— સ્પષ્ટ છે. ૧૧ ચઢિયું—(હિમથી અકડાઈ જવાને લીધે.) અથવા આંગળા ઉપર હિમ ચઢી ગયું અથવા હિમ ઉપર આંગળું ચઢી ગયું, એમ જુએ છે.

વળતી ત્યાંથી એકજ કોશ રે, જોયો ઝળહળતો સંતોષ રે. ૧૨
ત્યાં જાવાને યત્ન કીધું રે, ન ઉડાયું કે અંગ બીધું રે;
હા શું થયું ! શે ન જવાય રે, એમ થતામાં કંપી કાય રે. ૧૩
વળી વિચાર મનમાં આવ્યો રે, શું જઇશ દીનતાએ હું ફાવ્યો રે;
ધૈર્ય રાખી શોધવું કારણ રે, ઇષ્ટદેવ દેશે સહુ તારણ રે. ૧૪
આપ્યું ચૂર્ણ શું મુને મારણ રે, ના ના એ તો હતું ઉદ્ધારણ રે;
એમ તર્ક વિતર્ક તે કરતો રે, એવે પાદ સામી દૃષ્ટિ ધરતો રે. ૧૫
દૃષ્ટિ જોતાં જણાયું તેને રે, ચૂર્ણ ધોવાઇ ગયલું જેને રે;
હા હા કરી પડ્યો પૃથ્વી પર રે, શે પગ મૂક્યા મેં હિમ ઉપર રે. ૧૬
હવાં નવ એક ડગલું ચલાય રે, તો પછે શે મનથી મલાય રે;
ગયું ગયું ! કહી તે પડતો રે, બોર બોર અશ્રુએ રડતો રે. ૧૭
કોણ રાખે તેને ત્યાં છાનો રે, ઉઠ્યો દુઃખે પાપે છાનો માનો રે;
પછે હિમગિરિ ઉપર તેહ રે, ચાલ્યો દુર્બળ ઊંચલી દેહ રે. ૧૮
દુઃખાર્ણવમાં બૂડ્યો જાતે રે, આવી પડ્યો અંધારી રાતે રે;
પણ દુઃખિયાનું દુઃખ જાતું રે, સહુને હિમનગે સુખ થાતું રે. ૧૯
તો પછે કયમ રે' તેનું દુઃખ રે, જેણે અવલોકવા માંડ્યાં સુખ રે;
જોતો હિમાચળનાં સુંદર શિખર રે, નાચ્યે કોક શિખરપર અપ્સરા વર રે. ૨૦
જોતો કોઇ સિદ્ધ સાધે છે યોગ રે, જોતો કોઈ ટાળતા ભવના રોગ રે;
જોતો કંઇ ગંધર્વ ગાયન કરતા રે, જોતો કંઇ કિન્નર વીણા ધરતા રે. ૨૧

---

૧૨ પાછળ વર્ણેલા બીજને અંકુરિત કરે છેઃ કે. ગર્વે ઇ૦—સ્પષ્ટ છે. ૧૩ એજ બીજને પલ્લવિત કરે છેઃ ન ઉડાયું ઇ૦—સ્પષ્ટ છે. ૧૬ એજ બીજને ફળવાન કરે છેઃ ચૂર્ણ ઇ૦—સ્પષ્ટ છે. બીજથી આરંભીને ફળ પર્યંત જે પાંચ શ્રેણીમાં આ અવાંતર કથા ભાગનું કવિએ વર્ણન કર્યું છે નાટયશાસ્ત્રમાં વર્ણેલા મુખ, પ્રતિમુખ, ગર્ભ, વિમર્શ અને નિર્વહણ તે એવા પાંચ સંધિઓને કાંઇક મળતું છે.

કોક શિખર પર નિરવાણુ રે, દેવાદિક ક્રીડા કરતા જાણુ રે;
જોતો કંઇક તેના વિહારનાં સ્થાન રે, જોતો કંઇક રમતા દેવ મહાન રે. ૨૨
અહો મુનિશાર્દૂલ સાંભળ રે, ત્યાં દિવ્ય અપ્સરાઓ દિસે નિર્મળ રે;
સહસ્રાવધિ વૃંદ તેનાં રે, ફરતાં શૃંગપર થાયે દર્શન તેનાં રે. ૨૩
ચારે પાસે ફરે છે ચતુરા રે, દર્શે મોહશાળા બાળા મધુરા રે;
કોઇ કામિની નૃત્યને કરતી રે, કોઇ વાદ્ય તો હસ્તમાં ધરતી રે. ૨૪
કોઇ સ્વર આલાપે ઝીણા રે, કોઇ વાય મૃદંગ ને વીણા રે;
સુણી કોઇ કોકિલાનો સાદ રે, કરતી તેશુ નાદ વિષે વિવાદ રે. ૨૫
કો ભમરાની પેરે ભણભણતી રે, મક્ષિકા પેરે કો ગણગણતી રે;
કો હરિવદની હરિણને ધરતી રે, કો મયૂર સામા ટેંકારવ કરતી રે. ૨૬
કો સારિકા લેઈ સાથ રે, ચુંબતી રૂંબતી બેસાડી હાથ રે;
કો મેળવી આપતી તેનો નાથ રે, કો તેને ધરી ભરાવતી બાથ રે. ૨૭
કો આલિંગન દેતી અબળા રે, રંભા ખંભા કરતી નબળા રે;
કો અશોકે ચઢી વેલી રે, તોડે ઇર્ષાએ મળી અલબેલી રે. ૨૮
કોઇ બકુલને બેકાવે રે, કો લલના સ્વર લેકાવે રે;
કો લાગે પુરૂષને પાગ રે; કો યુવતી યાચે અતિ અનુરાગ રે. ૨૯
કોને કામશર લાગ્યા ઝેરી રે, કો ફરે ફૂદડી ને મારે ફેરી રે;
કો ત્રાહી ત્રાહી કહી ત્રાડે રે, કુચ ઉન્નત નીચા પાડે રે. ૩૦
એમ કેલિ અલબેલી કરતી જાતી રે, કો નરાગમ જોઇ લજાતી રે;
એવું જોતો જોતો જાણુ રે, કાંતિમાન આગળ ચાલ્યો પ્રમાણ રે. ૩૧
તે ગિરિ રચના જોતો સાર રે, કંઇક જાતાં કરતો વિચાર રે;

---

૨૩ શૃંગ—શિખર. ૨૭ રૂંબતી—રમવાને આનંદપામતી. ૨૮ ઇર્ષાએ—હું મારા સ્વામીથી વિયોગિની છતાં તું કેમ તારા સ્વામીને ભેટે છે? એવી ઇર્ષાથી. બકુળ-બોરસલી. ૩૧ કેલિ—કામ સંબંધી રમતગમત. નરાગમ-પુરૂષનું આવવું.

આ પડે ઝરણાં મળી જળ ધોધ રે, કયમ વાધ્યું જોર તે કરતો શોધ રે. ૩૨
કંઇ જડતાં કારમાં કારણ રે, કંઇથી પુષ્પ ચૂંટી કરતો ચારણ રે;
જોતો નાચતા મયૂર જાતાં રે, કંઇ સુણતો સારિકા ગાતાં રે. ૩૩
કંઇ કેકિન્ કેકાએ શબ્દાયમાન રે, એમ જોતો જાતો તે મહાન રે;
કંઇ ચક્રવાક ને ચક્રવાકી રે, મળતાં મનહર હાકી થાકી રે. ૩૪
કોયષ્ટિક કોકિલા કેરા રવ રે, તે કરતા દહન દુઃખના દવ રે;
દર્શે તેના આલાપ સંલાપ તેવા રે, પુષ્પ પ્રફુલ્લિત દ્રુમ જોવા જેવા રે. ૩૫
તેના સુવાસે વાસિત થયું વન રે, શીત મંદ સુગંધ કરતો પ્રસન્ન રે;
એવો પર્વતરાજ ચાલતાં જોયો રે, તેથી ઘડીભર દુઃખ દિન ખોયો રે. ૩૬
જ્યાં સુખ સૌમ્ય પછે આવી વશિયું રે, કે દૂર દુઃખ ત્યાંથી ખશિયું રે;
એટલે ભૂલ્યો ધોવાયું ચૂર્ણ રે, માનવા લાગ્યો પોતાને પૂર્ણ રે. ૩૭
કર્યો વિચાર તદા એવો રે, બાકી રહ્યો ગિરિ હશે કેવો રે;
તે તો આવી જોશું કાલે રે, કોણ નિત્યકર્મ મોહથી ટાળે રે. ૩૮
એમ વિચારી મતિ કીધી રે, અંગને ગેહ જાવા આજ્ઞા દીધી રે;
પણ જડ સરખા ઉપડતા પાગ રે, જોઇ મનસાનો થાતો ત્યાગ રે. ૩૯
અરે મેં અજ્ઞાને આશું કીધું રે, ધોઇ પાદચૂર્ણ સંકટ માગી લીધું રે;
શો અટન કર્યું હિમ માંહી રે, હવાં જાવું મારે કયાંહી રે. ૪૦
હું આ દુર્ગમ પર્વતે આવ્યો રે, ગેહથી અતિ દૂર હું કાવ્યો રે;
હવાં નિત્યકર્મ હું સાધીશ કેમ રે, તે ન કરતાં થાશે અક્ષેમ રે. ૪૧
અગ્નિ સેવા સાધીશ કેઇ રીત રે, કયમ ગાર્હપત્ય કરશે અતિ પ્રીત રે;
હું અહીં થઇ ગયો ક્રિયાભ્રષ્ટ રે, હા ! નર શિરોમણિ થયો નષ્ટ રે. ૪૨

---

૩૪ કેકિન્—મોર. કેકા—મોરની વાણી. હાકી–પરસ્પર હાકો મારીને. ૩૫ કોયષ્ટિક–ટીટોડી. રવ–શબ્દ. દવ( દાવ )–વન. આલાપ-એકલાં બોલવું તે. સંલાપ—પરસ્પર બોલવું તે. ૩૮ નિત્યકર્મ–સંધ્યા વંદનાદિ.

અહીં ધ્યાન ધરવાનું મન થાય રે, કિંતુ ક્યાં સ્વહોમ ને તેની ગાય રે;
ક્યાં આસનને પંચપાત્ર રે, શો સંકટ સાધ્ય થયું સર્વ ગાત્ર રે. ૪૩
પેલા ભ્રષ્ટ યોગી બેઠા એમ રે, ધારી ધ્યાન ને વાંચ્છવા ક્ષેમ રે;
પણ થાયે ક્ષેમ તે કયે નેમ રે, માન્યાં જેણે નિત્યકર્મને વે'મ રે. ૪૪
હા! હા! કર્મ શુદ્ધ સેવા ગઇ મારી રે, આશું કૃત્ય કર્યું અવિચારી રે;
આ રમ્ય પર્વત મુજને લાગે રે, વર વસ્તુ જોવા ચિત્ત અનુરાગે રે. ૪૫
છે પેલો પદાર્થ અતિ સુંદર રે, વારૂ દર્શે પેલું મંદિર રે;
પેલી મહિલા દિસે મદમાતી રે, ઓલી અબળા અતિ લજાતી રે. ૪૬
એમ જોયા કરૂં શત વર્ષ રે, જાય વધતો ત્યમ ત્યમ હર્ષ રે;
તેણે થાયે શો ઉત્કર્ષ રે, શ્રાદ્ધ સરાય કઇ પેર દર્શ રે. ૪૭
જાયે પૂર્ણિમાની પર્વણી રે, હા અફળ સરે સર્વણી રે;
સુણી શ્રુત્યાકર્ષણ હરિણનાદ રે, વાધે મધુર કિન્નરરવે પ્રમાદ રે. ૪૮
એ તો કર્મ વિસરાવવાના ચાળા રે, કાં વિસરી આવ્યો ગોમુખી માળા રે;
ખીલ્યાં સુમને ભરાયાં વૃક્ષ રે, સુંઘે સુગંધ નાસા દક્ષ રે. ૪૯
ઘ્રાણેંદ્રિય આકર્ષે એથી રે, પંચગવ્ય ભૂલી જવાયે જેથી રે;
સમીર શરીરે કરી સ્પર્શ રે, અહીં ઉપજાવે અતિ હર્ષ રે. ૫૦
સુખ સામટું જાણે આવ્યું રે, પણ હોમધૂમ્રનું ધ્યાન તજાવ્યું રે;
રસવાળા રસ અપાર રે, કે અત્ર પત્ર ફળ તેવાં સાર રે. ૫૧
રસનેંદ્રિયને લલચાવે રે, કિંતુ મૃત્તિકા ગોમય સ્વાદ ક્યાં આવે રે;
મનોહર સર ભરિયાં નિર્મળ રે, કરે તે ચિત્તાકર્ષણ મહાબળ રે. ૫૨

૪૪ કર્મકાંડને તજીને સમાધિ સાધવા બેઠેલા યોગીઓને ઉદ્દેશીને કહે છેઃ પેલા ઇ૦—સ્પષ્ટ છે. ૪૫ કર્મ શુદ્ધ ઇ૦—મારી કર્મ શુદ્ધ સેવા ગઈ. ૪૭ દર્શ—દર્શ શ્રાધ્ધ—અમાવાસ્યાને દિવસે સારવાનું શ્રાદ્ધ. ૪૮ સર્વણી—સરાવવાની ક્રિયા. શ્રુત્યાકર્ષણ—શ્રુતિ ( કાન ) ને આકરષણ કરનાર. ૪૯ સુમન—પુષ્પ. ૫૦ ઘ્રાણેંદ્રિય—નાકની ઇંદ્રિય. સમીર —વાયુ. ૫૧ હોમધૂમ્ર—હોમનો ધૂમાડો.

કિંતુ નહિ હોમ વિભૂતિ સમાન રે, થાયે નિર્મળ શ્વેત જાણે અનુમાન રે;
આવે સ્થળે ગાર્હપત્યાગ્નિ આવે રે, મુને દઇ દર્શન સુખ ઉપજાવે રે. ૫૩
મુખથી વદે એવી વાણી રે, તારી પીડા સર્વ પીછાણી રે;
તેં સુખ સંપત્તિ મોટી ન માણી રે, તેં મારી ભક્તિને વખાણી રે. ૫૪
જો ગૃહમાર્ગદર્શક થાઉં હુંય રે, તું નિત્યકર્મને શાચ્યે શુંય રે;
હોમાગ્નિ કરજો એવું રે, કરજો ફળગ્રહણ સેવા સેવું રે. ૫૫
માર્કંડેય કહે સુણજ્ય મહામુનિ રે, ઇમ ઘણું ગભરાતો કર્મગુણી રે;
ફરતો નિત્યકર્મતણા વિચાર રે, ફરતા હિમગિરિમાં પામવા પાર રે. ૫૬
પગનું ચૂર્ણ ધોવાયું જાણી રે, થતો વ્યાકુળ રડતો તાણી રે;
તેની પિતૃ સુણો નવ પોક રે, પિંડપ્રદાને થયલા અશોક રે. ૫૭
મારે ઊભો અતિથિને હાક રે, જેના ગયા વપુથી વાક રે;
પૂરે સદાચારી અતિથિ સાદ રે, ટરે શું મેળવ્યા પુરાણી જેવા પ્રમાદ રે. ૫૮
જમી રમી મનમાં એવું રે, ભલે થાય યજમાનનું જોવા જેવું રે;
તેવા અતિથિ અતિ નોતરિયા રે, તેવી નેવડે તે નવ તરિયા રે. ૫૯
એમ થાકયો હાર્યો મારી હાકો રે, (જેનો) કો શાણી સુંદરી જોતી શાખે રે
એવે અવનવું એક થાતું રે, શું તેણે કર્મઠનું દુઃખ જાતું રે ?
સુખ મળી આવતું માતું રે, કિંતુ નિત્યકર્મ ન તેને સાતું રે. ૬૦

વલણ.

નિત્યકર્મ ન સાતું તેને, જાતું જ્યાંહે તેહ રે;
ભટ પ્રેમાનંદ વર્ણવે, કર્મઠ સોટો જેહ રે. ૬૧

---

૫૭ પિંડપ્રદાને ઇ૦—પિંડ મળવાથી જેવો શોક રહિત થયેલા છે એવા પિતૃઓ પણ બૂમો સાંભળતા નથી. ૫૮ વાક- કસ—બળ. ૬૦ શાખો—કલેશ—દુઃખ. ૬૧ તેને—તે સુખને.

## કડવું ૧૬૧ સું.

*
### ચાલ છંદની.

ફરે છે અહીં ને તહીં કર્મકાંડી,
બધી ઘેર જાવા તણી આશ છાંડી;
નિસાસા મૂકે સુખ આશા ધરે છે,
તદા દેવ આનંદ કેવો કરે છે. ૧
મહામત્ત રામા દીઠી એક એવે,
તદા નીચું ભાળે મહામુનિ તેવે;
ઘણી વે'લી વે'લી વધી આવતી તે,
(જેમ) મહામેઘ સન્મુખ વિદ્યુત મીતે. ૨
વરાંગી વરૂથિની નામે હતી તે,
મહાઅપ્સરાકુળ જેનું હતીતે;
થયો'તો મહામોહ મુનિ નિહાળી,
ઘણી કામદેવે પ્રજાળીજ બાળી. ૩
ન વાટે પડ્યાં પુષ્પ કે પા'ણ દેખે,
પડી લાડિલો આડો શિલા ન પેખે;
મહાવ્યાઘ્રના સાગ્ર ત્રાસેજ નાશી,
કુચાગ્રે વિડારે રખે વાસ વાસી. ૪

---

* ચાલ છંદની — ભુજંગી. ૪ મહા ઇ૦— વ્યાઘ્રના સાગ્ર (મુખ્ય—શ્રેષ્ઠ) — અર્થાત્ અતિશય મોટા વાઘ તેને જોઇ ને નાશીને ત્રાસે છે. ત્રાસવાનું કારણ કહે છેઃ કુચાગ્રે ઇ૦—રખેને વાસથી વાસી (વાસિત) થયેલી આ સ્ત્રી અમને તેના કુચના અગ્રભાગથી વિડારે! અસંબંધાતિશયોક્તિ. અથવા મહાવ્યાઘ્ર પોતાના નાસાગ્રથી તેના વાસને વાસી (સુંઘીને) તેનાથી નાસીને ત્રાસે. સુંઘવાનું

કદા ચીર વૃક્ષે અતુરાનું આવે,
કદા કંટકે પાય જાણી વિંધાવે;
કદા ખાડ મધ્યે પડે પા'ડ કૂદે,
કદા વૃક્ષવેલી ખોળી સર્વ છૂંદે. ૫
કદા કેશ પોતાતણા ઝાલી હીંડે,
કદા હસ્ત હૈડે હરિમુખી ભીંડે;
કદા કુચને મર્દતી ગર્દતી તે,
કદા હસ્ત પીસે પૂરા દર્દથી તે. ૬
કદા અંગ ઉમંગ રેલાઇ જાતો,
કદા શુષ્ક થાતો અતિશે લજાતો;
કદા આશનો પાશ વજ્રે છવાતો,
કદા તૂટી ફૂટી ઘણો તે ઘવાતો. ૭
જતાં એમ વિચારતી બાળી તે તો,
હશે કો મહારૂપ દેવેશ એ તો;
તિરસ્કાર મારો કરે ના કદા તો,
મહાભાગ્યશાળી તદા હું સદા તો. ૮
અરે શી દિસે છે મહાકાંતિ એની,
અતિ ચારૂ ચાલે કટિ કેવી કે'ની;
અરે હું થઇ ઘે'લી પૂછું છું કોને,
ખરે દૃષ્ટિ એની ભૂલાવેય જોને. ૯

---

કારણ એ કે, તેઓ સુંધાને પ્રેરણાથી જાણે કે આ કુચાગ્રથી આપણને વિડારનારી વસ્તુ છે. સ્ત્રીના રૂપનું વર્ણન—તેના મનની ઉત્કંઠા—રતિ ભાવનું ઉદ્દીપન, વગેરે ઘણી બાબતોની એમાં વ્યંજના છે. ૬ હરિમુખી—ચંદ્રમુખી.

અરે એની ગંભીરતા શી વખાણું,
જુગે જોડી એની વદું કે ન જાણું;
ઘણા દેવ દીઠા ન લાગ્યાજ મીઠા,
ઘણા દૈત્ય જોયા રહે આથી રોયા. ૧૦

ઘણા સિદ્ધ ભાળ્યા ન આવા નિહાળ્યા,
ન ગંધર્વ કે પન્નગે આજ ભાળ્યા;
ન એના તુલાંશે કદી કોઇ આવ્યા,
ભલે દેવ દેવેશ મા'દેવ કાવ્યા. ૧૧

અરે પ્રીતિ મારી જડાઇ મઢાઈ,
સદા એની તેથી સુણું શે વધાઇ;
કદા એમ થાયે તદા ભાગ્યશાળી,
ન મારા સમી કોઇ ભૂમધ્ય ભાળી. ૧૨

કશી પેર દીજે મહાકાંતિ રીઝે,
કશી પેર લીજે મહાભ્રાંતિ સીઝે;
કશી પેરવી જે મહાદાંતિ ભીજે,
કશી પેર વીંજે મહાશાંતિ કીજે. ૧૩

ભરી ભ્રૂકમાને શરો પંચ છોડે,
મને શુદ્ધ નિશાન ધારી મરોડે;
તદા તો મહાલક્ષ્મી હું થી નવાધે,
સદા સેવ મારી શચી ગંગ સાધે. ૧૪

---

૧૩ મહાકાંતિ—મોટી કાંતિવાળો બ્રાહ્મણ. પેર લીજે—ઉપાય લેવો. મહાદાંતિ—મોટો ઇંદ્રિયસંયમવાળો. વિંજે—વિજય રૂપ. ૧૪ ભ્રૂકમાને—ભ્રૃકુટી રૂપી કમાનમાં. શરો પંચ—( કામનાં ) પાંચ બાણ ( કટાક્ષ રૂપી ). રૂપગર્વિતા વર્ણે છેઃ તદા ઇ૦—સ્પષ્ટ છે.

મુનિદેવ કે' શિષ્ય ! એવું વિચારે,
વળી પાસ આવંતી ચક્ષુ ચલાવે;
ઘડીમાં કટાક્ષે જુવે કામિની તે,
ઘડીમાં ઝબૂકે શકે દામિની એ. ૧૫
મહાકામપીડા વધી પિંડ માંહી,
મહામોહકા સોહકા જાય ત્યાંહી;
શકે રૂપથી માન લક્ષ્મી ગુમાવે,
ટકે કેમ ઉમા ભલે પાસ આવે. ૧૬
જદા એવી આવી મુનિ પાસ ઊભે,
મહાદેવ જો હોય તોયેજ લુભે;
ન કર્મી અકર્મી બને જોઇ એવી ?
મહાભાગ્યશાલી ખરી સિદ્ધિ સેવી. ૧૭
હતો કાંત્યભિધાનવાળો સુકર્મી,
વરાંગી કને ઊભી જ્યાં તે સુધર્મી;
બહેબાકળો આકળો આવી બોલે,
જ્યહાં મત્ત માતંગી ઊભીજ ડોલે. ૧૮
મહાબ્રહ્મબંધુ નમી હસ્ત જોડે,
પછે પૂછતો અંગ થઇ થોડથોડે;
અહો પદ્મગર્ભા તમો કોણ જાતે,
વર્યાં કોણ સાથે પૂછું સૌમ્ય વાતે. ૧૯

---

૧૫ મુનિદેવ—માર્કંડેય. શિષ્ય—હે ક્રૌષ્ટુકિ ! દામિની—વીજળી. ૧૬ સોહકા—શોભાયમાન અથવા શોભા આપનારી. ૧૭ ન કo—એવીને જોઇને કર્મી ( કર્મઠ ) અકરમી ( કર્મરહિત ) ન બને ? ૧૮ કાંત્યભિધાનવાળો—કાંતિમાન એવા નામનો.

## કાંતિમાનુવાચ.

### શ્લોક.*

પે'લાં મારૂં તને હું સર્વ વદીને, દેખાડી દેઉં બધું,
રે'વું મેં અરૂણાસ્પદે વર ગણ્યું, જ્યાં ઉપજે મા'મધુ;
જાતે બ્રાહ્મણ છું મહામતિવતી ! આવ્યો અહીં કેમ તે,
સર્વે ભાખું ન રાખું બાકી રજ હું, જાયે તદા વે'મ જે. ૨૦
અગ્નિદેવ તણી સુસેવ કરી મેં, કાયા ઘણી કષ્ટિને,
ત્યારે તે રીઝિયા ઘણા મુજ પરે, દાખી રૂડી દૃષ્ટિને;
ભાખ્યા માગ્ય તું જે ગમે મન તને, બોલ્યો હું દુઃખી થવા,
આપો ચૂર્ણ ન ઉર્ણ રે' મુજ મને, દેશે વિદેશે જવા. ૨૧
વન્હિ કે' વર માગિયો ગતિ થવા, તો ચુર્ણ તું આ ગ્રહે,
પાદે લેપ કર્યાથકી જઇશ તું, જ્યાં ચિત્ત તારૂં કહે;
તે રીતે કરી આવિયો અહીં લગી, ધોવાઇ તે તો ગયું,
કાયે કષ્ટ અપાર એજ વિધિએ, દેવાંગના ! આ થયું. ૨૨
બાળા બોલ્ય તું આજ કેમ અહિયાં, આવી મળી મુજને,
વન્હિએ મમ કષ્ટ જોઇ જુવતી, શું મોકલી તુજને ?
હા છે એમ, ન વે'મ કાંઇ કરવો, શાસ્ત્રે વધ્યું સર્વદા,
સાષ્ટાંગે નવ યૌવના ! નમું અમો, હે દેવિ ! રીઝો સદા !! ૨૩

## વરૂથિન્યુવાચ.

### રાગ દેશાખ.

દ્વિજરાજ હું છું દેવકેરી, અપ્સરા અતિ ઓપતી,

---

* શ્લોક— શાર્દૂલવિક્રીડિત. ૨૦ અરૂણાસ્પદે—એ નામના નગરમાં. મા'મધુ—મોટું ધર્મ રૂપ મધ. મહામતિવતી—( વરૂથિનીનું સંબોધન ). ૨૧ ચૂર્ણ—( પગે ચોપડવાનું ). ઉર્ણ—ઊણુ—ઓછું.

ગુણવાન કાંતિવાન જોઇ, લલિત લક્ષણ લોપતી;
રમણીય પર્વત આ વિષે હું, સદા સ્વામી શોધવાં,
ફરતી ફરૂંછું આચરૂં છું, નિયમ નાથપ્રબોધમાં. ૨૪
જો સ્વામી મુજને મુજ જેવો, મળી આવે તો વરૂં,
જો ના મળે તો તપ કરીને, વિપ્ર યૌવન પરહરૂં;
મુનિ નેમ એવો કેમ નાપે, ક્ષેમ કુશળ, વેમ શો?
હે ચતુર ચાલી આપ આવ્યા, જો નિયમ પૂરો વશ્યો. ૨૫
પતિ કામ ઉપજ્યો જોઇ તમને, તેહ તો પૂરણ કરો,
આ વરૂથિની એમ ભાખે, આજ તો હુંને વરો;
સુર નાગ મુજ પર રાગ વા'લા, વાર વારે લાવતા,
ગંધર્વ ધર્વ ધરે નહિ દ્વિજ, મુજ મંદિર આવતા. ૨૬
સાહિત્ય શાસ્ત્ર મેં સુણી મુનિ, નાયિકા સુખ દાયિકા,
સ્વાધીન પતિકા સાયિકા અતિ, લલિત લક્ષણ લાયિકા;
થઉં તેવી એવી કેવી કે'વી, વદન વાણી વાલમા!
(પણ) સ્વાધીન દયિતા દીન હું છું, વદો કરૂં શું વા'લમાં. ૨૭

---

૨૪ વરૂથિન્યુવાચ — વરૂથિની કહે છે. રાગ દેશાખ— હરિગીત. ગુણવાન ઇ૦—(એ બધાં વિશેષણ પુરૂષનાં છે) લોપતી—(લાજની મર્યાદા.) નાથપ્રબોધમાં—કોઈ લલિત લક્ષણવાળા નાથને સમજાવવામાં.

૨૫ નાપે—ન આપે (ક્ષેમ કુશળ.) નિયમ ફળ્યો તે બતાવે છેઃ હે ઇ૦—સ્પષ્ઠ છે. ૨૬ રાગ—પ્રીતિ, વા'લા —કાંતિમાનનું સંબોધન. ધર્વ—સંતોપ. ૨૭ સાયિકા— પતિનેસાહ્ય કરનારી. (સ્વાધીનપતિકા—પતિના સ્વાધીનમાં રહેનારી સ્ત્રી.) વા'લમાં—પ્રીતિમાં.

## કાંતિમાનુવાચ.

### શ્લોક.

કાયા કંપ થયો, ગયો ગુણ વશ્યો, વાણી સુણી શાર્ણીની,
માયા મોહ કરે હરે ધરમ આ, દામિનીશી કામિની;
સંધ્યાકાળ થશે જશે ધરમ તે, વિપ્રોતણા જે વધો,
ચારૂ ચિત્ત વિષે દિસે હરભડયો, વે'માંધ માદે મધો. ૨૮
બોલ્યો બ્રાહ્મણ ત્યાં પછે સુણય સતી, હે હાસ્યવાળી શુચિ,
જો જાણે તવ કે' મુને ગૃહપથે, જાવાની વાધિ રૂચિ;
હે કલ્યાણિ ! કૃપા કરો જ્યમ અમો, ગેહે વળું સત્વર,
નૈમિત્તિક ન નિત્યકર્મ કથળે, એવું કરો મા'વર. ૨૯
બાળા ! બ્રાહ્મણકેરી હાનિ અતિ છે, એ કર્મનાશે સદા,
ભદ્રે ભામિની દામિની સમગતિ, દ માનસે થૈ મુદા;
આ હિમાલય માંહીથી ગૃહ જવા, દ માર્ગ હે સન્મતે !
વિપ્રે પંથી નહીં થવું ઉઘડ કે', મીમાંસકોને મતે. ૩૦
મારે માનસ શો કુતૂહલ હવું, જે પૃથ્વી જોવી બધી !
હા ! અગ્નિઅપરાધ મેં અતિ કર્યો, પીડાજ તેણે વધી;

---

૨૮ કાયા ઈ૦—શાર્ણી વરૂથિની આસરાની વાણી સુણીને, તેનો જે ગુણ પ્રથમે મનમાં વશ્યો હતો તે ગયો અને તેની ( બ્રાહ્મણની )કાયામાં કંપ વશ્યો, એ અન્વય. દામિની—વીજળી. ધરમ—( સાયંતન હોમ—સંધ્યા વંદનાદિ ). હરભડવાનું કારણ કહે છે. વે'માંધ ઈ૦—તે વેહેમાંધ હતો અને તે વેહેમ રૂપી માદ( મદ ઉત્પન્ન કરે એવા પદાર્થ )થી મધો-વિવેક ભૂલ્યો.

૨૯ શુચિ—નિર્મળ ( હાસ્યવાળી ). જોઈ—જો જાણતી હોય તો મને મારા ઘરનો માર્ગ બતાવ, એ ભાવ છે. મા'વર—મોટું શ્રેષ્ઠ ( કર્મ ). ૩૦ દે- આપ ( વીજળી જેવી ગતિ ). ઉઘડ—સ્પષ્ટ. ' ઉઘડકે ' ( એમ હોયતો ) —એકાએક.

નૈમિત્તિક અનેક નિત્ય સુધરે, નિષ્પત્તિ ગે'હ રહે,
(માટે) સૂર્યાસ્તે જઈ ઘેર ગે'ર કર તું, કાંતીશ એવું કહે. ૩૧

## વરૂથિનીવાક્ય.

### રાગ દેશાખ.

વરૂથિની કે'છે ભાગ્યશાલી ! એમ જાણો ના કદી,
જો પડી મૂકો મુજને તો, હણે યૌવન દ્વિરદી;
દિન અશુભ એવો કદા મારે, કર્ણમાં સુણવો નથી,
સુખ સર્વ મારૂં ગર્વ રહિતે, કંથ આજ કહું કથી. ૩૨
મુનિ સ્વર્ગ લોક ન સુખકારી, લાગતો મન આથકી,
તે નગેશ્વર છે આજ સ્વામી, થાવ કામી રો' ટકી;
હિમવાનમાંહે રમણ કરતાં, સ્વર્ગ જો નવ સાંભરે,
તો કોણ બંધુ કોણ દારા, ધ્યાન માન વિષે ધરે. ૩૩
વશ આપને હું અતનુઇચ્છા, વાધતાં થઈ હે મુને,
આશા તમારી સર્વ પૂરૂં, જો રીઝાવી લ્યો મુને;
આહાર લ્યો વિહાર દ્યો, આ વસ્ત્ર લ્યો કામાસ્ત્ર લ્યો,
(પતિ) ભૂષણ લઈ ભૂષણ બનો, લઈ ભક્ષ્ય યૌવન મસ્ત થો. ૩૪
જે ભોજ્યકેરા ભોગ નૌતમ, લેપ ચંદન ચોપડું,
આમાંનું સ્વામી ઘેર છે કંઇ, (જ્યાં) ભક્ષ્ય ચોખ્ખું ચોપડું !

---

૩૧ અગ્નિઅપરાધ—અગ્નિનો અપરાધ. નૈમિત્તક ઇ૦—જો ગૃહસ્થ ઘેર રહે તો તેનાં અનેક નૈમિત્તિક અને નિત્ય કર્મની નિષ્પત્તિ થઇને તે સુધરે. કાંતીશ—કાંતિમાન બ્રાહ્મણ.

૩૨ દ્વિરદી—હાથણી. જુવાની રૂપી હાથણી મારો નાશ કરશે. ૩૩ તે ઇ૦—તે હિમાલય પર્વત તે આજ છે. ૩૪ અતનુ—કામ. ભૂષણ બનો—મારા અલંકાર રૂપ થાઓ.

મન રમણ કરવા વીણા વાતા, વેણુ ગાતા નવ રવે,
એહવા કિન્નર ક્યાંહી જોયા, તેહ તો જોશો હવે. ૩૫
અતિ અંગને આહ્લાદ કર્ત્તા, વાયુ વાયે વાટમાં,
ઉષ્ણાન્ન નિર્મળ વારિ પીવા, અત્ર છે સહુ ઘાટમાં;
સ્વેચ્છિત શય્યા સુગંધી લ્યો, જાત ભાત કુસુમતણી,
સુગંધી લેપે લાલ લેપું, લક્ષમૂલ્ય કરી મણિ. ૩૬
શું અધિક છે નરલોક માંહી, ધિઃક આ સુખથી સહુ,
વય વૃદ્ધ નવ થાયે અહીં વળી, વાધશે યૌવન બહુ;
ત્યાં એમ વદીને મસ્ત મહિલા, હસ્ત સા'તી તેહનેઃ,
અનુરાગ કરી મા'ભાગ ઉપર, વર્ણ બદલ્યો દેહનો. ૩૭
ઉત્કંઠિતા વદી એમ મુખથી, મોદ મુજપર કર પતિ,
તે કમલકળી સમ ચક્ષવાળી, મધુરવક્તાવર ગતિ;
આલિંગતી ગતિ શિથિલ કરતી, રતિ વાંચ્છતી મા'મતિ,
તવ ભટ્ટજી તો ભડકી ઊઠ્યા, નવ પુરાણી શી ગતિ!! ૩૮

## કાંતિમાનુવાચ.

### શ્લોક.

આ શું નિર્લજ કૃત્ય તુંજ કરતી, બબાકળો તે જુએ,
રે જાશે મમ ધર્મ કર્મ ધરિયાં, એવું વદી તે રૂએ!

---

૩૫ મન ઇ૦—જે કિન્નરો મનને રમણ કરવાને વીણા વગાડે છે તથા નવ ( નવીન ) રવે ( શબ્દથી ) વેણુ ગાતા ( વેણુમાં રાગ ગાતા ) એવા કિન્નર તમે ક્યાંહી પણ જોયા છે? તે હવે અહીં તમે જોશો.

૩૬ લક્ષ ઇ૦—તમને લાખની કીમતના મણિ કરીને. ૩૭ વર્ણ બદલ્યો —કાંતિ બદલાઈ. ૩૮ ઉત્કંઠિતા—એ નામની નાયકા—સ્વામીને મળવાને આતુર થયેલી સ્ત્રી. કમલકળી સમ—( આલિંગન સુખથી અરધી મીંચાયલી હોવાથી.

નૈમિત્તિક અનેક નિત્ય સુધરે, નિષ્પત્તિ ગેહે રહે,
(માટે) સૂર્યાસ્તે જઉ ઘેર મે'ર કર તું, કાંતીશ એવું કહે. ૩૧

## વરૂથિનીનુંવાક્ય.

### રાગ દેશાખ.

વરૂથિની કે'છે ભાગ્યશાળી ! એમ ભાખો ના કદી,
જો પડી મૂકો મુજને તો, હણે યૌવન દ્વિરદી;
દિન અશુભ એવો કદા મારે, કર્ણમાં સુણવો નથી,
સુખ સર્વ મારૂં ગર્વ રહિતે, કંથ આજ કહું કથી. ૩૨
મુનિ સ્વર્ગ લોક ન સુખકારી, લાગતો મન આથકી,
તે નગેશ્વર છે આજ સ્વામી, થાવ કામી રો' ટકી;
હિમવાનમાંહે રમણ કરતાં, સ્વર્ગ જો નવ સાંભરે,
તો કોણ બંધુ કોણ દારા, ધ્યાન માન વિષે ધરે. ૩૩
વશ આપને હું અતનુઇચ્છા, વાધતાં થઈ હે મુને,
આશા તમારી સર્વ પૂરૂં, જો રીઝાવી લ્યો મુને;
આહાર લ્યો વિહાર દ્યો, આ વસ્ત્ર લ્યો કામાસ્ત્ર લ્યો,
(પતિ) ભૂષણ લઇ ભૂષણ બનો, લઇ ભક્ષ્ય યૌવન મસ્ત થ્યો. ૩૪
જે ભોજ્યકેરા ભોગ નૌતમ, લેપ ચંદન ચોપડું,
આમાંનું સ્વામી ઘેર છે કંઇ, (જ્યાં) ભક્ષ્ય ચોખ્ખું ચોપડું !

---

૩૧ અગ્નિઅપરાધ—અગ્નિનો અપરાધ. નૈમિત્તક ઇ૦—જો ગૃહસ્થ ઘેર રહે તો તેનાં અનેક નૈમિત્તિક અને નિત્ય કર્મની નિષ્પત્તિ થઇને તે સુધરે. કાંતીશ—કાંતિમાન્ બ્રાહ્મણ.

૩૨ દ્વિરદી—હાથણી. જુવાની રૂપી હાથણી મારો નાશ કરશે. ૩૩ તે ઇ૦—તે હિમાલય પર્વત તે આજ છે. ૩૪ અતનુ—કામ. ભૂષણ બનો—મારા અલંકાર રૂપ થાઓ.

મન રમણ કરવા વીણા વાતા, વેણુ ગાતા નવ રવે,
એહવા કિન્નર ક્યાંહી જોયા, તેહ તો જોશો હવે. ૩૫
અતિ અંગને આહ્લાદ કર્તા, વાયુ વાયે વાટમાં,
ઉષ્ણાન્ન નિર્મળ વારિ પીવા, અન્ન છે સહુ ઘાટમાં;
સ્વેચ્છિત શય્યા સુગંધી લ્યો, જાત ભાત કુસુમતણી,
સુગંધી લેપે લાલ લેપું, લક્ષમૂલ્ય કરી મણિ. ૩૬
શું અધિક છે નરલોક માંહી, ધિઃક આ સુખથી સહુ,
વય વૃદ્ધ નવ થાયે અહીં વળી, વાધશે યૌવન બહુ;
ત્યાં એમ વદીને મસ્ત મહિલા, હસ્ત સા'તી તેહનો,
અનુરાગ કરી મા'ભાગ ઉપર, વર્ણ બદલ્યો દેહનો. ૩૭
ઉત્કંઠિતા વદી એમ મુખથી, મોદ મુજપર કર પતિ,
તે કમલકળી સમ ચક્ષવાળી, મધુરવક્તાવર ગતિ;
આલિંગતી ગતિ શિથિલ કરતી, રતિ વાંચ્છતી મા'મતિ,
તવ ભટ્ટજી તો ભડકી ઊઠ્યા, નવ પુરાણી શી ગતિ!! ૩૮

## કાંતિઆનુવાચ.

### શ્લોક.

આ શું નિર્લજ કૃત્ય તું જ કરતી, બબાકળો તે જુએ,
રે જાશે મમ ધર્મ કર્મ ધરિયાં, એવું વદી તે રૂએ!

---

૩૫ મન ઇ૦—જે કિન્નરો મનને રમણ કરવાને વીણા વગાડે છે તથા નવ ( નવીન ) રવે ( શબ્દથી ) વેણુ ગાતા ( વેણુમાં રાગ ગાતા ) એવા કિન્નર તમે કયાંહી પણ જોયા છે ? તે હવે અહીં તમે જોશો.

૩૬ લક્ષ ઇ૦—તમને લાખની કીમતના મણિ કરીને. ૩૭ વર્ણ બદલ્યો —કાંતિ બદલાઇ. ૩૮ ઉત્કંઠિતા—એ નામની નાયકા—સ્વામીને મળવાને આતુર થયેલી સ્ત્રી. કમલકળી સમ–( આલિંગન સુખથી અરધી મીંચાયલી હોવાથી.

ધારે ધીરજ વીર કર્મઠ બની, હું ને ન આ છાજતું,
કર્મેચ્છાજ બલિષ્ટ શિષ્ટ વદતા, તે વેણુ છે ગાજતું. ૩૯
એવું છે તવ શોજ રૂદન કરૂં, બાળાર્થી બોલું બળે,
જે સુણી અતિ કંપ થાય તનમાં, હું કોણુ તે એ કળે;
હે દુષ્ટે રતિ સ્પર્શ દર્શધરને, તું થી ન જોયે કર્યો,
જે હોયે તુજ શો વશ્યો મનધને, તેનેજ જોયે વર્યો. ૪૦
મેં તારી કરી યાચના કઈ વિધે, તું સાધતી કે વિધે,
સાયં માતર નાહીં ધોઇ વરતે, તારાર્થી તે શું બીધે ?
ત્રિકાળે મખ મધ્ય હુતધન મેં, હોમેલું હેતે કરી,
ત્રેણુ લોક મને મળે અતિ ઘણી, તારા સમી સુંદરી. ૪૧
ત્રેણુ લોક રહ્યા કહ્યા હુતધને, એવું જદા જાણિયે,
તો શેણે તજી ધર્મ કર્મ કરવાં, મોઘામૂલી માણિયે;
જો જાણો પથ માહરા ઘરતણો, તો તો દયા આણિયે,
દેખાડી મુજને રહો સુખી યહાં, નાકે લીંટી તાણિયે. ૪૨

## ઋષિશૃંગાખ્ય.

### રાગ દેશાખ.

હે વિપ્ર હું શું નથી તમને, વા'લી વા'લા લાગતી,
રમણિક નથી આ અદ્રિ વા'લા, ઇમ વદે અનુરાગતી;
ગંધર્વ કિન્નર આદિ અહિંયાં, પડ્યા મૂકી મમ પતિ!
મન ક્યાંહિ જાવા આપ ધારો, આર્થી કો મોટી ગતિ!! ૪૩

---

૩૯ આ—રડવું. ૪૦ કળે—સમજે. દર્શધરને—દર્શશ્રાદ્ધ કરનારને. ૪૧ મખ—યજ્ઞ. હુતધન—હુતદ્રવ્ય. ૪૨ મોઘામૂલી—તારા જેવી મોઘા મૂલની સ્ત્રી. ૪૩ અદ્રિ—પર્વત.

વાંછિત આ થકી ક્યાંહિ મળશે, મુક્તિપુરી તો આ રહી,
સુખ સાધશો દુખ બાધશો, ગેહે જશો વારૂ કહી;
સહુ એમ છે સુખ ક્ષેમ છે, નવ વે'મ છે વાલા કશો,
સતી ભામિનીશુ ભોગ દુર્લભ, ભોગવો મુનિ ક્યાં જશો? ૪૪

## કાંતિમાનુવાચ.

### શ્લોક.

ભાખે બ્રાહ્મણ ગાર્હપત્ય અગની, સાથે ગણો સર્વદા,
ત્રેણે વન્હિ મહાસહાય કરતા, જે ઇષ્ટ મારા સદા;
કુંડાગ્નિ અતિ રમ્ય છે મુજ મને, ના પ્રિય બીજું કશું,
છે દર્ભાસન વા'લું હે મતિવતી ! બીજું ન ચિત્તે વશ્યું. ૪૫
સંધ્યા તર્પણ સાધું સાધુ થઇને, બાધું ન બીજે કશે,
હોમું આજ્ય હું કુંડમધ્ય અતિશે, દારિદ્ર મારૂં જશે;
ચોળી ભૂતિ વિભૂતિ માની ભવની, સારૂં જ એથી થશે,
મારે ઘેર જવા હવાં પથ કહે, જો ચિત્ત ચારૂ વસે. ૪૬

## વરૂથિન્યુવાચ.

### રાગ દેશાખ.

આત્માતણા મુનિ અષ્ટ ગુણ જે, દયા તેમાં દીપતી,
સદ્ધર્મપાળક ! દુ:ખટાળક, જ્વાળજ્વાળક છો પતિ;
ઉપકાર તો ક્યમ નથી ધરતા, નથી ધરતા ધ્યાનમાં,

---

૪૪ મુક્તિપુરી–મુક્તિનું સ્થાન–સ્વર્ગ. ૪૬ સાધું–સિદ્ધ કરૂં. આજ્ય—ધી. ભૂતિ–ભસ્મ. વિભૂતિ–વૈભવ—મહિમા. ભવની—શિવની.

તજશો તમે કદી આજ મુજને, વાક નહિ રે વાનમાં. ૪૭
અતિ રતિ એવી પૂર્ણ છે પતિ, ગતિ મારી તો કરો,
મિથ્યા ન બોલતી આપ સાથે, પતિ પાછા તો વળો;
પરસન્ન થાઓ ઘેર જાઓ, હું ઉપાયજ દાખવું,
શોભિત સારા પતિ મારા, આ ન જૂઠું ભાખવું. ૪૮

## કાંતિમાનુવાચ.

### શ્લોક.

જો તું આ મન મધ્ય કેરૂં વદતી, દેખાડવાનું નહિ,
તો ઉપાય કહે કયી વિધિથકી, મેં ઘેર જાવું સહી;
સાચે સાચી પચી મચી રતિ રહી, તો ધર્મ ધારે મને,
નૈમિત્તિક સુનિત્ય કર્મ કરવા, જાવા ન દેશો મને ? ૪૯

## વક્રુથિન્યુવાચ.

### રાગ દેશાખ.

સ્વય ગેહ જાશો સુખી થાશો, મૂકી મુજને નાથ જી,
ગૃહ પાસ મળશે આશ ફળશે, ગ્રહો મારો હાથ જી;
લઘુકાળ મારી જ્વાળ ટાળો, ભોગ ભોગવી ભાવતા,

---

૪૭ જ્વાળજ્વાળક— મારા કામાગ્નિની જ્વાળાને બાળનાર—નાશ કરનાર. વાક ૪૦–તો મારા વાન( શરીર )માં વાક ( માલ-તત્વ ) નહિ રહે.

૪૮ આ ૪૦—આ મારૂં ભાખવું જુઠું નથી. ૪૯ સાચે સાચી ઈ૦—જો તારી રતિ મારા ઉપર સાચે સાચી પચી અને મચી હોય તો તું મનમાં ધર્મ ધારે—મારા ધર્મ ને અનુકૂળ થાય.

પથ આજ પાસે કાજ કીજે, રાજ ! રીઝે આવતાં. ૫૦

## કાંતિમાનુવાચ.

### શ્લોક.

સાચું સાંભળ સુંદરી મન ધરી, ભૂદેવ જે જે ભણ્યા,
તે તે ભોગ ન ભોગવા સરજિયા, એવા ન સારા ગણ્યા;
આ લોકે તપ આદિ દુઃખ સહીને, બીજે જને તો જવા,
જન્મે બ્રાહ્મણ કર્મ ધર્મ કરવા, નાકે જવા તે હવા. ૫૧

## વરૂથિન્યુવાચ.

### રાગ દેશાખ.

તૈયાર થઇ હું રહી મરવા, તે સમે રક્ષણ કરો,
(તો) આ લોકમાં ફળ ભોગવો, પરલોકમાં વળી પરવરો;
છે ઉભય કારણ કાર્ય અભ્યુ-દય મુનિ હે આપનો,
પણ મર્ણ પામીશ જો કદાપિ, તાપ તો સંતાપનો. ૫૨

---

૫૦ રીઝે આવતાં—પ્રસન્ન થતાં. ૫૧ જને—લોકે. અર્થાત્ પરલોક-માં નાકે-સ્વર્ગે.

૫૨ છે ઉ૦—હે મુનિ ! કારણ (મારૂં રક્ષણ કરવા રૂપ) અને કાર્ય (પર-લોકમાં સુખ ભોગવવા રૂપ) ઉભય (બન્ને)માં આપનો અભ્યુદય છે; કેમકે મારૂં રક્ષણ કરવા રૂપ કારણમાં આ લોકનું સુખ રહ્યું છે અને તે રક્ષણના પુણ્યથી મળતા પરલોક રૂપ કાર્યમાં તો સુખ ઉઘાડુંજ છે. પણ મ૦—પણ જો કદાપિ મરણ પામીશ તો ઉભય લોકમાં સંતાપનો તાપ છે. મારૂં મરણ થવાથી આ લોકનું સુખ તો તમે જાણી જોઇને તજો છો, અને તમનેજ પાપ લાગશે તેથી તમે પરલોકમાં પણ દુઃખી થશો. એવી રીતે કારણમાં પણ દુઃખ છે અને કાર્યમાં પણ દુઃખ છે.

## કાંતિમાનુવાચ.

### શ્લોક.

મારા જે ગુરૂદેવ સેવ કરતાં, ભાખ્યા મુને ભામની,
તે છે સિદ્ધ પ્રસિદ્ધ, રિદ્ધ રૂપની તોયે ન તું કામની;
મારે તો પરપત્ની માત ગણવી, આજ્ઞા ગુરૂની ગ્રહી,
મર્ણેચ્છા મન મધ્ય તો મર સહી, હું ધર્મ ત્યાગું નહિ. ૫૩
માર્કંડેય વદે સુણે મુનિ મહા, જે ક્રૌષ્ટુકિ નામનો,
જાણ્યો જે નવ એ રહ્યો કદી હવે, એ નારના કામનો;
તો તેણે પછી શું કર્યું સહુ કહો, ઇચ્છા થઇ સુણવા,
તે ભુજંગપ્રયાતશી ગતિ કરી, લાગ્યો ઘણો ધ્રૂણવા. ૫૪

### ચાલ છંદની.

ત્યહાં બોલતાં શું જ બોલી ગયો તે,
ઘણો કંપ કાયા વિષે તો થયો જે;
બધા અંગ માંહે ધ્રુજારી વરીને,
પડ્યો હા મહાઅગ્નિ! એવું કરીને. ૫૫
વરૂથિની સુધા સમા ત્યાં સલિલે,
સહુ અંગ છાંટે ઘણે વક્ત્ર વીલે;
શરીરે ધરે હસ્ત જોતી ન દુભે,
ઘણી લાડિલી લાલ મધ્યેજ લુભે. ૫૬

---

૫૩ રિદ્ધ ઇ૦—તું રૂપની રિદ્ધિ છે તથાપિ તું મારા કામની નથી. કામની નથી તેનું કારણ કહે છેઃ મારે ઇ૦—સ્પષ્ટ છે. ૫૪ ભુજંગપ્રયાતશી—સાપના ગમન જેવી વાંકી અથવા હવે પછીના ભુજંગપ્રયાત છંદમાં કહેવાશે એવી. મુદ્રાલંકાર. ૫૫ ચાલછંદની—ભુજંગી. ૫૬ સલિલ—પાણી. વક્ત્ર—મુખ.

તદા શુદ્ધિ અંગે મહાકર્મી પામે,
રીસે રક્ત નેણે જુએ નારી સામે;
જદા જુવતી જાતી કાંઇક આઘી,
દ્વિજાંગે રહી જે અનુરાગી જાગી. ૫૭
મહા બ્રહ્મબંધુ વિચારે વસંતો,
કરૂં શીશ પૂજા મહાગ્નિ મહંતો;
કરૂં સ્તુતિ પે'લી પછે અર્પું અંગે,
શુચિ અંગ સારે થયો તે ઉમંગે. ૫૮
ધરી ધ્યાન મીંચી દ્વયે ચક્ષુ દીધાં,
ઘણું મંત્રી પાણી પવિત્રાંગ કીધાં;
પછે સ્તુતિ નુતિ કરીને કરે તે,
સુણો સર્વ શ્રોતા ચિતે શું ધરે તે. ૫૯
અહો ગાર્હપત્યાગ્નિ મા'કર્મકેરૂં,
સદા સર્વદા આપ છો શુદ્ધ દે'રૂં;
તમે છોજ ઉત્પત્તિ નેં સ્થિતિહેતુ,
રહ્યા એ મહાગ્નિતણા આપ કેતુ. ૬૦
થયા આપથી એય ઉત્પન્ન દેવા,
નહીં અન્યથી તો કરૂં આપ સેવા;
તમોને મહાતૃપ્ત જ્યારે કરાયે,
તદા ત્રિદશોથી અહીં વૃષ્ટિ થાયે. ૬૧
મહામેઘ થાતાં તૃણાંકુર ફૂટે,

---

૫૭ દ્વિજાંગે ઇ૦—જે નારી તે 'દ્વિજના અંગ ઉપર અનુરાગી (પ્રીતિવાળી થઇને) જાગી રહી છે. ૫૯ નુતિ—નમસ્કાર. ચિતે—ચિત્તમાં. ૬૦ કેતુ—ધજારૂપ-શ્રેષ્ઠ. ૬૧ ત્રિદશોથી—દેવોથી. અહીં—આ લોકમાં.

વધે ધાન્ય વારિદથી આપ ત્રૂઠ્યે;
જદા થાય એવું તદા જગત જીવે,
વળી ઉપજે એવું ભાખ્યુંજ શિવે. ૬૨
તમારાથકી એ પ્રમાણે બને છે,
સહુ થાય સત્યે મહાજગ્ત જે છે;
તદા તેહ સત્યેજ સૂર્યાસ્ત પે'લાં,
પઠાવો મુને ગેહ વાંચ્છું ઇ વે'લાં. ૬૩
જદા કર્મ વૈદિક યાથાર્થ્ય સાધ્યું,
ન ભૂલ્યો સમો કે ભ્રમે અંગ બાધ્યું;
કરી હોય ત્રિકાળ સંધ્યા અમે જો,
તદા તો ન પૂષા અહીં આથમે જો. ૬૪
જઉં ઘેર જ્યારે લહું સૂર્ય ત્યારે,
પરાર્થે ન પ્રીતિ કરી હોય ક્યારે;
પરસ્ત્રી અભિલાષ જો ના કર્યો મેં,
તદા સા'યકારી થવું અગ્નિ તો તેં. ૬૫
પછે કાર્ય મારૂં થવા શાની ભ્રાંતિ;
મહાગ્ને! દિયો સત્વરે સુખ શાંતિ;
ખરી હોય શ્રદ્ધાજ પાષાણ રીઝે,
તદા સંશયો અગ્નિ વિષે ન કીજે. ૬૬

---

૬૨ વારિદ—મેઘ. ૬૩ ઇ—એ. ૬૪ યાથાર્થ્ય—યથાર્થ્યપણું અર્થાત્ બરોબર રીતે. જો મેં વૈદિક કર્મ યથાર્થ સાધ્યું હોય, તથા તે સાધવાનો સમો (કાળ)ન ભૂલ્યો હોઉં કે તે સાધવામાં મારા અંગને ભ્રમ ન થયો હોય, જો મેં ત્રિકાળ સંધ્યા કરી હોય, તો, અહીં (હું આ હિમાલયમાં છતાં) પૂષા (સૂર્ય) આથમે નહિ. ૬૬ પરાર્થે—પારકા ધનમાં.

થયો પૂર્ણ અધ્યા' અહીં એકષષ્ટ,
મનુઅંતરે વિપ્ર ભાખ્યો અભ્રષ્ટ;
અભિધાન સ્વારોચિષે આ કથા છે,
ન વન્હિ પૂજાતો કદા જે વૃથા છે. ૬૭

રિઝચા દેવ અગ્નિ વદું અન્ય અધ્યા',
પુરાણી પ્રગલ્ભા વદું મુગ્ધ મધ્યા;
હવાં એ ઘટાવી કરી સત્ય દાખું,
પ્રગલ્ભા સમા નિર્લજા દ્વિજ ભાખું. ૬૮

દ્વયે ગર્થ અર્થે લજાળુ સમાન,
ધણી ગેહસ્વામી ભલે જાય રાન;
સુમુગ્ધા સમા મુગ્ધ દીસે પુરાણી,
મળે ગર્થ અર્થે ન બોલેજ તાણી. ૬૯

શું મધ્યા સમા એ સદા છેજ જાતે,
નથી લેશ સંશે વદું એજ વાતે;
કદા અટ્ટહાસ્યે કદા સ્મિત હાસ્યે,
હરે અર્થ ને ગર્થ છો બેય ત્રાસે. ૭૦

વલણ.

ત્રાસે કે નાસે ન મૂકે, મધ્યા પુરાણી દેવ રે;
અર્થ ગર્થ ઉભય હરે, સાચી સાધી સેવ રે. ૭૧

---

૬૭ અભિધાન—નામ. સ્વારોચિષ નામના મન્વંતરમાં આ કથા છે. ૬૮ અધ્યા'—અધ્યાયમાં. નિર્લજા—નિર્લ્લજ. દ્વિજ—પુરાણી. ૬૯ દ્વયે ૬૦—બન્ને (પુરાણી અને પ્રગલ્ભા સ્ત્રી) અનુક્રમે ગર્થ લેવામાં તથા અર્થ સાધવામાં સમાન લજ્જાવાળા છે. અર્થાત્ એકકેયને લજ્જા હોય નહિ. ૭૦ બેય—યજમાન અને સ્વામી.

વધે ધાન્ય વારિદથી આપ ત્રુઠે;
જદા થાય એવું તદા જગત જીવે,
વળી ઉપજે એવું ભાખ્યુંજ શિવે. ૬૨
તમારાથકી એ પ્રમાણે બને છે,
સહુ થાય સત્યે મહાજગ્ત જે છે;
તદા તેહ સત્યેજ સૂર્યાસ્ત પે'લાં,
પઠાવો મુને ગેહ વાંચ્છું ઇ વે'લાં. ૬૩
જદા કર્મ વૈદિક યાથાર્થ્ય સાધ્યું,
ન ભૂલ્યો સમો કે ભ્રમે અંગ બાધ્યું;
કરી હોય ત્રિકાળ સંધ્યા અમે જો,
તદા તો ન પૂષા અહીં આથમે જો. ૬૪
જઉં ઘેર જ્યારે લહું સૂર્ય ત્યારે,
પરાર્થે ન પ્રીતિ કરી હોય ક્યારે;
પરસ્ત્રી અભિલાષ જો ના કર્યો મેં,
તદા સા'યકારી થવું અગ્નિ તો તેં. ૬૫
પછે કાર્ય મારૂં થવા શાની ભ્રાંતિ;
મહાગ્ને! દિયો સત્વરે સુખ શાંતિ;
ખરી હોય શ્રદ્ધાજ પાષાણ રીઝે,
તદા સંશયો અગ્નિ વિષે ન કીજે. ૬૬

---

૬૨ વારિદ—મેઘ. ૬૩ ઇ—એ. ૬૪ યાથાર્થ્ય—યથાર્થ્યપણું અર્થાત્ બરોબર રીતે. જો મેં વૈદિક કર્મ યથાર્થ સાધ્યું હોય, તથા તે સાધવાનો સમો (કાળ) ન ભૂલ્યો હોઉં કે તે સાધવામાં મારા અંગને ભ્રમ ન થયો હોય, જો મેં ત્રિકાળ સંધ્યા કરી હોય, તો, અહીં (હું આ હિમાલયમાં છતાં) પૂષા (સૂર્ય) આથમે નહિ. ૬૬ પરાર્થે—પારકા ધનમાં.

થયો પૂર્ણ અધ્યા' અહીં એકષષ્ટ,
મનુઅંતરે વિપ્ર ભાખ્યો અભ્રષ્ટ;
અભિધાન સ્વારોચિષે આ કથા છે,
ન વન્હિ પૂંજાતો કદા જે વૃથા છે. ૬૭

રિઝચા દેવ અગ્નિ વદું અન્ય અધ્યા',
પુરાણી પ્રગલ્ભા વદું મુગ્ધ મધ્યા;
હવાં એ ઘટાવી કરી સત્ય દાખું,
પ્રગલ્ભા સમા નિર્લજા દ્વિજ ભાખું. ૬૮
દ્વયે ગર્થ અર્થે લજાળુ સમાન,
ધણી ગેહસ્વામી ભલે જાય રાન;
સુમુગ્ધા સમા મુગ્ધ દીસે પુરાણી,
મળે ગર્થ અર્થે ન બોલેજ તાણી. ૬૯
શું મધ્યા સમા એ સદા છેજ જાતે,
નથી લેશ સંશે વદું એજ વાતે;
કદા અટ્ટહાસ્યે કદા સ્મિત હાસ્યે,
હરે અર્થ ને ગર્થ છો બેય ત્રાસે. ૭૦

વલણ.

ત્રાસે કે નાસે ન મૂકે, મધ્યા પુરાણી દેવ રે;
અર્થ ગર્થ ઉભય હરે, સાચી સાધ્વી સેવ રે. ૭૧

---

૬૭ અભિધાન—નામ. સ્વારોચિષ નામના મન્વંતરમાં આ કથા છે. ૬૮ અધ્યા'—અધ્યાયમાં. નિર્લજા—નિલ્લૈજ. દ્વિજ—પુરાણી. ૬૯ દ્વયે ૬૦—બન્ને ( પુરાણી અને પ્રગલ્ભા સ્ત્રી ) અનુક્રમે ગર્થ લેવામાં તથા અર્થ સાધવામાં સમાન લજ્જાવાળા છે. અર્થાત્ એકકેયને લજ્જા હોય નહિ. ૭૦ બેય—યજમાન અને સ્વામી.

## કડવું ૧૨૨ મું.

### રાગ સામેરીની દેશી ફેર.

માર્કંડેય કે' સુણ્ય ભૂદેવ રે, સાચી સાધી'તી દ્વિજે સેવ રે;
તેણે પુણ્યે પાવક પોતે રે, ત્યાં પ્રગટ્યા જોતે જોતે રે. ૧

ઢાળ.

જોત જોતે પ્રગટ્યા પોતે, કર્યો બ્રાહ્મણ અંગ પ્રવેશ;
કાંતિમાન મૂળે હતો ને, અગ્નિએ વધાર્યો વેશ. ૨
તેજોમંડળ મધ્યે વસતા, મૂર્ત્તિમાન્ અગ્નિ જેમ;
કાંતિમાન તો દીપવા લાગ્યો, તે વેળાએ તેમ. ૩
તે અપ્સરાએ જોયો જાતે, તેને વાધ્યો દ્વિગુણિત પ્રેમ;
(પણ) શાપભયે આઘી કંઇ ખસતી, ધારી ક્ષાંતિ ક્ષેમ. ૪
એવે ગાર્હપત્ય ત્યાં આવ્યા, વદ્યા મુખથી આમ;
માગ્ય માગ્ય જે ઇચ્છા હોયે, મન વાંચ્છિત કરૂં કામ. ૫
સ્વર્ગ સુખ તે ભયમાં ભૂલ્યો, માગ્યું મુખથી એવું;
ઘેર જવા ઉપાય કહો તો, મળિયું મનમાં જેવું. ૬
કિંતુ તેં નવ ઇચ્છા પૂરી, શુદ્ધ સ્વરૂપા નિરખી દેવી;
ઓળખી નહિ આ તે છે કેવી, ગુણવતી જોવા જેવી. ૭
તેણે તારા ગુણગણ સર્વે, ઝાંખા થાશે જાણ;
ધર્મી થઇ ધ્યાને નવ ધાર્યું, ધર્મશાસ્ત્ર પ્રમાણ. ૮
જા ગતિ પે'લાં જેવી તારી, ગેહ જવામાં થાશે;
એવું કહેતામાં તે ઉડયો, શું નભે પેશી જાશે ! ૯
વરૂથિનીએ વારૂ દીઠી, પેર મે'ર ઘેર જાવા;

૩ તેજોમંડળ—તેજનો સમૂહ. ૪ દ્વિગુણિત—બમણો.

ગાર્હપત્યને ઓળખી કરવા, લાગી સાચા દાવા. ૧૦
હે મહાપ્રભુ દુખિયારી મૂકી, ભલો ભક્ત રીઝાવ્યો !
હું પ્રાણ તજું પરમેશ્વર અહિંયાં, સારો સાજ સજાવ્યો !! ૧૧
એકને પાળી અન્યને મારી, રીઝે જાજો ઘેર !
વન્હિ પ્રભુએ સારી કીધી, મારા ઉપર મે'ર !! ૧૨
કોટિ ઉપાયે એનાથી કદી, જવાત નહિ નિરવાણ;
હું કન્યકાકેરા સિદ્ધ મનોરથ, પાવક ! થાત પ્રમાણ. ૧૩
એમ વિલપતી અગ્નિ પાસે, તે જાતો જોતો દ્વિજ;
નિશ્ચે વરશે વન્હિ એને, એમ ઉગાડતો મન બીજ. ૧૪
મારા સમ અગ્નિમાં ક્યાંથી, જિતેંદ્રિયપણું હોય;
ત્રણ ભુવનમાં તજે ન આવી, તરિયા મળતાં કોય ! ૧૫
વારૂ જોઇએ એ શું જાણે, ઊભા રહી આ જાગ;
વનિતાની વિનતિ સુણી વન્હિ, મુખ બોલ્યા મહાભાગ. ૧૬
અહો અબળા સબળા ગુણ ધારે, તેણે દઉં વરદાન;
જા એના જેવો મળશે સ્વામી, તુજને કાંતિમાન. ૧૭
એમ વરદાન દઇ વળતાં તે, ઊભો જોતા દ્વિજ;
નભમાં ઊભો હાસ્ય કરે, જોવા પાવક પ્રતીજ. ૧૮
ભૂત ભવિષ્ય વર્ત્તમાનજ જાણે, વન્હિ મોટા દેવ;
કાંતિમાનના વિચાર કળિયા, જોતામાં તતખેવ. ૧૯
શાપ દીધો જા પડચ જઇ ભોમે, હિમવાનની પાર;
કે'તામાં તે પડિયો ક્યાંહી, તે જાણે મુરાર. ૨૦
પાવક પ્રલે કરતાં રાખે, રક્ષાદિક કંઇ શેષ;
પ્રલયાનળ પૂરૂં કરી નાખે, તેમ કર્યું વિશેષ. ૨૧

---

૧૪ એમ ઇ૦—મનમાં એવું કલ્પના રૂપી બીજ ઉગાડતો—વિચાર કરતો.

ઉપકાર કરતામાં આડું મન, લાવે જે જે જન;
દશા થાય તે નરની આવી, સાંભળજો સજ્જન. ૨૨
માર્કંડેય કહે સુણય મુનિ, કહું વરૂથિની સુજાણ;
નભ ઊભો કાંતિમાન નિહાળ્યો, જાતો જોયો જાણ. ૨૩
નિઃશ્વાસ નાખી કુચ કંપાવ્યાં, નમ્યા સ્કંધ નિરવાણ;
સૂક્ષ્માંગીની સૂક્ષ્મ દૃષ્ટિ, જ્યાં લગી ગઇ પ્રમાણ. ૨૪
ત્યાં સુધી તો જોયા કરતી, પરોવી પૂરો પ્રાણ;
ઉતાવળો તે અલોપ થાતો, જ્યમ અંગથકી મહાપ્રાણ. ૨૫
કથા ભાગમાં એવું છે કંઇ, તે ઘેર ગયો ગુણખાણ;
સુખી થયો ને કર્મજ કીધાં, વારૂ થયાં વખાણ. ૨૬
જેને જેવી રૂચી તેવી, તેણે ભાખી વાણ;
આમજ કરવું એવી ક્યાં ફૂરી, દુરાગ્રહી નૃપઆણ. ૨૭
પણ સારૂં માઠું કે ફેરવિયું, સજ્જનને થાય જાણ;
યથા મતિએ સર્વે કરતા, વૃદ્ધિ કે થાય હાણ. ૨૮
કર્મકૂટ અહીં કરવા લાગ્યા, કાઢી મોટું પુરાણ;
કિંતુ રસજ્ઞના ને વરૂથિનીના, તલપાપડ થાશે પ્રાણ. ૨૯
અલોપ થાતો જીવન જ્યારે, ત્યારે તરૂણી થાતી નિરાશ;
જેનું તન મન ધન સહુ જાતું, કાંતિમાનની પાસ. ૩૦

---

૨૭ મૂળ ગ્રંથમાં કથા ભાગનો કાંઇ તફાવત છે તે સંબંધે કહે છેઃ જેને ઇ૦—સ્પષ્ટ છે. ૨૮ હાણ—હાનિ—અર્થાત્ ઓછું.

૨૯ પુરાણ ઇ૦—પુરાણમાં એવી કથા છે કે અગ્નિનીકૃપાથી બ્રાહ્મણ ઘેર ગયો. વરૂથિનીને વરદાન આપીને તેનું સાંત્વન કે કાંતિમાનને શાપ આપીને તેનું શાસન અગ્નિએ કાંઈ કર્યું નથી. પણ પ્રેમાનંદે પુરાણની કથાની તે ખામી આ વર્ણનમાં દૂર કરી છે, તે જોઇને કોઇ દ્વેષી માણસો તેનામાં વધારો કર્યા સંબંધી દોષ ન મૂકે એવા હેતુથી ૨૬—૨૯ સુધી ચાર કડીઓ લખી છે.

બાકી રહેલો દિવસ નિર્ગમ્યો, રાત્રિએ દુઃખ થાતું;
હા હા શબ્દ કરી તે વિલપે, સુખ શમણાથી જાતું. ૩૧
વારંવાર નિસાસા નાંખે, દુઃખ ધરતી અતિકાય;
મદિરાસમ વિમળ દૃષ્ટિવાળી, ગુણગણ તેના ગાય. ૩૨
અભાગિણી હું જાતે પૂરી, એમ નિંદતી આપ;
એવું ન હોયે તો ક્યમ જાયે, નાથ કરી સંતાપ. ૩૩
વિહારે કે હારે તેની, પ્રીતિ નવ પૂરાય;
રમણિક વન ગહવર ગુફામાં, ચતુરાચિત્ત ચૂરાય. ૩૪
એકદા એક ચક્રવાકનું, યુગલ રમતું જોયું;
ચતુરાનું ચિત્ત તેમાં પેઠું, ખાંતે ખોટું ખોયું. ૩૫
એવામાં તે ઊડી જાતું, કે થાતું વળી દુઃખ;
યૌવનને ધિઃકારતી બાળી, અરે વસે ક્યાં સુખ ! ૩૬
દુર્ભાગ્યે મારે ક્યાં આણી, બળે બળે નગ પર;
ત્યાં નજરે મુને ક્યાંથકી પડિયો, મન વાંચ્છિત જે નરવર. ૩૭
હવાં જો એ નરવર કેરો, આજ ન થાયે સંગ;
તો દુઃસહ કામાગ્નિ મારો, કરશે દેહજ ભંગ. ૩૮
જે વારે મેં પતિને જોયો, તે વારે કોયલવાણ;—
અતિ મધુર મન મધ્યે લાગતી, તે આજ શું હણશે પ્રાણ ! ૩૯
કોકિલાવાણી કે ધનુ ! તાણી, કામ પારધી મારે બાણ;
માર્કંડેય કે' વિલપી એ વિધ, દુઃખ ધરતી નિર્વાણ. ૪૦
કામાવિષ્ટ એવી વરૂથિની તે, કરતી મુનિનું ધ્યાન;
ત્યમ ત્યમ અતનુ વૃદ્ધિ પામી, કરતો હરણ શુદ્ધ સાન. ૪૧
વધતી લાગી વાધવા રતિ, વિપ્ર પર તો સર્વદા;
ત્યમ ત્યમ દુઃખનું મૂળ જામ્યું, ઘટી ગોરી ગઇ તદા. ૪૨

---

૩૫ ખોટું ખોયું—દુઃખ વીસારે પડ્યું.

અગ્નિદેવનું વેણ મનમાં, ધારી ધ્યાન ધરે ઘણું;
અગ્નિને મન એમ થાતું, દુઃખ હરૂં હું એતણું. ૪૩
એક કલિ નામ ગંધર્વ હુતો, તેને પ્રીતિ પે'લી;
વરૂથિની ઉપર અતિશે હુતી, જેની મનસા થઇ'તી ઘેલી. ૪૪
તેને ત્યાં મોકલિયો અગ્નિ, તે આવી જોતો જાણ;
જેને અવગણ્યો'તો વરૂથિનીએ, તે કરતો નારી પ્રમાણ. ૪૫
તે કલિએ જોઇ કામિની, અતિ અવસ્થાએ દીન;
વિચારવા લાગ્યો વરૂથિની શે, દર્શે મુને મલિન. ૪૬
ગજગામિની વરૂથિની આ, નિઃશ્વાસ નાખે કેમ;
કમળકળી સમ ગઇ કરમાઈ, થયું હશે કેમ એમ. ૪૭
અહીં ક્યમ બેઠી હશે એ, નગશિખરે નિર્વાણઃ
શું કોઇ મુનિના શાપાગ્નિથી, એ દગ્ધ થઇ પ્રમાણ. ૪૮
કે કોઇએ અપમાન કીધું, એનું આણી વાર;
અશ્રુએ મુખ પલળ્યું એનું, એ શું હશે કિર્તાર. ૪૯
પછે તેનું જાણવા કારણ, કરતો ઘણો વિચાર;
અર્થ સિદ્ધિમાં અથડાતો અતિ, અમુઝાતો મન મોઝાર. ૫૦
પછે તેણે ધ્યાન ધાર્યું, સમાધિ સાધી શુદ્ધ;
તો સર્વે તેને સૂઝી આવ્યું, ક્યમ વરૂથિની થઈ અબુદ્ધ. ૫૧
વળી પાછું ધ્યાન તેણે, કર્યું બીજી વાર;
રૂપાદિક સહુ ધ્યાને આવ્યું, જે દ્વિજનું હતું નિર્ધાર. ૫૨
ખેદ તેણે કરી મનમાં, ભેદ રચવા માંડયો;
એણે દ્વિજપર મનસા કરી, હું ગંધર્વજાતિ છાંડયો. ૫૩
સદ્‌ભાગ્યે ઠીક મળિયો, પ્રસંગ આણી વાર;

---

૪૫ અવગણ્યો'તો—તિરસ્કારી કાઢયો હતો. ૫૧ અર્થ સિદ્ધિમાં —( કારણ જાણવા રૂપ ).

અનુરાગ એનાપર અતિ કરી, મેં મનવાંચ્છિતી એ નાર. ૫૪
બહુ વાર કીધી પ્રાર્થના મેં, પણ એણે નવ કર્યો સ્વીકાર;
તે આજ મારે અલ્પ યત્ને, આવશે કર નાર. ૫૫
જે નર ઉપર એની છે, ભરપૂર પ્રીતિ જાણ;
તેહ કર્મઠ રડવડે છે કે, ગયો તજી તે પ્રાણ. ૫૬
અગ્નિકેરો કોપ થાતાં, અવદશા તેની હવી;
ફરી આ સ્થળે નવ તેહ આવે, એમ વદે વાણી અનુભવી. ૫૭
હું તે સમાને રૂપ મારૂં, ધારૂં સારૂં સર્વ;
ભોળવું હું ભામિની એમ, હરૂં એનો ગર્વ. ૫૮
'શુભસ્ય શીઘ્રમ્' એવો, ન્યાય છે સહુ જાગ;
માટે વાર ન કરવી મારે, એમ વિચારતો મહાભાગ. ૫૯
માર્કંડેય કે' સુણ મુનિ, તે કલિએ કર્યો પ્રપંચ;
સ્વસામર્થ્યે રૂપ બદલ્યું, શુદ્ધ સાધ્રી સંચ. ૬૦
નીચો ઉંચો થઇ જુએ જાતે, નવ કાંતિમાનમાં કંઇ ફેર;
તેના સમું સર્વે થયું મમ, થઇ વર્ષ વય નવ તેર. ૬૧
જ્યાં વરૂથિની વિલપતી હતી, ત્યાં આવિયો રૂપ ધારી;
જોઇ તેને નારીકેરી, ફુલી આંખ અવિધારી. ૬૨
ગઇ તન્વંગી તરૂણી તે પાસે, મુખ વદી વારંવાર;
કૃપા કીજે નાથ મારા, શે કરો ન મુજ સ્વીકાર. ૬૩
જો ત્યાગ કરશો તમે મારો, તો ન જીવું નિર્વાણ;
દ્વિજ છો તો લેઇ જાઓ, દાનમાં મમ પ્રાણ. ૬૪
ક્રિયા લોપનો અધર્મ રજ મુનિ, થશે નિઃસંદેહ;

---

૫૯ શુભસ્ય શીઘ્રમ્—શુભ કામ ઉતાવળે કરવું. ૬૧ નવતેર—બાવીશ.
૩ તન્વંગી—નાજુક અંગવાળી.

પણ હિમાલયે મુજ રક્ષણ કરતાં, ઘણો ધર્મ વધશે દેહ. ૬૫
આ રમણિક ગુફા ગહ્‌વર જુઓ, અહીં કીજે સમાગમ શૂર;
મુજ કંન્યાનું મન પ્રસન્ન થાતાં, રીઝશે પાવક પૂર. ૬૬
હે મહામતિવાળા દ્વિજસત્તમ, અવશ્ય જાણો આજ;
આયુષ્ય કાંઇક બાકી મારૂં, તે તમ જાતાં જશે દ્વિજરાજ. ૬૭
પાવકે તમને મોકલ્યા, એ થયું સહુ ઠીક;
બે ચાર દિનમાં પ્રાણ મારા,—તણી હતી મહાબીક. ૬૮
કાંતિમાન રૂપી કલિ બોલ્યો, શું કરૂં નારી હુંય;
અહીં રે'વાથકી કર્માંતર મારાં, કે' નવ નાશ પામે તુંય ! ૬૯
સૂક્ષ્મ મધ્યભાગવાળી મહિલા, કરે મારી વાત તું માન્ય;
છે કર્માંતરનું કષ્ટ મુજને, જ્યમ ઉપજે ન મેઘવિણ ધાન્ય. ૭૦
ત્યમ કર્મવિણ નવ મળે કાંઇ, જે સ્વર્ગ સુખ કે'વાય;
તે સાધ્યાવિના કેઇ પેર કે' તું, હું થકી રે'વાય? ૭૧
તદપિ પ્રીતિ જોઇ પૂર્ણ તારી, હું આવિયો અહીં આજ;
હું કહું ત્યમ જો કરે તો, સરે તારૂં કાજ. ૭૨
માન્ય વાત જો કરે મારી, તો સમાગમ થાય;
અન્ય રીતે કોઇ કાળે, નવ પ્રીત મારી જોડાય. ૭૩
વરૂથિની વળતી વદે ત્યાં, થાઓ પ્રસન્ન મારા પ્રાણ;
તમે જે કે'શો તેજ મારે, કરવું સહુ પ્રમાણ. ૭૪
વચન તમારૂં પાળવા, તૈયાર છું નરનાથ;
સાચેસાચું કહું સર્વે, મુનિ ઝાલિયે મમ હાથ. ૭૫
જેહ કરવા યોગ્ય તે, નિઃશંક થઇ કો' સર્વ;

---

૬૯ કે' નં૦—તુંજ કહેતી કે નાશ ન પામે શું ? ૭૦—સૂક્ષ્મ મધ્ય ભાગવાળી—કૃશ કટિવાળી.

પતિ રૂપ મેં માન્યું મોઢું, આપ રૂપિયું પર્વ. ૭૬
કાંતિમાન રૂપી કલિ કે'છે, તારે આજ કરવું એમ;
વન વિષે સંભોગ સમયે, નવ મુને જોવો જેમ. ૭૭
જો ચક્ષુ મીંચી તું જ રાખે, તો થાય જોગ તારો મારો;
માન્ય હોયે વાત એ તો, કરૂં ઘરૂં હું તારો. ૭૮
વરૂથિની કે' વારૂ એવું, થાઓ વા'લા સર્વ;
મનઇચ્છા તમારી મુનિ, પાળું પરહરી ગર્વ. ૭૯
કલ્યાણ થાઓ તમારૂં, અધુના ધરૂં મન એમ;
સૌ પ્રકારે સ્વાધીન રે'વા, મેં નાથ ધાર્યો નેમ. ૮૦
કલિ પુરાણી એક છે, ઘટાવી દાખું તેહ;
ઉઘાડી આંખે ધૂળ નાખે, પુરાણી નિઃસંદેહ. ૮૧
તેમ ભમતી ને ભમાવી, કલિ કરી લે કામ;
ઠામ ઠામે પુરાણી બાવા, એવાં ઘણાં બાંધે ધામ. ૮૨
આંખો મીંચાવે કોકને, રૂપ બદલી જાયે કંઇ;
રૂપમાં રઢ લાગી કે, પુર આણી પ્રગટે તહીં. ૮૩
કલિ કરતાં કૂડ છે અતિ, કલિપુરાણીકામ;
કલિ એક તો પુરાણી કાઢે, અનેક એવાં નામ. ૮૪
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, સ્વારોચિષે મનવંતરે;
દ્વિષષ્ટિતમોધ્યાય પૂર્ણ થાતો, બોલો વિધિ હરિ હર હરે. ૮૫

વલણ.

વિધિ હરિ હર હરે કે'તાં, ટળે ભવાબ્ધિ દુઃખ રે;
જન પ્રેમાનંદ કાંઇ ન જાણે, માની કવિતા મુખ્ય રે. ૮૬

---

૭૯ એવું થાઓ-અર્થાત્ એ મારે માન્ય છે. ૮૦ અધુના—હમણા.
૮૪ કલિપુરાણી—કલિ યુગના પુરાણી. ૮૫ દ્વિષષ્ટિતમો—બાસઠમો.

## કડવું ૧૯૩ મું.

### રાગ ગોડી.

માર્કંડેય કહે દ્વિજરાજ, કહું ઉભય સંગમ આજ;
ધરી પ્રીતિ મનમાં પૂર, લેતાં કુસુમ વાસ મધુર. ૧
ચઢ્યાં પર્વત શિખરે તેહ, ફરે ઉદ્યાને થઇ નિઃસંદેહ;
સુંદર સરમાં કરતાં સ્નાન, જાતાં રમ્ય કંદરાએ મહાન. ૨
નદી તટે પલવટવાળી, રમે હાથે બાઝી બાળી;
લેતાં અન્યોઅન્યે તે તાળી, બીજાં રમ્ય સ્થળે રમે સંભાળી. ૩
જ્યારે જ્યારે કરે સંભોગ, ત્યારે નારી ધરતી આવો જોગ;
કર્યો દ્વિજ દિલે અગ્નિપ્રવેશ, થયો તે વેળાએ જેવો વેશ. ૪
તેવું રૂપ ચિંતવતી નારી, જો કે આંખ મીંચી દેતી અવિધારી;
હે મુનિસત્તમ સાંભળય તુંય, કહું વિસ્તારી સર્વે હુંય. ૫
એમ રમતાં વીત્યો કેટલો કાળ, જે ગયો અલ્પ જશો તત્કાળ;
તે નારીએ ગંધર્વના રેતવતી, દ્વિજરૂપ ચિંતનની ધરી મતિ. ૬
ધાર્યો ગર્ભ તે જાજ્વલ્યમાન, થઇ નારી શચી સમાન;
જદા ગર્ભ ધર્યો તે નારી, (તવ) કાંતિરૂપ કલિ બોલ્યો વિચારી. ૭
વરૂથિનીના મનનું સમાધાન, આજ્ઞા માગવા લાગ્યો મહાન;
તેણે આજ્ઞા આપી અતિ અનુરાગ, ત્યાંથી ગયો તે રૂપે મહાભાગ. ૮
જે ગર્ભ ગોરીએ ધાર્યો હતો, તે કાંતિમાન દેદીપ્યમાન થયો છતો;
વન્હિ સરખો વપુએ તેહ, તે જન્મ પામ્યો નિઃસંદેહ. ૯
જયમ સૂર્ય સ્વકાંતિએ નિર્વાણ, કરે પ્રકાશ દિશાઓમાં પ્રમાણ;

---

૨ ઉદ્યાને—બાગમાં. કંદરા—ગુફા. ૬ અલ્પ જશો—થોડા જેવો. રેત—વીર્ય. ૭ શચી—ઇંદ્રાણી.

ત્યમ તે દશ દિશાએ પ્રકાશ, કરવા લાગ્યો વરૂથિની પાસ. ૧૦
તે બાળક સ્વરોચિએ સાર, સૂર્ય સમ પ્રકાશવા લાગ્યો અપાર;
તેથી તેનું સ્વરોચિ નામ પડિયું, જેહ જુગોજુગ વિષે તો જડિયું. ૧૧
તે મહાભાગ વધવા લાગ્યો તેમ, કળાવડે વધે ચંદ્ર જેમ;
પ્રતિદિન એવી પેરે વાધે, તે ગુણ સમૂહ જન આરાધે. ૧૨
તેથી ગુણ વાધ્યા ઘણા તેમાં, ન રહી ન્યૂનતા કશી જેમાં;
આવતું ચાલ્યું યૌવનપણું પાસે, જેને જોઇ અવિદ્યા ત્રાસે. ૧૩
શીખ્યો સુવિદ્યાઓ સર્વ, શીખ્યો ધનુર્વેદ ગતગર્વ;
ચારે વેદ ભણ્યો નિર્વાણ, થયો ધર્મશાસ્ત્ર પુરાણમાં જાણ. ૧૪
તે સદાચારી વિચારી કુમાર, ફરતો મંદરાચળ ગુફા મોઝાર;
તેવામાં ભયપીડિત સુણ્યો સ્વર, જુએ તો એક કન્યા રડતી વર. ૧૫
બેઠી નગભૂમિ ઉપર તેહ, જે જોઇ બાળકને થયો સંદેહ;
તે બોલી કન્યા એકાએક, મારે કો નથી તમ વતરેક. ૧૬
કરો રક્ષણ મારૂં આજ, તમે હશો કો મોટા રાજ;
તે બાળકે જોઇ ભયગ્રસ્ત કન્યા, જે મહાસ્વરૂપી દર્શે ધન્યા. ૧૭
ભયથી મીંચાય ઉઘડે આંખ, જ્યમ પડી તૈલ વિષે તો માંખ;
તેને જોઇ દયા આવી તેને, નવ ભય પામીશ કહ્યું એને. ૧૮
પછે તેણે પૂછ્યું કન્યાને એમ, તું ભયવ્યાપ્ત થઇ છું કેમ;
તવ કન્યા શ્વાસે ભરાઈ, ભાગી તૂટી વાણીએ વદી ગુણ ગાઇ. ૧૯
કન્યા કે' સુણો મારી કથા, ન તમને દુઃખી કરૂં હું વૃથા;
હું છું ઇંદીવરાક્ષકેરી કુમાર, તે વિદ્યાધર જાણીતો સ્વર્ગ મોઝાર. ૨૦

---

૧૧ સ્વરોચિએ—પોતાની કાંતિવડે. ૧૫ ભયપીડિત—ભયથી પીડાયલાનો. વર–શ્રેષ્ટ. ૧૬ નગભૂમિ—પર્વતનું પૃષ્ઠ. ૧૭ ભયગ્રસ્ત—ભયથી ગળાયલી— અર્થાત્ ભયભીત. ૨૦ ઇંદીવરાક્ષ—એ નામનો વિદ્યાધર. વિદ્યાધર—ગંધર્વના જેવી દેવની એક જાતિ.

મારૂં નામ મનોરમા કે'છે, જોઇ મને માતા સુખી અતિ રે'છે;
મરૂધન્વાની કુંવરી જેહ, મારી માતા કા'વે તેહ. ૨૧
મંદાર નામે વિદ્યાધર એક, તેની સુતા વિભાવરી સવિવેક;
અન્ય પાર નામે મુનિની પુત્રી, નામે કલાવતી કલા સમાને સૂત્રી. ૨૨
એ બન્ને તે મારી સાહેલી, સાથે લેઇ હું વે'લી વે'લી;
કૈલાસ તટ પ્રત્યે જતી હતી જાણ, ત્યાં અવનવું નીપન્યું નિર્વાણ. ૨૩
ત્યાં લહ્યો શુષ્ક તપે થયો તપસી, ભૂખે કૃશકંઠવાળો જોઇ લપસી;
મન ભમિયું હમારૂં સહેજ, જોયો મુનિવર જવ નિસ્તેજ. ૨૪
આંખો ઉંડી પેશી ગઇ જોઇ, સાધી હસવાની રૂડી સોઇ;
નવ મારી સાહેલી બોલી કોઇ, મેં અતિહાસ્ય કર્યું મુનિ જોઈ. ૨૫
તેણે મુનિ ક્રોધાક્રાંત થયો તત્કાળ, બાળી મુને શાપાગ્નિની જ્વાળ;
કૃશ તનુ ને શબ્દ ખોખરે, જરા હોઠ ફફડાવી મુનિ ઓચરે. ૨૬
મુને કહ્યું અહો અનાર્ય, તેં કર્યું દુષ્ટ તપસ્વિનિ ! કૂડું કાર્ય;
તું હશી તિરસ્કાર કરી મારો, એ જોયો અપરાધ મેં તારો. ૨૭
થોડા કાળમાં રાક્ષસ એક, તારો પરાભવ કરી તોડશે ટેક;
જદા દીધો મુનિએ શાપ, તદા મારી સખીઓને પ્રગટયો તાપ. ૨૮
તેમણે કર્યો મુનિનો ધિઃકાર, કહ્યું ઠીક પામ્યા મુનિ અધિકાર !
બ્રાહ્મણપણું ધિઃકાર છે આવું, અક્ષમા કરી તાપસ તપ ભમાવ્યું. ૨૯
સમગ્ર તપ ખોયું તમે તપેશ, તમે તપવડે ન સૂકાયા લેશ;
ક્રોધાગ્નિએ બાળી છે કાયા, શું આજ સુધીમાં ક્રોધ કમાયા ! ૩૦
રહ્યા ક્રોધે થઇ મુનિ રાતા, આવું કરતાં નથી લજાતા !!
છે બ્રાહ્મણપણું ક્ષમાનું સ્થાન, ક્રોધ વશ રાખે તેજ મહાન. ૩૧

---

૨૪ શુષ્ક—સૂકાયલો. કૃશ—પાતળો. ૨૬ કૃશ તનુ—પાતળું શરીર.
૨૭ અનાર્ય—અધમ. તપસ્વિનિ—( કન્યાનું સંબોધન ).

આવાં વેણ સુણી અતિ દુઃખદેણ, તે મુનિએ ચઢાવી ક્રોધની ફેણ;
શાપરૂપ સર્પે ડશી બે સખી, અરે ભામિનીઓ શું મુજશુ ભખી ! ૩૨
જા પે'લી કોઢીલી થઇ રે' અંગે, બીજી ક્ષયરોગને રંગાઓ રંગે;
એ રીતે મારી ઉભય સાહેલી, મુનિવેણે રોગિષ્ટ થઇ વે'લી વે'લી. ૩૩
મારી પૂઠે દાનવ આવે ધાતો, રક્ષા કરે કોણ રાક્ષસથી માતો;
તે ઘણે દૂર ગાજે ઘન પેઠે, જે આવી અધુના મુજને ભેટે. ૩૪
શું તેનો શબ્દ ન સાંભળો તમે, આજ ત્રણ દિનથી હું પૂઠે ભમે;
એ નથી કેડો મૂકતો મારો, આ સત્ય વાત સર્વે અવિધારો. ૩૫
હે મહામતિવાન નરદેવ, શીખવું અસ્ત્રવિદ્યા તતખેવ;
સર્વ યથાર્થ જાણું હું એહ, તુંને શીખવુ નિઃસંદેહ. ૩૬
તેવડે કારજ કરવું સાર, રાક્ષસથી કરવો મારો ઉદ્ધાર;
જે હું જાણું છું અસ્ત્ર વિદ્યાય, તે આદિ કાળે સ્વાયંભુવ કે'વાય. ૩૭
તે જાણતા હુતા સાર, શીખ્યા હુતા હર પાસેથી નિરધાર;
સ્વાયંભુવે સિદ્ધસત્તમને આપી, વસિષ્ઠમુનિ નામે જેહ પ્રતાપી. ૩૮
તે મુનિએ મારી માના બાપને દીધી, ચિત્રાયુધે ચતુરપણે લીધી;
મારા પિતાને કન્યાદાને, તે વિદ્યા તેના શ્વશુરે આપી માને. ૩૯
હે વીર સત્તમ સુણય તુંય, તે જ્યારે નાની હતી ત્યારે શીખી હુંય;
તે વિદ્યા સર્વાસ્ત્રનું હૃદય જાણ, કરે અરિગણ સકળની હાણ. ૪૦
સારે ગર્જે અસ્ત્ર સકળની એહ, જે ઉતાવળે આપું ગ્રહો તેહ;
પછે તે વિદ્યાથકી સુજાણ, દુરાત્મા રાક્ષસના લ્યો પ્રાણ. ૪૧

---

૩૨ અરે ઇ૦—( ઋષિવાક્ય ). ૩૪ માતો—બળવાન્. ૩૭ ઉદ્ધાર—રક્ષણ. કોઇ કહેશે કે કન્યાને અસ્ત્ર વિદ્યા ક્યાંથી આવડતી હતી ? તે વિષે કહે છેઃ જે ઇ૦—સ્પષ્ટ છે. ૩૮ સિદ્ધસત્તમ—ઉત્તમ સિદ્ધ.

૩૯ ચિત્રાયુધે—મારી માના બાપે. માને—માન સહિત. ૪૦ તે ઇ૦— તે વિદ્યા સર્વ અસ્ત્રના હૃદય ( ગુપ્ત ભેદ ) રૂપ છે, તે તું જાણ.

માર્કંડેય કે' સુણ્ય મુનિ, સ્વરોચિ હતો મહાગુણી;
કરી તેણે માન્ય તે વાત જ્યારે, જળ સ્પર્શ કરતી જુવતી ત્યારે. ૪૨
રમ્ય રહસ્ય સહિત પ્રતિસંહાર, તે અસ્ત્રનું હૃદય આપ્યું તે વાર;
એમ શીખ્યો વિદ્યા સુભટ, એવે ધાઇ આવ્યો દાનવ ત્યાં ઝટ. ૪૩
જેની આકૃતિ ભયાનક ભારી, ઉભો આવી ઘોર શબ્દ બરાડજ પાડી;
મારા થકી પરાજય પામી તુંય, રક્ષણ કાજે ભટકે શુંય. ૪૪
કોણ રક્ષક થાયે તારો, જોવો અરિ ઉપને કોણ મારો ?
એમ બોલતો રાક્ષસ મૂઢ, જેની દુષ્ટ ગતિ અતિ છે ગૂઢ. ૪૫
વળી વધો લગાડે શે વાર, એમ બોલતો જોયો ગંધર્વકુમાર;
સ્વરોચિ કરે મનમાંહે વિચાર, થવું જોઇએ મુનિવચન સત્ય આ વાર. ૪૬
છો પકડે એ કામિની જઇ, એમ વિચારી ઊભો તહીં;
એવે શબ્દ એકાએક ત્યાં થાતો, રે રે આ રાક્ષસ મુજને ખાતો. ૪૭
છોડાવો છોડાવો મુને કોઇ, અહીં અબળા આ મરતી જોઇ;
એ વિધ દામણે રવે બોલે, કન્યા ઘણી વિલપે ને દાનવ ડોલે. ૪૮
એકાએક ત્વરાથી ઝાલી તેને, વધો મુખ ખાઇ જાઉં હું એને;
તે જોઇ સ્વરોચિને ચઢિયો ક્રોધ, કે તેણે ઝટ શસ્ત્રનો કીધો શોધ. ૪૯
ભયાનક પ્રચંડ અસ્ત્ર ચઢાવ્યું, રાક્ષસ સામી દૃષ્ટિ કરી ને દઢાવ્યું;
ઝટ મૂક્યું ત્વરા કરી તેણે, રાક્ષસ અતિ પીડાયો જેણે. ૫૦
કન્યાને મૂકી કર્યો પ્રણામ, દયા કરી અસ્ત્ર સંહારો સ્વામ;
સાંભળો સર્વે મારી વાત, છે જાજ્વલ્યમાન તમારી જાત. ૫૧
મુને મહાઘોર શાપથકી મૂકાવ્યો, ધન્ય મારો દાનવધર્મ ચૂકાવ્યો;
કોઇ અતિ તીવ્ર સ્વભાવના બ્રહ્મે, મુને શાપ દીધો હતો મારે કર્મે. ૫૨

---

૪૪ મુનિએ દીધેલો શાપ સિદ્ધ થયો તે તેણે ઉચ્ચારેલા પરાજય શબ્દનો પ્રયોગ કરીને કવિ કહે છેઃ મારા થકી ઇ૦—સ્પષ્ટ છે. ૪૬ બોલતો —( રાક્ષસ ). ગંધર્વકુમાર—સ્વરોચિ( એ ).

અહો મહાભાગ મૂકાવ્યો જેથી, મહાઘોર દુઃખ ટળ્યું મારૂં તેથી;
એવો કર્યો તમે ઉપકાર, મારે કો ન તમથી વધારે સાર. ૫૩
સ્વરોચિ કહે સાંભળ્ય આજ, શું મહાત્માનું કૂડું કર્યું તેં કાજ;
બ્રહ્મમિત્રે પૂર્વે તને કેમ, કહે શાપ દીધો હોય જેમ. ૫૪
શો શાપ દીધો હતો તે ભાખ્ય, દૈત્ય કૃત્ય તારૂં મને દાખ્ય;
રાક્ષસ કે' બ્રહ્મબંધુ નિરવાણ, અથર્વણ દ્વિજ હતા સુજાણ. ૫૫
તે અષ્ટ પ્રકારના ભેદ યુક્ત, વળી ત્રયોદશ અધિકારે સયુક્ત;
આયુર્વેદ શીખ્યા હતા સાર, હતા નિષ્ણાત તેમાં અપાર. ૫૬
હું વિદ્યાધરરાજ જે ખડ્ગધારી, નામે નલનાભની કીર્ત્તિ સારી;
તેનો પુત્ર હું સુણો પ્રતાપી, છું આ કન્યાકેરો પિતા પાપી. ૫૭
ઇંદીવરાક્ષ વિદ્યાધર મારૂં નામ, મુને તે વિદ્યા લાગી અભિરામ;
મેં બ્રહ્મબંધુની પ્રાર્થના કીધી, કહ્યું મુનિને વિદ્યા જોઇએ મને દીધી. ૫૮
આયુર્વેદ શીખવો જાણો તેહ, તો થાય સફળ મારી દેહ;
જ્યારે મેં નમ્રતાએ કર્યા પ્રણામ, ત્યારે તે મુનિ બોલ્યા મુખ આમ. ૫૯
તુંને એ વિદ્યા નવ અપાય, તારી ઇચ્છા તો ખોટી થાય;
મુને આયુર્વેદાત્મક વિદ્યા ન મળી, ત્યારે મેં વિચાર્યું આવું વળી. ૬૦
હે નિષ્પાપ ! કહું સુણો સવ, તે વિદ્યા ન મળવે થયો અગર્વ;

---

૫૪ બ્રહ્મમિત્રે–બ્રાહ્મણે. ૫૫ બ્રહ્મબંધુ–બ્રાહ્મણ. અથર્વણ-અથર્વ વેદને જાણનારા. ૫૬ અષ્ટ પ્રકારના ઇ૦—આયુર્વેદના શલ્ય, શાલાક્ય, કાય, અગદ, કૌમાર, વિષ, રસાયન, અને વાજિક્રિયા, એવા આઠ ભેદ છે તે ભેદ સહિત. ત્રયોદશ અધિકાર—સ્વરસ, કલ્ક, કષાય, ફાંટ, હિમ, અવલેહ, ચૂર્ણ ગુટિકા, સ્નેહ, ક્ષારકર્મ, અગ્નિકર્મ, શસ્ત્રકર્મ, અને વમનાદિ પંચકર્મ એવા તેર રોગ મટાડવાના તેર પ્રકાર છે તે સહિત. નિષ્ણાત—પ્રવીણ.

૫૮ તે વિદ્યા—આયુર્વેદની વિદ્યા. અભિરામ—મનને આનંદ આપે એવી. ૬૦ આયુર્વેદાત્મક—આયુર્વેદ રૂપી.

એક વિચારી મેં મત્ય, તે મુનિ શિષ્ય શીખવતા સત્ય. ૬૧
તેમાં હું સંતાઇ પેઠો સહી, એ રીતે આયુર્વેદાત્મક વિદ્યા ગ્રહી;
અષ્ટમાસમાં સમગ્ર વિદ્યાય, મેં શીખી લીધી સર્વ કળાય. ૬૨
તેથી મુને હર્ષ થયો અપાર, તેણે વારંવાર હાસ્ય કર્યું નિર્ધાર;
હું જ્યારે અટ્ટહાસ્ય કરી હશિયો, ત્યારે મુનિ મનમાં હું વશિયો. ૬૩
ઓળખ્યો હું ઇંદીવરાક્ષ વિદ્યાધર, કોપ્યા મુનિ ને ફરકયા અધર;
સ્કંધ કંપવા લાગ્યા અતિ, પછે રૂક્ષ વાણી બોલ્યા મહામતિ. ૬૪
હે દુર્મતે રાક્ષસની પેઠે, શીખ્યો છાની માની વિદ્યા રહી હેઠે;
વળી કરી અવજ્ઞા તેં મારી, વારંવાર હશ્યો તું શું વિચારી? ૬૫
તેથી જા પાપી પરો અહીંથી, એટલે ખસવા લાગ્યો હું તહીંથી;
તદા બોલ્યો મુનિ મુખ આમ, આજથી સસમે દિને કથળે કામ. ૬૬
થઇશ રાક્ષશ રૂપે તુંય, જા શાપ દેઉં તુંને આજ હુંય;
જ્યારે એવી સુણી વાણી ક્રૂર, તવ હું નમી પડ્યો ભરપૂર. ૬૭
કર્યા મુનિ પ્રસન્ન મેં યત્ને, રીઝાવ્યા મહા મહા પ્રયત્ને;
થયું કોમળ કમળશું મન તેનું, ધન્ય જ્ઞાનસન્માન તો એનું ! ૬૮
તે બોલ્યા મુજશુ તદા, હે ગંધર્વ મારૂં બોલ્યું ન ફરે કદા;
પણ તું રાક્ષસ ક્રોટી થઇશ સ્વદેહે, એવું વધ્યા મુનિ ઉજેહે. ૬૯
જ્યારે તું સ્મૃતિહીન થઇશ રાક્ષસ, વળી મહાક્રોધતણે થઇશ વશ;
તદા તારા સંતાનને ખાવાતણી, ઉપજે ઇચ્છા તુંને ઘણી. ૭૦
તદા પીડાઇશ શસ્ત્રથી તુંય, ત્યારે સ્મૃતિ પામીશ ભાખું હુંય;
પછે પામીશ પૂર્વ દેહ ગંધર્વ, જ્યારે તારો ગળી જાશે સર્વ ગર્વ. ૭૧
પછે જઇશ ગંધર્વ લોકે જાણ, મુક્ત થઇ સ્વવાસ વશીશ નિર્વાણ;

---

૬૧ આયુર્વેદ—આતુમ. ૬૪ રૂક્ષ—કઠોર. ૭૦ સ્મૃતિહીન–પૂર્વે હું કોણ હતો એવી સ્મૃતિ વિનાનો.

તે હું આ મહાભાગ રાક્ષસ એહ, નિશાચરપણું પામ્યો નિઃસંદેહ. ૭૨
તે તમ વીર્યવડે નિર્મુક્ત, આજ અહીં થઇ ઊભો છું યુક્ત;
હવાં એક પ્રાર્થના સ્વીકારો મારી, હે મહામતે સુણો આ વારી. ૭૩
આ જે મારી પુત્રી સુજાણ, તેને પત્ની રૂપે ગ્રહો તમે જાણ;
તે મુનિ પાસેથી શીખ્યો હું જેહ, અષ્ટાંગ આયુર્વેદ વિદ્યા એહ. ૭૪
હું તે સર્વ શીખવું તમને, એવી ઇચ્છા ઉપની મને;
કરો માન્ય મારી એ વાત, થાશો વિશ્વ વિષે વિખ્યાત. ૭૫
માર્કંડેય કહે સુણ્ય મુનિ, એમ કે'તો ઊભો ગંધર્વ ગુણી;
થયું પૂર્વ સ્વરૂપ તેને પ્રાપ્ત, થયો જેનો દુઃખદિન સમાપ્ત. ૭૬
દિવ્ય વસ્ત્ર પે'ર્યાં સહુ અંગ, શ્વેતકાંતિ હાર ધર્યા ઉમંગ;
થયું અલંકારે અલંકૃત અંગ, જોઇ દિવ્ય સ્વરૂપ થયો સુત દંગ. ૭૭
તે દિવ્ય સ્વરૂપી વિદ્યાધર, વિદ્યાર્પણ કરતો વર;
વિદ્યા આપ્યા પછી થયો તૈયાર, કહ્યું થાઓ પુત્રીતણા ભરતાર. ૭૮
તદા ઓળખી પિતાને વદી કન્યા, હે પિતા પતિ મેળવી આપ્યો ધન્યા;
આ મહાત્મા ઉપર દર્શન કરતાં, પ્રીતિ થાયે તો કયમ ન ઉચરતાં. ૭૯
વળી વિશેષ કર્યો મારા પર ઉપકાર, તેણે વાધ્યો અનુરાગ હુંને અપાર;
તોય એક કારણ એમાં રહ્યું, તે મારે જોઇશું આજે કહ્યું. ૮૦
જે મારી બે સખિયો મારે લીધે, દુઃખીઆરી કરી છે સિદ્ધે;
તેથી પીડા પામે તેહ, માટે હું વાંચ્છું ન નરની દેહ. ૮૧
મને ભોગ કશા નવ ભાવે, દુઃખ સખિયોનું મનમાં આવે;
એવું દુષ્ટપણું ન કરે નર, તો કામની કરે કયમ વર. ૮૨

---

૭૭ સુત—સ્વરોચી. દંગ—આશ્ચર્યયુક્ત. ૭૯ ધન્યા—ધન્ય. અર્થાત ઘણો સારો. ૮૨ એવું—પોતાને લીધે બીજું કોઇ દુઃખ પામતું હોય તે છતાં પોતે ભોગ ભોગવવા રૂપ. વર—કામનીનું (વિશેષણ).

જે સ્વભાવે કોમળ સદા, તેનાથી કૃત્ય એવું થાય ન કદા;
મારે લીધે પીડિત થઇ તેહ, થઉં તેને લીધે પીડિત નિ:સંદેહ. ૮૩
શોક અગ્નિ પરિતાપ કરે મને, સખીદુ:ખ ઊભું રહ્યું મારી કને;
માટે ન વરૂં નર નિર્વાણ, તમો છો ઉભય સુજાણ. ૮૪
સ્વરોચિ કહે સુણ્ય સુંદરી, કૃશકટિ ચિંતા કરય પરી;
આયુર્વેદકેરે પ્રતાપ, ટાળું તારી સખિયોનો સંતાપ. ૮૫
કરૂં પુનરપિ નવી તેને, જોઇ સુખ થાયે અતિ જેને;
તે સંબંધી તજ્ય તું શોક, આજ તન મને થઇ અશોક. ૮૬
માર્કંડેય કે' સુણ્ય ભૂદેવ, સ્વરોચિ પરણ્યો તેને તતખેવ;
મૃગનયની વિધુવદની નારી, પરણ્યો વિધિ પુર:સર અવિધારી. ૮૭
પછે પિતાએ કરી કન્યા શાંત, ગયો ગંધર્વ દિવ્ય લોકે થઇ દાંત;
સ્વનગરમાં મળિયો સહુને, જોઇ તેને આનંદ વાધ્યો બહુને. ૮૮
પછે તે સ્વરોચિ તન્વંગી સાથ, ગયો ઉદ્યાને ઝાલી સતી હાથ;
જ્યાં ઉભય સાહેલી દુ:ખ વેઠે, તેને જઇ નરનારી ભેટે. ૮૯
આયુર્વેદ તત્વ જાણ્યું સર્વત્ર, અજિતનર પાસે ઉભો રહ્યો તત્ર;
રોગનાશ ઔષધ્ય રસે, કરી દ્વય નીરોગી ઉલ્લસે. ૯૦
વ્યાધિ નિર્મુક્ત થઇ બે બાળી, જે મહારમ્ય અને રૂપાળી;
તે ઉભય કન્યા કાંતિવડે, જાણે નગ દિશા સોહાવા તડે. ૯૧
એમ દ્વયે દિશા કરી ઝાતકાર, નિરખી સ્વરોચિએ એવી બે નાર;

---

૮૪ ઉભય—બન્ને. સ્વરોચિ અને ઇંદીવરાક્ષ. ૮૫ કૃશકટિ—( મનોરમાનું સંબોધન ).

૯૦ અજિતનર—( સ્વરોચિ ). ૯૧ તે ઉ૦–તે ઉભય(બન્ને) કન્યાઓની કાંતિવડે જાણે નગ ( પર્વત ) અને દિશાઓ સોહાવા તડે ( શોભાયમાન થતી હોય ).

પુર આણી પ્રીતિ જોઇ, પુરાણી નૂતન કન્યા કોઇ. ૮૨
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, સ્વરોચિષ મન્વંતર પ્રમાણે;
થયો ત્રિષષ્ટિતમો અધ્યાય, યથામતિ કથા દ્વિજ ગાય. ૮૩

વલણ.

યથામતિએ કથા દ્વિજજન, ગાય ગોવિંદ દેવ રે;
હરિકૃપાએ પુરાણ પૂરૂં, થાશે સાધ્યે સેવ રે. ૮૪

## કડવું ૧૨૪ મું.

### રાગ મારૂની દેશી.

કહે માર્કંડેય એ રીત, રોગથી મુક્ત થઇ;
મંદાર વિદ્યાધરની કુમાર, વિભાવરી નામ સહી. ૧
હર્ષ પામી અતુલિત મન, સ્વરોચિશુ વદે;
અહો અતનુપ્રભુ મારૂં વેણ, રાખીએ આજ હૃદે. ૨
મારી વિનતિ સ્વીકારો દેવ, કહું છું કરગરી;
કર્યો ઉપકાર અથાગ દયાળ, બદલો દેવાએ ન જરી. ૩
કરૂં સમર્પણ મારી કાય, ગ્રહણ તમે તેહ કરો;
મારી પાસેથી વિદ્યા એક, ધ્યાન માનવડે ધરો. ૪
બોલે પ્રાણી સર્વત્ર જેહ, સમજાઇ જાયે સહી;
છે એ વિદ્યાનો એવો વિવેક, ગુણજ્ઞ થાઓ ગુણ ગ્રહી. ૫
એ ઉભયતણો ન હિસાબ, ગણો ઉપકારી તમે;

---

૮૨ પુર ૪૦— તે સ્વરોચિએ પૂર પ્રીતિ આણીને પુરાણી ( જૂની—મનોરમા ) અને નૂતન ( નવી—તેની બે સખીઓ ) કન્યાઓ જોઈ. ( પુરાણીનો અર્થ વ્યંગ્ય છે.) ૨ અતનુપ્રભુ— કામદેવના સ્વામી. અર્થાત્ અત્યંત રૂપવાન્.

અબળા માણસ આપે શુંય, જે પરાધીને ભજે. ૬
સ્વરોચિએ કહી તે હાય, સ્વીકારી તે સુંદરી;
તદા બીજી કન્યા બોલી તે સાથ, સુણો વાત મારી ચિત ધરી. ૭
મહાભાગ બ્રહ્મર્ષિ મારો બાપ, હતો પાર નામે મુનિ;
વેદ વેદાંગ શીખ્યો તે સર્વ, માન્યો વિશ્વ મહાગુણી. ૮
બાળકપણાથી ધરી બ્રહ્મચર્ય, તપ તેણે આચર્યું;
તેના તપથી તપ્યા સુર સર્વ, તેમણે મન કેવું કર્યું. ૯
કરવા એના તપનો નાશ, પુંજિકસ્થલી મોકલી;
તેને આશ્રમે આવી જાણ, સ્વરોચિ! એકલી. ૧૦
માધવ ને માધવનો મિત્ર, લઇ આવી તે સ્થળે;
વસંતે વાસિત કીધું સર્વ, જુક્તિ તેની કોણ કળે. ૧૧
શુકસારિકા કરતાં કલોલ, કોયલડી ટહુકતી;
ચક્રચક્રવાકી કરે કલોલ, અપ્સરા મુનિ હુંકતી. ૧૨
ધીમે ધીમે ગઇ મુનિપાસ, હાવભાવ ભાવે કરી;
કરી કામાતુર મુનિની કાય, આલિંગી ભુજ ભરી. ૧૩
મુનિ ચળિયા જે મારા બાપ, સંયોગ ગિરિરાજે થયો;
તપ ભગ્ન થયે તેનો જાણ, મહિમા સર્વે ગયો. ૧૪
ગિરિરાજ ઉપર સંયોગ, થાતાં જન્મ મારો હવો;
કે ગઈ નાશી અપ્સરા તેહ, અર્થ સાધી અવનવો. ૧૫
કુક્કે જ્યાં ઝેરી વ્યાળ, વાઘ વરૂ આવે ઘણાં;
કરે હિંસક પશુ દોટાદોટ, વદો ભયમાં કશી મણા? ૧૬
જ્યાં નવ માનવનું નામ, જંગલ અતિ બીહામણું;

---

૬ ઉભય —વિદ્યા અને મારો દેહ, બન્ને. ૧૦ પુંજિકસ્થલી—એ નામની અપ્સરા. ૧૧ માધવ—વસંત. માધવનો મિત્ર—કામદેવ. વાસિત—સુવાસિત. ૧૬ હિંસક—હિંસા કરનારાં.

ત્યાં ગઇ મૂકી મારી માત, ન ગણ્યું બાળ દામણું. ૧૭
પૃથ્વી પર મૂકી નિર્વાણ, ચાલી ગઇ સ્વર્ગમાં;
કાર્ય સિદ્ધ કરી ભળી ગઇ તેહ, અન્ય અપ્સરા વર્ગમાં. ૧૮
હે નરસત્તમ સુણો સર્વ, પછે પડી રાત્રિ તહીં;
વળી દિવસ ઉગ્યો જાણ, હું તો તહીં પડી રહી. ૧૯
કિંતુ રાત્રિ પડવાથી વૃદ્ધિ જેમ, વિધુકળાકેરી બને;
તેમ વૃદ્ધિ થાતી નિર્વાણ, હરિકળાએ પોષી મને. ૨૦
હરિકળાએ મારી માત, પિતા ચંદ્ર ઉદે થતા;
સવિતા દેતા અતિ દુઃખ, વપુ રંગ તવ મારા જતા. ૨૧
વળી વધારતા ચંદ્ર દેવ, એમ દુઃખ સુખ સે'તી તહીં;
એવે મુને ગંધર્વે જોઇ જાણ, તે ઉદાર મન હતો સહી. ૨૨
તે લઇ ગયો મુને સ્વગેહ, પાળી પૂરી પ્રીતિ કરી;
પછે મારૂં કલાવતી પાડ્યું નામ, તે ઠામ રહી હું તો ઠરી. ૨૩
પછે એક અલિ નામા અસુર, જોઇ મને રાજી થયો;
તે ગંધર્વ પાસેથી મુને જાણ, લેવા બોલ હલકો કહ્યો. ૨૪
તે દાનવને ચઢી રીસ, પિતા મારો સૂતો હણ્યો;
તેણે હું નાંખડી પામી નિર્વેદ, દાનવને મેં અવગણ્યો. ૨૫
થઈ મરવાને હું તૈયાર, જીવ જવો બાકી કહ્યો;
એવી સત્યપ્રતિજ્ઞાવાળી જોઈ, ગિરિજાએ રીઝી કર ગ્રહ્યો. ૨૬
મુને મરવા ન દીધી માત, ભાવ મારો પૂરો લહ્યો;
વધ્યાં સુભ્રુ ન શોક કરીશ, વળી બોલ આવો કહ્યો. ૨૭

---

૧૭ દામણું—અનાથ. ૨૦ વિધુકળા—ચંદ્રની કળા. ૨૧ હરિ-કળા—ચંદ્રની કળા. અર્થાત્ ચંદ્રમાંથી જે અમૃત પડે છે તેવડે.

૨૫ તે ઈ૦—મારા પિતાએ તે દાનવની માગણી ન સ્વીકારી તેથી તે દાનવને રીસ ચઢી. ૨૬ ગિરિજા–પાર્વતી. ૨૭ સુભ્રુ– હે સુંદર ભ્રૃકુટિવાળી.

મહાભાગ સ્વરોચિ ભર્તા થાય, તદા સુખ તને થશે;
તારો સુત મનુ કે'વાશે સાર, દુઃખ દિન દૂર જશે. ૨૮
અહો ભદ્રે કરી કૃપા તુજપર, નિધિઓ વશ સર્વે થશે;
તારી આજ્ઞા માનશે તેહ, વર્તશે વાણી વશે. ૨૯
ૐ વત્સે જે વિદ્યા કેરે પ્રતાપ, નિધિઓ વશ થાય તુંને;
તે વિદ્યા શીખવી દઉં આજ, ઇચ્છા ઉપની એવી હુંને. ૩૦
તે પદ્મિની નામે મહાપદ્મ જાણ, છે પૂજેલી વિદ્યા સહી;
હું તે તને અર્પાણ કરૂં નિર્વાણ, સત્વર લેને તે તું ગ્રહી. ૩૧
મેં ગ્રહી વિદ્યા માતની પાસ, વિશ્વાસી થઇ વેણમાં;
સત્ય પરાયણ દક્ષસુતાય, મુને ઉગારી એક ક્ષણમાં. ૩૨
જે કહ્યા સ્વરોચિ ભર્ત્તાર, તે પતિ તમે ખરા;
નિશ્ચય સતીવચને પડે નવ ફેર, હવાં કરૂં કેમ પરા. ૩૩
વળી કર્યો અથાગ ઉપકાર દેવ, મુને રોગમુક્ત કરી;
આપી પ્રાણનું દાન પરમેશ, ધ્યાન માને મુને ધરી. ૩૪
જેણે કર્યા એવા ઉપકાર, અંગ તેને અર્પું સહી;
અર્પું વિદ્યા જે શીખી સાર, આવું સ્થળ બીજું કહીં. ૩૫
સ્વીકાર કરો તેનો સ્વામિન્, પ્રસન્ન થઈ મારા પરે;
માર્કંડેય કહે સુણય શિષ્ય, નારી એવું ઉચ્ચરે. ૩૬
વિભાવરી કળાવતી બે નાર, સ્વરોચિ સ્નેહે જુએ;
તે પણ જોતી તેવી રીત, અન્યો અન્ય સંદે' ખુએ. ૩૭
પછે બોલ્યો સ્વરોચિ એન, એ રીતે થાઓ સહી;
તમારી ઇચ્છામાં આવ્યું જેમ, તે માનવું અહીં રહી. ૩૮

---

૨૯ નિધિઓ—પદ્મ, મહાપદ્મ, વગેરે નવનિધિઓ. ૩૧ તે ઇ૦—મહાપદ્મ પૂજેલી તે પદ્મિની નામે વિદ્યા છે એમ તું જાણ, એ અન્વય. ૩૨ દક્ષસુતા—શિવની સ્ત્રી—સતી દેવી.

પછે સુરસમ કાંતિવાળે સાર, પાણિગ્રહણ તદા કર્યું;
દેવ દુંદુભિ વાગ્યાં ત્યાંય, અપ્સરાએ નૃત્ય ધર્યું. ૩૯
નારદ શારદ વીણા વાય, થેઇકાર થઇ રહ્યો;
પામ્યો ત્રણ પત્ની ત્યાં તેહ, પછે ચાલી ઘેર ગયો. ૪૦
પુરાણી સ્વરોચિ પૂજો સર્વ, મળશે મન માન્યું તદા;
નિધિ સિદ્ધિ ને મળશે નાર, કર્મપત્ર ફરે કદા. ૪૧
મટશે ભટકવું ઘેરેઘેર, પુણ્ય મને પૂરું થશે;
આંગળી બતાવ્યાનું કહે પૂણ્ય, તો મારું શેણે જશે? ૪૨
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણ, સ્વારોચિષે મન્વંતરે;
થયો ચતુ:ષષ્ટિતમોધ્યાય, સુણે ભણે તેહ તરે. ૪૩

## વલણ.

સુણે ભણે તે તરે નિશ્ચે, નર નારી પાવન થાય રે;
ભટ પ્રેમાનંદ પ્રેમ આણી, હરિના ગુણગણ ગાય રે. ૪૪

## કડવું ૧૨૭ મું.

### રાગ સારંગની દેશી.

કહે કથા મુનિ માર્કંડેય રે, સુણે કૌષ્ટુકિ સર્વે તેય રે;
આવી માતને મળિયો સુત રે, કહી દાખી કથા અદ્ભુત રે. ૧
વરૂથિની રીઝી અપાર રે, વદી ધન્ય મારા કુમાર રે;
ત્રણ નારી પામ્યો તુંય રે, તેણે રીઝી અતિશે હુંય રે. ૨
વિદ્યા સર્વ સંપાદી તેંય રે, તારૂં સારૂં સાંભળ્યું સર્વે મેંય રે;
હવે હું સ્વર્ગલોકે જઉં સુત રે, હવાં મારૂં નાઠું ભ્રમણા ભૂત રે. ૩

૩૯ સુરસમ કાંતિવાળે—દેવના સરખા તેજસ્વી સ્વરોચિએ. ૪૩ ચતુ:ષષ્ટીતમો—ચોસઠમો.

મુને ચિંતા અતિ મન થાતી રે, સુત કરી તેં માતી તાતી રે;
એમ વદી સ્વર્ગલોકે તે જાતી રે, મન મધ્યે અતિ મલકાતી રે. ૪
પછે માંડ્યો સ્વરોચિએ સંસાર રે, જેની સુરસમી કાંતિ સાર રે;
તે એકદા સ્ત્રીઓને લેઇ સાથ રે, ગયો મનોરમ ઉદ્યાન ઝાલી હાથ રે. ૫
જ્યાં ઝીણાં ઝીણાં ઝરણાં વે'તાં રે, કંઇક માં'જળ કષ્ટને દે'તાં રે;
કંઇક વાય સુગંધી વાયુ રે, કંઇક ઔષધિ વધારે આયુ રે. ૬
એવા નગ પર ત્રણ સ્ત્રી લેઇ રે, કરતો ક્રીડા આલિંગન દેઇ રે;
પદ્મિની વિદ્યા વશમાં વર્તે રે, તેનું ચિત્ત ચોટે શો નરતે રે? ૭
નિધિઓએ સર્વ ઉપભોગ આણ્યા રે, રત્નમય શિબિર તો તાણ્યા રે;
ઉદ્યાને વારૂ મંદિર થાતાં રે, દુઃખ દયિતાપતિનાં જાતાં રે. ૮
નિધિએ મિષ્ટ મધુ ત્યાં આણ્યું રે, જે પતિપત્નીએ માણી જાણ્યું રે;
હાર વસ્ત્રાલંકાર આણ્યા રે, સુગંધી લેપ અંગે સમાણા રે. ૯
અતિ ઉજવળ રજત આસન રે, આણ્યાં સુવર્ણનાં સિંહાસન રે;
ઇચ્છિત સુવર્ણ વાસણ સર્વ રે, ગડવા કરવડાનો થાય ગર્વ રે. ૧૦
આણ્યા દિવ્ય ગાલીચાને તકિયા રે, સુખ શય્યાએ સ્વામી ટકિયા રે;
એમ નિધિએ આણી સહુ દીધું રે, કહ્યું તેનાથી બમણું કીધું રે. ૧૧
એ રીતે દિવ્ય સુગંધથી નિર્વાણ રે, થયાં સુવાસિત સર્વ પ્રમાણ રે;
પ્રકાશિત પર્વત કર્યો સ્વકાંતિ રે, ત્યાં સ્વરૂચિએ ભોગવી પૂરી શાંતિ રે. ૧૨
કરવા લાગ્યો તે હારવિહાર રે, છે એક એકથી નૌતમ નાર રે;
તે સ્ત્રીઓ માની મન સ્વર્ગ રે, ક્રિયા કરવા લાગી મળી સર્ગ રે. ૧૩
પરમાનંદ પ્રગટ્યો તેને રે, સ્વરૂચિ સ્વામી મળ્યો જેને રે;

---

૪ ચિંતા—( તારા વિષે ). થાતી—થાતી હતી. સુત ૦—પણ હે સુત તેં મને માતી તાતી કરી. અર્થાત્ મારી ચિંતા નાશ કરી.

૮ શિબિર—ડેરા—તંબુ. વારૂ—સુંદર. ૧૦ રજત—રૂપું. ૧૨ સ્વરૂચિએ—સ્વરોચિએ, અથવા પોતાની રૂચિ પ્રમાણે. ૧૩ સર્ગ—સૃષ્ટિમાં.

એમ વહી ગયા કેટલા માસ રે, તોય તૃપ્તિ ન પામી આશ રે. ૧૪
કરે અવનવા નિત્ય વિહાર રે, કરે મન વાંચ્છિત મળી આહાર રે;
તદા ત્યાં એક કૌતુક થાતું રે, સુખ જોઈ રાજહંસીનું મન મકલાતું રે. ૧૫
જોઇ નરનારીમાં પ્રીતિ અપાર રે, જળે રહી ચક્રવાકીને કે'તી સાર રે;
બેની આ નરનારીને છે ધન્ય રે, કયાં પુણ્ય થવાં એમનાં જન્ય રે. ૧૬
નૂતન યૌવન પામી જાતે રે, સ્વેચ્છિત નારી ભોગવે રાતે રે;
કરે દિવસે વિવિધ વિહાર રે, ભોગ ભોગવે અપરમપાર રે. ૧૭
હોયે સૃષ્ટિમાં નવ યૌવન નર રે, હોય ચતુર શિરોમણિ વર રે;
ત્યારે તેની તારૂણીઓ નવ તેવી રે, આ તો જોડી છે જોવા જેવી રે. ૧૮
રૂડી રામાઓને તેના પતિ રે, એવાં યુગલ હોયે ન અતિ રે;
કોઇ નરને નારી ઉપર હોય પ્રેમ રે, કોઇ નારી નરનું વાંચ્છતી ક્ષેમ રે. ૧૯
પણ પરસ્પર સમાન પ્રીતિવાળું રે, નવ દંપતી યુગલ મેં કાંઈ નિહાળ્યું રે;
આ પુરૂષ પ્રિયાઓનો છે વા'લો રે, તેવો એનો સ્નેહ નારીપર ભાળ્યો રે. ૨૦
માટે ચક્રવાકી ધન્ય એનું સુખ રે, એ યુગલ જોઈ ગયાં મારાં દુઃખ રે;
પરસ્પર પ્રીતિ તો થાય કોઇને રે, એવું સુખ વસે ભાગ્યશાળી જોઇને રે. ૨૧
એવું સુણી રાજહંસીનું વેણ રે, ચક્રવાકી વિસ્મયરહિત કથે કે'ણ રે;
એને ધન્ય કે'વો શા કાજે રે, વ્યર્થ શે એને ગુણે આવવું વાજે રે. ૨૨
જ્યારે એનું એક ચતુરામાં ચિત્ત લાગ્યું રે, તદા તેનું મન અન્યે અનુરાગ્યું રે;
પણ એ વાતની એને ન લાજ રે, જ્યાં ત્યાં કરતો એ વિષયકાજ રે. ૨૩
સર્વ સમયે સર્વ સ્ત્રીઓ ઉપર રે, એકી વખતે મન રહી ન શકે સાંભળ્ય રે;
હે સખી રાજહંસી કહું સત્ય રે, રે' રાગ એક સ્થળે એ મારી મત્ય રે. ૨૪

---

૧૬ જન્ય—અર્થાત્ ઉત્પન્ન. ૨૦ યુગલ—જોડું. ૨૨ વિસ્મયરહિત—કાંઇ આશ્ચર્ય ન પામીને. ૨૪ એક માણસની મનોવૃત્તિ એકજ વખતે ઘણી જગાએ હોઈ શકતી નથી, એ સિદ્ધાંતને અનુસરીને કહે

તો એ સર્વ સ્રીઓ ઉપર સમાન રે, કેમ પ્રીતિવાળા થાય મહાન રે;
ન એ પત્નીઓ પતિની પ્રિયાઓ રે, સતી પ્રિય સ્વામી નથી સત્ય ક્રિયાઓ રે. ૨૫
એ છે ગૃહ સેવકાદિકની પેર રે, માત્ર એકએકને વિનોદ મેર રે;
જો હોય હરિવદનીઓનો પ્રિય એહ રે, તો તુંને દાખું તેમાં સંદેહ રે. ૨૬
કોઇ સ્રી અભિલાષા રાખે એના પર રે, ત્યારે તે અન્યને આલિંગતો વર રે;
ત્યારે કયમ પ્રીતિવતી પ્રમાણ રે, નથી તજતી પોતાના પ્રાણ રે. ૨૭
વિદ્યાઓ રૂપી મૂલ્ય આપીને લીધો રે, વર્તે પરિજન જેવો એ કીધો રે;
ધણી ધરૂણી ઉપર એકે કાળે રે, નવ પ્રેમ રે'તો હે મરાળે રે. ૨૮
અહો રાજહંસી ધન્ય મારો સ્વામી રે, તેમ હું ધન્યધન્ય મહાનામી રે;
અમારૂં ચિત્ત પરસ્પર છે સ્થિર રે, તેમાંનું એ ન જાણે કંઇ વીર રે. ૨૯
માર્કંડેય કહે સુણ્ય કૌષ્ટુકિ રે, એવી કરી કથા પક્ષિણીઓએ ટુંકી રે;
જે સર્વ પ્રાણીની બોલી સમજતો રે, તે લજ્જા નિધિમાં ડૂબી જતો રે. ૩૦
પછે કરવા લાગ્યો તે વિચાર રે, ચક્રવાકી ખરૂં કહે નિર્ધાર રે;
એમાં રંચ નથી કાંઇ જૂઠું રે, ચાલ્ય હું વનમાં જાવા ઉઠું રે. ૩૧
એવે કલાવતીએ આરંભ્યું ગાન રે, તેણે સર્વ ભૂલી ગયો તે જ્ઞાન રે;
એમ રમણ કરતાં રામા સાથ રે, શત વર્ષ વીતી ગયાં દ્વિજનાથ રે. ૩૨
વળી એક સમય અવનવું થાતું રે, તેનું મન સ્રીઓ સાથે રમતાં લજાતું રે;
સ્રીઓ સાથે રમણ કરતો તે જ્યારે રે, હરિણ ટોળું તેણે દીઠું તે વારે રે. ૩૩
જે હતું સ્નિગ્ધ ને માંસલ અવયવવાળું રે, હું તેનું દુઃખસુખ સર્વે ભાળું રે;
હરિણીઓના ટોળામાં કરતો વિહાર રે, જોયો એક હરિણ ત્યાં નિર્ધાર રે. ૩૪

---

છે. સર્વ સમયે ઇ૦—સ્પષ્ટ છે. રાગ—મનની પ્રીતિ. ૨૫ સત્ય ઇ૦—એમની પરસ્પર પ્રીતિ રાખવા રૂપ ક્રિયાઓ પણ સત્ય નથી.

૨૮ પરિજન—ચાકર. મરાળે—હે હંસી ! ૨૯ એ વીર—સ્વરોચિ. ૩૪ સ્નિગ્ધ—સ્નેહ( ચિકાસ )વાળું અથવા સુંવાળું. માંસલ—માંસથી પુષ્ટ.

(તે) વિહાર કરતો હરિણીઓ સંયુક્ત રે, કાળિયાર તેવે પ્રયત્ને યુક્ત રે;
તેવું ટોળું જોયું સ્વરોચિ રે, જોઇ તેને કરતો નૃપ મન શુચિ રે. ૩૫
તે સમે નાસાગ્રને ખેંચીખેંચી રે,હરિણીઓ કુસુમવાસ લેતી વેંચી વેંચી રે;
તેમને કે'વા લાગ્યો તે મૃગ રે, જેનાં અતિ સ્નેહે બંધાયાં છે દૃગ રે. ૩૬
નારીઓ તમારા લજ્જા ત્યાગથી સાર રે, હવાં બહુ થયું ચાલી જાઓ નારરે;
અહો સુંદર નેત્રવતી નો'ય હુંય રે, સ્વરોચિ જેવો સર્વ જાણો શુંય રે. ૩૭
હું શું છું તેના જેવો આચારવાન રે, નો'ય હું સ્વરોચિ જેવો મહાન રે;
એના જેવા નીર્લજ ઘણા છે લોક રે, તમે તે સ્થળે જઇ થાઓ અશોક રે. ૩૮
એક સ્ત્રી પૂઠે લાગ્યા જયમ જન રે, તે જયમ જને હાસ્ય પાત્ર થાય પાવન રે;
તે રીતે અનેક સ્ત્રીઓએ જોયો નર રે, હાસ્યપાત્ર તે થાતો વર રે. ૩૯
તેને પ્રતિદિન ધર્મક્રિયાની હાનિ થાય રે, જેના ગુણગણ ગોરી ગાય રે;
એક સ્ત્રી સાથે કરતો સંજોગ રે, થાય બીજીવાર કામાસક્તને યોગ રે. ૪૦
પરલોક પંથથી અવળો ચાલે એવો રે, ભલે કોઇ બીજો હોય તે તેવો રે;
જે તેના જેવો ને આચરણવાળો રે, તેનાપર અભિલાષ કરો સંભાળો રે. ૪૧
હે ભદ્રે! થાઓ તમારૂં કલ્યાણ રે, હું સ્વરોચિ જેવો નથી જાણ સુજાણ રે;
કે નથી પુરાણી જેવો હુંય રે, વિષય વાસના વધારો શુંય રે. ૪૨
એ તો કર્મે પુરાણીને લાગ્યું રે, જાણ્યું જોયું પણ નવ ત્યાગ્યું રે;
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે રે, સ્વારોચિષ મન્વંતર તું પ્રમાણે રે. ૪૩
થયો પંચષષ્ઠિતમોધ્યાય રે, જે સુણે ભણે તેની કંપે ન કાય રે;
કર્યું પુરાણી માટે પાધરૂં સર્વ રે, મારો ડૂબકાં આ પ્રૌઢું પર્વ રે. ૪૪

---

૩૫ કાળિયાર— કાળો મૃગ. ૩૬ નાસાગ્રને ખેં—નાકના અગ્ર ભાગને ખેંચી ખેંચીને. **સ્વભાવોક્તિ.** દૃગ—દૃષ્ટિ. ૪૪ પંચ ષષ્ઠિતમો—પાંસઠમો.

વલણ.

મોહું પર્વ આ જાણવું, જે માર્કંડેય પુરાણ રે;
જન પ્રેમાનંદ વર્ણવે શું, સહુ જાણે જાણ સુજાણ રે. ૪૫

## કડવું ૧૨૬ મું.

રાગ મારૂ.

માર્કંડેય કહે એ રીત, મૃગ હરિણી કાઢે;
સ્વરોચિ સાંભળી તેહ, વિષય વસમો વાઢે. ૧
માને સ્વચને પતિત સમાન, મુનિસત્તમ તે તો;
ચક્રવાકી મૃગે નિંદી જાત, હરિણાચાર સત્ય એ તો. ૨
નિંદિતા નારી છે સર્વ, એમ વિચાર કરે;
પણ ફરી યુવતી રચીને પાશ, સ્વરોચિ માંહે ધરે. ૩
જદા વાધ્યો અંગો અંગ કામ, તદા વૈરાગ્ય ભૂલ્યો;
રામાશુ કરવા લાગ્યો રમણ, તતે ત્રય દયિતે ડૂલ્યો. ૪
એમ રમણ કરતાં સાર, ષટ્ સહસ્ર વર્ષ ગયાં;
ઉદાર બુદ્ધિ સ્વરોચિને મન, તે અલ્પ જેવાં થયાં. ૫
કિંતુ ન આવે ધર્મને બાધ, તે રીતે રમણ કર્યાં;
સાધી ધર્મની ક્રિયાઓ સર્વ, વિષય સુખ ધ્યાને ધર્યા. ૬
તેણે કર્યા ત્રણ સુત ઉત્પન્ન, વિજય નામ પે'લાતણું;
મેરૂનંદ બીજાનું નામ, ત્રિજો બળશાલી ગણું. ૭
તેનું નામ પાડ્યું પ્રભાવ, એમ ત્રણ પુત્ર હવા;
કોના કોના તે સુત સાર, માનિનીના માનવા. ૮
ઇંદીવરસુતા મનોરમા જેહ, વિજય પુત્ર તેને થયો;

૨ હરિણાચાર—હરિણ સરખા આચારવાળો. ૪ દયિતે—દયિતામાં.

વિભાવરીનો મેરૂનંદ, આનંદ આપી રહ્યો. ૯

કલાવતીને પ્રભાવ પુત્ર, પ્રગટ્યો પૂરે સમે;
તે સુતને દેવા સુખ, તેનો પિતા કરે ઉદ્યમે. ૧૦

સર્વ ભોગ આપનારી જેહ, પદ્મિની વિદ્યા હતી;
તેના સામર્થ્યે નિર્વાણ, નગરી ત્રણ કરી છતી. ૧૧

કર્યાં નગર ત્રણ નિર્માણ, ત્રણ પુત્ર કારણે;
તે વેંચી આપ્યાં કરી વિવેક, ધ્યાન ધરી ધારણે. ૧૨

પૂર્વ દિશામાં કામરૂપ અદ્રિ જેહ, તે પર વિજય નગર કર્યું;
રાખ્યું સુત નામે નગરનું નામ, સમ્યક્ ધ્યાન માને ધર્યું. ૧૩

વિજય પુત્રને આપ્યું તેહ, આનંદી સ્વરોચિએ;
ઉત્તર દિશા મધ્યે બાંધ્યું અન્ય, (નગર) મકરાકૃતિ સ્વરૂચિએ. ૧૪

ઉર્ધ્વ દુર્ગ ને બુરૂજ મહાન, માંહી માળવાળાં મંદિર કર્યાં;
તે નગરી મેરૂનંદને આપી જાણ, નંદવતી નામ ધર્યાં. ૧૫

કલાવતીના કુંવર માટ, દક્ષિણ દિશે નગર રચ્યું;
ધર્યું તાલ નગર તેનું નામ, પ્રભાવાર્થે રચ્યું પચ્યું. ૧૬

એ રીતે દ્વિજશાર્દૂલ, કર્યું નરમણિએ તદા;
વેંચી આપ્યાં પુત્રને પુર, જે નાશ નવ પામે કદા. ૧૭

પછે પૃથ્વી કરતાં અનુપમ સ્થાન, જોઇ રાય રમણ કરે;
ત્રણ તન્વંગી લેઇ સંઘાત, વિષય મધ્ય વાંચો ફરે. ૧૮

એકદા મૃગયાની માંય, તેને થાય અવનવું;
એક ચિત્તે સાંભળ્ય તુંય, કથા યથામતિ કવું. ૧૯

---

૧૧ છતી કરી—ઉત્પન્ન કરી. ૧૪ મકરાકૃતિ—મગરના આકાર જેવું. સ્વરૂચિએ—પોતાની ઇચ્છા પ્રમાણે ૧૫ ઉર્ધ્વ—ઊંચો. દુર્ગ—કોટ. ૧૬ પ્રભાવાર્થે—સામર્થ્યને માટે. ૧૮ વાંચો—છેતરાયલો થઇને.

વલણ.

યથા મતિએ કથા કવું હું, સુણ્ય ક્રૌષ્ટુકિ તુંય રે;
સ્વરોચિની ગતિ વર્ણવું, જે થઈ કે'વી હુંય રે. ૨૦

## કડવું ૧૨૭ મું.

રાગ ધનાશ્રી.

એક સમે સ્વરોચિ લઇ ધનુબાણ જી, ગયો મૃગયા રમવા પ્રમાણ જી;
માર્યા મૃગ ને ઘણા વરાહ જી, જોઇ સુરનર કે'તા વાહ જી. ૧
એવે એક આદ્યે વરાહ દીઠો જી, તે લાગ્યો સ્વરોચિને મન મીઠો જી;
તેને મારવાનું કર્યું મન જી, ધનુષ્ય ખેંચ્યું કરવા પતન જી. ૨
એવામાં અવનવું થાતું એક જી, તેથી ધરતો સ્વરોચિ વિવેક જી;
એક હરણિ આવી બોલે એમ જી, મુને મારો જો વાંચ્છો ક્ષેમ જી. ૩
પુનઃ પુનઃ કરે એવા ઉચ્ચાર જી, મુજ પર કૃપા કરો આ વાર જી;
જેહ ધનુષ્યે ચઢાવ્યું બાણ જી, તેવડે લ્યો લ્યો મારા પ્રાણ જી. ૪
એ વરાહ હણવાથી શું આજ જી, તમારૂં સરશે સ્વરોચિ કાજ જી;
મારો સત્વર આણો અંત જી, તમારો બાણ કષ્ટ મુક્ત કરશે મહંત જી. ૫
મારૂં સહુ દુઃખ એથી જાશે જી, મુને સુખ સ્વર્ગ સમાને થાશે જી;
સ્વરોચિ કે' સાંભળ્ય હરિણી જી, તું તો દીસે વરાંગી વરિણી જી. ૬
તારે અંગે ઉપદ્રવ કાંઇ જી, કે ન પીડા દસેં તે માંહી જી;
તદા તું પ્રાણ ત્યાગ કયમ ઇચ્છે જી, મર્ણ વે'લું વે'લું કાં વાંચ્છે જી. ૭
તેનું કારણ કે' તું આજ જી, પછે કરાય તો કરૂં કાજ જી;
હરિણી કે' સાંભળ્ય સર્વ જી, મારા મનમાં વાધ્યો એવો ગર્વ જી. ૮

---

૨૦ કે'વી હુંય—મારે કહેવી. ૬ વરાંગી—ઉત્તમ અંગવાળી. વરિણી—સુંદર.

અન્ય આળળામાં જેનું ચિત્ત જી, આસક્ત હોયે સર્વદા ખચીત જી;
એવા નરપર મારૂં મન જી, આસકત થઇ રહ્યું અતિશે તન જી. ૯
એવું છે માટે નર નિર્વાણ જી, ન મૃત્યુ વિણ અન્ય ઔષધ જાણ જી;
સ્વરોચિ કહે સાંભળ્ય ભીરૂ જી, એમ કામ ન કરે અધૂરૂં જી. ૧૦
તારાપર કોણ પ્રીતિ નહિ કરે જી, વળી તું આસકિત કોના પર ધરે જી;
જેની પ્રાપ્તિ તને નવ થાય જી, કે જેણે તું ત્યાગવા બેઠી છું કાય જી. ૧૧
એવી વસ્તુ કયી છે અલભ્ય જી, તે સર્વ સુણાવ્ય મુને સભ્ય જી;
મૃગી કે' તમારૂં કલ્યાણ જી, થાઓ ભવો ભવ સુજાણ જી. ૧૨
હું ઇચ્છુછું તમને જાતે જી, નવ રીઝું બીજી કશી વાતે જી;
તમેજ મન હરી લીધું મારૂં જી, માટે મરવાનું હું વિચારૂં જી. ૧૩
વે'લા થાઓ હરો પ્રાણ બાણે જી, હરિણી કહે આણો હાણયે જી;
સ્વરોચિ કહે ચંચળનેત્રા જી, હે મૃગી મોહતણાં છો ક્ષેત્રા જી. ૧૪
તમો મૃગ જાતિ છો જાણ જી, અમો તો નર જાતિ છું નિર્વાણ જી;
તેણે કરી તમારી સાથે જી, કેમ સુખ લેવાયે આ હાથે જી. ૧૫
કેમ યોગ સંભવે મારો જી, કેમ એ વિષે ન કાંઇ વિચારો જી;
મૃગી કહે નરમણિ સુણો જી, જો ન પ્રેમ ધર્યો હોય ઉણો જી. ૧૬
હોય અમપર અપેક્ષા સાર જી, તો તમે આલિંગો આ વાર જી;
પણ જો કદાપિ તમારૂં ચિત્ત જી, શીલાચારે વસે ખચીત જી. ૧૭
તો અમો કરૂં મન માન્યું જી, તમો દેખાડશો નવ બાનું જી;
કરો આલિંગન એક તમે જી, આનંદીએ એટલાવડે અમે જી. ૧૮
જાણીએ આપ્યું તમે મહામાન જી, કરો કરો મારૂં કાર્ય મહાન જી;
માર્કંડેય કહે મુનિસત્તમ જી, સ્વરોચિ વિચારે ઉત્તમ જી. ૧૯

---

૧૦ ભીરૂં—સ્વભાવથીજ બીહીકણ એવી સ્ત્રી. ૧૪ક્ષેત્રા—ક્ષેત્ર રૂપ. ૧૭ અપેક્ષા—ઇચ્છા. શીલાચારે—પરણેલી સ્ત્રીવિના અન્યને ન આલિંગવા રૂપ સદાચારમ.

તે હરિણીનું દુઃખ જાણી જી, તેને પડાક પકડી તાણી જી;
હરિણીને આપ્યું આલિંગનદાન જી, કે તતકાળ થઇ તે મહાન જી. ૨૦
દિવ્ય સ્વરૂપા નારી થાતી જી, આલિંગન આપ્યે પાલટી જાતી જી;
એથી વિસ્મય આણી મન જી, તું કોણ પૂછે સ્વરોચિ પાવન જી. ૨૧
તારી કથા કહે વિસ્તારી જી, તું તો થઇ રહી અલૌકિક નારી જી;
તેથી તે પ્રેમને લજ્જાવડે જી, ભાગ્યાતૂટ્યા અક્ષરો ઘડે જી. ૨૨
કે'વા લાગી સર્વ વૃતાંત જી, હું તો વનદેવ્યા છું મહાંત જી;
સુર સકળે મારી પાસે જી, પ્રાર્થના કરી આવી આશે જી. ૨૩
માગી લીધું છે નિર્વાણ જી, તે સર્વ કરૂં તુંને જાણ જી;
તમારા સંગમથકી સાર જી, મુજ વિષે મનુ લેશે અવતાર જી. ૨૪
તમારે મનુ કરવો ઉત્પન્ન જી, હું પ્રીતિવતી છું પ્રસન્ન જી;
મારે વિષે પૃથ્વીનું પાલનકર્ત્તા જી, મનુ સુત ઉપજાવો હે ભર્તા જી. ૨૫
હું કહું દેવ વચનથી સત્ય જી, સાચું માનો તમે મહામત્ય જી;
માર્કંડેય કહે સુણ્ય શિષ્ય જી, ભાખ્યું મનુતણું ભવિષ્ય જી. ૨૬
પછે સ્વરોચિએ સર્વ ગુણવાન જી, લક્ષણ લાવણ્યતાએ મહાન જી;
એક સુત સ્વ જેવો સત્ય જી, તત્કાળ ઉપજાવિયો મહામત્ય જી. ૨૭
તે સ્ત્રીરત્નથી પુત્ર પ્રગટ્યો જી, કે અધર્મ ભાર ભૂમિનો ઘટ્યો જી;
જન્મ થાતાં વાગ્યાં દેવવાજિંત્ર જી, ગંધર્વ ગાયન કરતા વિચિત્ર જી. ૨૮
અપ્સરા નાચવા લાગી ત્યાંય જી, મેઘ જળબિંદુએ સિંચે જ્યાંય જી;
તપરૂપી ધનવાળા જે મુની જી, હરખ્યા વનદેવીથી મનુજન્મ સુણી જી. ૨૯
કરે સાહી કુસુમ અપાર જી, સુરમુનિ વૃષ્ટિ કરતા તે વાર જી;
તનનું તેજ જોઈ તેને તાતે જી, ધુતિમાન નામ પાડ્યું પ્રખ્યાતે જી. ૩૦
કાં કે તેના તેજથી દિશાઓ પ્રકાશી જી, જેણે વાધ્રી સવિતાને ઉદાસી જી;

---

૨૨ ભાગ્યા તુટ્યા અક્ષરો ઘડે—ગદગદ વાણીથી બોલે. ૨૭ લાવણ્યતા-સુંદરતા. ૩૦ ધુતિમાન્—તેજસ્વી.

તે ધુતિમાન નામે બળવાન જી, મહાપરાક્રમી ને ગુણવાન જી. ૩૧
સ્વરોચિનો પુત્ર સુજાણ જી, કે'વાયો સ્વારોચિ નામે નિર્વાણ જી;
જન્મ સ્વારોચિનો થયો એમ જી, સૌ સ્થળે વર્ત્યાં ક્ષાંતિ ક્ષેમ જી. ૩૨

વલણ.

ક્ષાંતિ ક્ષેમ વર્ત્યાં બધે, આનંદ વાધ્યો અત્ય રે;
મનુ જન્મ જે સાંભળે, તેની ટળે મહાદુર્મત્ય રે. ૩૩

## કડવું ૧૨૮ મું.

રાગ દેશાખ.[1]

મનુ જન્મ એવી રીત થાતો, મહામાતો વિશ્વમાં,
વનદેવી તેને પાળતી અતિ, ભલું ભાળી ભવિષ્યમાં;
તે સુત દેવી પાસ સોંપી, ગયો ઘેર સ્વારોચિ તો,
(વળી) રમણિક નગમાં રમણ કરતાં, ગયો નીકળી ઓચિંતો. ૧
જળ ઝરણ આગળ ફરે સાથે, ત્રિયા ત્રેણે અવનવી,
કંઇ હાવ કરતી ભાવ કરતી, દાવ ધરતી અનુભવી;
વિષ વિષય સુધા સમ ગણીને,[2] રમણ રામાશું કરે,
સુખી જોઇ તેને હંસ હંસી, પ્રતિ એવું ઉચ્ચરે. ૨

હંસઉવાચ.

શ્લોક.

મહા પ્રિયા ક્રિયા હવે સુભોગ કેરી ત્યાગવી,
વિરામ પામ વામ ! કામકેલિ મેલ માગવી;

---

૧ રાગ દેશાખ—હરિગીત. ૨ વિષવિષય ઇ૦—વિષય રૂપી વિષને સુધા (અમૃત) સરખા ગણીને.

ઘણા દિવા સુધી રમ્યો હું તારી સાથ સાધવી!
સદા કરી શું ભોગ રોગસિદ્ધિ હંસિ! સાધવી?
વયે વશી તું છેલ્લીએ વિચાર તેહ તો કરે,
ભવાબ્ધિ ત્યાગવાતણો વિચાર કેમ ના કરે?
કુકામ બાણ સાંધી સાધી, બાંધી બાંધી મારશે,
તને મને ન તારૂણી કદાચ તેજ તારશે. ૪

## હંસ્યુવાચ.

### શ્લોક.

શું ભોગી ભોગ્ય સ્વામી, સમય નવ વદો, આજ કામી ન થાવું;
ભાખું ત્યારે પતિ હું, સમય સહુ કહ્યો, ના વદો નાથ આવું!
આખા વિશ્વે વશ્યો છે, ભરપુર સઘળે, ભોગ ભોગી વખાણે,
વિપ્રો ઇંદ્રિય જીતી, તન મન ધનથી, ભોગ યજ્ઞાર્થ જાણે. ૫
જાણેલા વા ન જાણ્યા, જન વન વસતા, ભોગ ભોગી ભણાયા,
ભોગેચ્છાને વિવેકી, ગ્રહણ કરી વરી, દાન દાતા ગણાયા;

---

૩ શ્લોક—નારાચ છંદ. વામ—હે સ્ત્રી. મેલ—છોડી દે. દિવા—દિવસ. સાધવી—હે પતિવ્રતા સ્ત્રી.

૪ વયે ઇ૦—તું છેલ્લી વયે (વૃદ્ધ અવસ્થામાં) વશીને પણ તેહ (કામક્રીડાનો) વિચાર કરે છે. ૫ હંસ્યુવાચ—હંસી કહે છે શ્લોક—સ્રગ્ધરાવૃત્ત. શું ઇ૦—હે સ્વામી, ભોગી પુરૂષને ભોગ ભોગવવાને યોગ્ય આ સમય નથી માટે આજ (હવે) આપણે કામી થવું નહિ, એ તમે વદો છો શું? સગાંગ ઇ૦—સહુ સમય ભોગ ભોગવવાને યોગ્ય છે, વિશ્વમાં સઘળે ભોગ ક્યાં વસ્યો છે તે કહે છેઃ વિપ્રો ઇ૦—સ્પષ્ટ છે. ભોગ ઇ૦—તે વિપ્રો ભોગનેજ યજ્ઞનો અર્થ જાણે છે. અર્થાત્ ભોગ મેળવવા માટેજ યજ્ઞ કરવા આમ સમજે છે.

પૂર્ત્તાદિ ધર્મ સાધે, ભરપૂર ભવમાં, ભોગનો જોગ ધારી,
શું સ્વામી તે ન ઇચ્છો, ભ્રમિત મન થયું, વૃદ્ધ કાયા નઠારી! ૬
ભોગેચ્છાછે વિવેકી જન તિરિયકની, ભૂતિ વિભૂતિ ભારે,
કામેચ્છા ઇષ્ટ દેતી, ફળ તન મનનું, સ્તુતિ નુતિ વધારે;
લોભાવે જો અશાંને, તવ શિવ વિણનો, અર્થ કેવોજ સારે?
તેમાં તો હું પતિ શું, સમજ દઇ કહું, આપ જાણો વિચારે. ૭

## હંસકિશાચ્ય.

### શ્લોક.

કુભોગમાં સદા સુચિત્ત જો ખચીત લાગિયું,
હૃદે ગુંચાયું બંધુમાં રહે તદા તિ લાગિયું;
ન શિવ સંગ તેહ માણી ચોગ મેળવે કદા,

---

૬ જાણેલા ઇ૦—જે જન વનમાં વસે છે તે પણ જાણેલા કે ન જાણ્યા (સ્વર્ગાદિ અદૃષ્ટ) ભોગના ભોગી છે એમ ભણાયા—શાસ્ત્રોમાં કહેવાયાછે. સ્વર્ગાદિ સુખ ભોગની ઇચ્છાવાળાએ વનમાં વશીને તપ કરવું, એવો ઉપદેશ શાસ્ત્રોમાં પ્રસિદ્ધ છે. દાન આપે છે તે પણ ભોગની ઇચ્છાથી: ભોગેચ્છાને ઇ૦—સ્પષ્ટ છે. વરી-પસંદ કરી. પૂર્ત્તાદિ-વાવ્ય, કૂવા વગેરે બંધાવવા રૂપ કર્મ. જોગ-સંયોગ.

૭ ભોગેચ્છા ઇ૦—વિવેકી જન અને તિરિયક (તિર્યક્)—પશુ પક્ષી વગેરેની—અર્થાત્ તે સર્વને ભોગેચ્છા એજ ભારે ભૂતિ (વૈભવ) અને વિભૂતિ (ઐશ્વર્ય) છે. કામેચ્છા ઇ૦—કામેચ્છા (ભોગેચ્છા) એજ તન તથા મનનું ઇષ્ટ ફળ આપે છે તથા સ્તુતિ તથા નુતિ (પ્રણામ) રૂપ કર્મનો વધારો કરે છે. અર્થાત્ પરસ્પર સ્તુતિ અને પ્રણામ કરવાનું કારણ પણ ભોગેચ્છાજ છે. અશાંને-એવા (વિવેકી) મનુષ્યોને. તવ ઇ૦—તો શિવ વિણનો (આત્મજ્ઞાન રહિત મારા જેવાં તિર્યક પ્રાણીનો.)

મતિ શુચિ ન તેમની વળુંધી રે'તી સર્વદા, ૮
સરોકુકર્દમાબ્ધિમાં કરિ પડ્યોજ જંગલી,
ડૂબી ગયો અતિવશી તણી ગતિ અમે કળી;
ઘણા પુરૂષ પદ્મિની સુપુત્ર મિત્ર ચિત્રમાં,
ભમી રહ્યા શમી રહ્યા નમી રહ્યા વિચિત્રમાં. ૯
વરે! સ્વરોચિ આ જુઓ મહાન રંગ રાગમાં,
લઘુપણાથી કામ અગ્નિ, લગ્ની લાગી લાગમાં;
સનેહ દેહ એહનો કુકર્દમે જઇ ધરે,
વરાંગી! સા'ય શિવ તેનો કેઇ પેર તો કરે. ૧૦
સ્વરોચિને મને જુવાની જુવતી વશી રહી,
સુપુત્ર પૌત્ર આદિકે ડૂબી ગયો લહે સહી;
વદો ન કેમ નીકળે? સદા સુભોગ ભોગવ્યા,
કુરોગ જાણવા જુવંતી! જેહ જોગ જોગવ્યા!! ૧૧

---

૮ હંસીએ ભોગેચ્છાનું સ્થાપન કર્યું તેનું ખંડન કરવાના હેતુથી હંસ કહે છેઃ કુભોગ ઈ૦—સ્પષ્ટ છે. તિ—ને. લાગિયું—સળગેલું. અર્થાત્ પ્રીતિ રૂપી અગ્નિથી સળગેલું. પરિણામાલંકાર. શિવ—પરમાત્મા કે કલ્યાણ. મતિ ઈ૦— (કેમકે) બંધુ આદિકમાં વળુંધી રહેતી એવી તેમની મતિ શુચિ (પવિત્ર) થતી નથી.

૯ સરો ઈ૦—જેમ સરોવરના કુકર્દમ (નઠારા કાદવ) રૂપ અબ્ધિ (સમુદ્ર)માં કોઈ જંગલી કરિ (હાથી) પડ્યો હોય. અતિવશી—વૃદ્ધ. વિચિત્રમાં—વિચિત્ર સૃષ્ટિમાં અથવા તેમના વિચિત્ર (સુખદુઃખાત્મક) પ્રેમાનુબંધમાં.

૧૦ વરે—હે ઉત્તમ સ્ત્રી! સનેહ—સ્નેહ (કર્તા). દેહ—(કર્મ). ૧૧વદો ઈ૦—જો એણે સદા સુભોગ ભોગવ્યા છે તો હવે એ કેમ તેમાંથી નીકળી શકતો નથી, તે વદો (કહો વારૂ)? જોગ જોગવ્યા—(સંસાર ભોગના).

નથી હું નાર! આધીને સ્વરોચિ પેઠ સર્વદા,—
સુભોગનો, વિવેકી છું હવાં ન ભોગવું કદા;
નિવૃત્તિ માની, ખોટી જાણી ભોગ સિદ્ધિ ભાવતી,
સ્વરોચિ મૂઢને સદા કુસંગતિ ભમાવતી. ૧૨

## માર્કંડેયઉવાચ.

### રાગ દેશાખ.

એ પ્રકારે સુણી પક્ષીવાણી, કષ્ટકારી સ્વરોચિએ,
ઉદ્વેગ વ્યાપ્યો અંગમાં અતિ, ગયો વનમાં શોચી એ;
સ્ત્રી સાથ તાપસ તે થયો ત્યાં, રહ્યો આરાધન કરી,
ત્રિ સ્વામીની સહ સાવિત્રિયું તપ, પાપ નાશ કર્યાં ધરી. ૧૩
એવો ઉદારજ બુદ્ધિશાળી, વિમળ લોકે તે ગયો,
ઇતિ માર્કંડેય પુરાણ મધ્યે, મન્વંતર અધ્યા' કહ્યો;
છાસઠમો અધ્યા' થયો છે, જન્મ જ્યાં સ્વારોચિષે,
પુર આણી ઘાલી ઘાણી તાણી, તર્કડી અહિંયાં દિસે. ૧૪

### વલણ.

દિસે અહિંયા હરિગુણગણ, કે દ્વિજકેરી સેવ રે;
જન પ્રેમાનંદ કાંઇ ન જાણે, મહામોટા દેવ રે. ૧૫

## કડવું ૧૨૯ મું.

### રાગ મેવાડો.

માર્કંડેય કહે હો, મુનિ કૌષ્ટુકિ સાંભળે,
સ્વરોચિસ્વર્ગે રહે હો, તપ સાધી મહાબળે; ૧

---

૧૨ આધીને—આધીન (સુભોગનો). ૧૩ શોચી એ—એ (સ્વરોચિ) શોચી (શોચના કરીને) વનમાં ગયો. ૧૪ વિમળ—નિર્મળ.

જે સ્વરોચિષનો સુત હો, દ્યુતિમાન મહામતિ;
તેને માની અદ્ભુત હો, મનુ કરવા પ્રજાપતિ. ૨
મન્વંતર તેનો વર હો, સાંભળ મહામુનિ આજે;
તેના સમયના સુરવર હો, કહું તારે કાજે. ૩
મુનિ મુનિપુત્ર હો, રાજા થયા તે ભાખું;
વળી તેમનાં ઘરસૂત્ર હો, બાકી કાંઇ નવ રાખું. ૪
હે દ્વિજ પારાવત નામે હો, ને તુષિતાભિધાન દેવ હતા;
સિદ્ધ સાધ્ય કામે હો, થયા સુર ઉભય છતા. ૫
વિપશ્ચિતાભિધાને હો, વિખ્યાત વાસવ હતો;
સુસ્વર્ગ રાજ્યાધાને હો, મતિમાન ગુણવતો. ૬
હવાં સપ્તર્ષિ ભાખું હો, નામ કહું તેનાં સહી;
બાકી કાંઇ ન રાખું હો, સાંભળજે તું મન દઇ. ૭
ઉર્જસ્તંભ પ્રાણ દત્ત હો, અલિ ઋષભ નિશ્ચર નામે;
અર્વવીર મહામત્ત હો, વિજ્ઞાન માનને કામે. ૮
તે મહાત્માના પુત્રો હો, સાત હતા મતિશાળી;
તેણે સાધ્યાં ઘરસૂત્રો હો, પરાક્રમે પૃથ્વી પાળી. ૯
ચૈત્ર કિંપુરૂષ આદિ હો, નામ સંજ્ઞા હતી તેની;
હતા સુખસ્વાદી હો, જુગે જોડી નવ જેની. ૧૦
જ્યાં સુધી તેનો મન્વંતર હો, ચાલ્યો ત્યાં સુધી જાણો;
તેના વંશજો થયા વર હો, જે પૃથ્વીપતિ પરમાણો. ૧૧
રાજ્યરિદ્ધિ ભોગવી હો, એ મન્વંતર બીજો કહ્યો;
જુક્તિ રૂડી જોગવી હો, તાપ તન મનનો ગયો. ૧૨
શ્રદ્ધા ધરી સાંભળે હો, શ્રોતા વકતા સર્વે;

---

૬ વિપશ્ચિતાભિધાને— વિપશ્ચિત્ નામે. ૧૦ ચૈત્ર, કિંપુરૂષ આદિ—સપ્ત ઋષિઓના પુત્રો.

મનમાગ્યું તેને મળે હો, નાહે પુણ્યવંત પર્વે. ૧૩
સ્વારોચિકેરૂં ચરિત્ર હો, સુણતાં પરિયાં પૂજાયે;
સાત પેઢી પવિત્ર હો, સુણનારકેરી તો થાયે. ૧૪
સ્વારોચિષનો જન્મ હો, ભાવ ધરી જે ભણતા;
થાય તે અજન્મ હો, પછે પાપભાર નવ ગણતા. ૧૫
એ મન્વંતરે હો, નો'તા પુરાણી પૂરા;
માન્ય એવા કો કરે હો, લોભી ક્ષોભી અધૂરા. ૧૬
સંવત સત્તરસેં પાંસેઠ હો, માઘ માસ વ્યતિપાતે;
સ્વારોચિ ગુણ ગાઇ ઠેઠ હો, ગયો વિપ્ર સહુ વાતે. ૧૭
શ્રીમાર્કંડેયપુરાણે હો, ઇતિ આખ્યાન હવું;
સપ્તષષ્ઠિતમોધ્યાય જાણો હો, શ્રોતા વક્તા નામ નવું. ૧૮
સ્વારોચિષ મન્વંતર હો, સમાપ્ત થયો અહિયાં;
થાય સુણ્યે ભણ્યે મતિવર હો, ત્રિદશો સુખ દે તહિયાં. ૧૯
યથામતિ કથા કથી હો, વૃથા વિપ્ર નામ ધારી;
ગુણ મતિ રતિ નથી હો, છે માયાપતિ ગતિ મારી. ૨૦

વલણ.

માયાપતિ છે ગતિ મારી, હું છું દીન હીન અજ્ઞાન રે;
છે જન પ્રેમાનંદ નામ મિથ્યા, હે પુરાણી ગુણવાન રે. ૨૧

———o✻o———

## કડવું ૧૩૦ મું.

### રાગ કેદારો.

ક્રૌષ્ટુકિ કહે અહો ભગવાન, સ્વારોચિચરિત્ર કહ્યું ગુણવાન;

---

૧૮ ઇતિ—એ પ્રકારે. સપ્તષષ્ઠિ—સડસઠ. ૨૦ માયાપતિ ઈ૦—માયાપતિ ( હરિ ) એજ મારી ગતિ છે.

મહાજ્ઞાન અર્પ્યું મને તમે રે. ૧
સ્વારોચિષજન્મ કહો સુખદાય, જે સુણતાં ભણતાં દુઃખ પળાય;
કાય થાય પવિત્ર હૃદે રમે રે. ૨

ઢાળ.

હૃદય રમે ચરિત્ર ઉભય તો, થાય મુનિ કલ્યાણ;
વિસ્તારો સર્વે ભાખિયું મુનિ, મુને કર્યો જાણ સુજાણ. ૩
હવાં અભીષ્ટ ભોગ જેથી પ્રાપ્ત થાયે, નામે પદ્મિની વિદ્યાય;
તેનો આશ્રય કરી નિધિ જે રહ્યા તે, વર્ણવો સુખદાય. ૪
વિસ્તારથી વર્ણન કરી કહો, હે ગુરો નિધિ જે આઠ;
વળી સ્વરૂપ સાચું કહો તેનું, જ્યમ કરૂં હું મુખપાઠ. ૫
તે નિધિકેરા દ્રવ્યની સ્થિતિ, રીતિ રમણિક સર્વ;
સમ્યક્ પ્રકારે કહો મુનીશ્વર, જ્યમ થાય મનનો ધર્વ. ૬
માર્કંડેય કહે તું સર્વ સાંભળ્ય, ધરી ધ્યાને આજ;
પદ્મિનિ અભિધાનકેરી, છે લક્ષ્મી દેવતા દ્વિજરાજ. ૭
તેને નિધિ રહ્યા છે આશરી, તે સર્વે ભાખું હુંય;
નામ ઠામ ગણાવી સર્વે, આજ રીઝવું મુનિ તુંય. ૮
પદ્મ મહાપદ્મ મકર કચ્છપ, મુકુંદ નંદક નીલ;
અષ્ટમો નિધિ શંખ નામે, દાનેશ્વરી ધરચ દીલ. ૯
પુણ્યવાન પુરૂષને એ, નિધિઓ મળી જાય;
તેણે તેની સિદ્ધિ ઉપજે, પછે સુખી તે જન થાય. ૧૦
હે ક્રૌષ્ટુકિ એ અષ્ટ નિધિ, કહ્યા તુજને મેંય;
હવાં સુરકૃપા કે સાધુસેવા, કહું કરવાવડે થાય તેહ. ૧૧

---

૭ અભિધાન—નામ.

નિહાળિયું એ નિધિઓએ, મનુષ્યવિત્ત કેવું સ્વરૂપ;
નિહાળતામાં રૂપ કેવું, થાય છે મુનિભૂપ. ૧૨
તે સર્વ તુજને યથાવિધિએ, કહી દાખું આજ;
એક ચિત્તે સુણ્ય સર્વે, કહું તારે કાજ. ૧૩
પ્રથમ પદ્મ નામે નિધિ છે, તે મળે જેને જાણ;
તે તેને તેના પુત્રને, મળે પૌત્રને પ્રમાણ. ૧૪
વળી એ નિધિ જેને પ્રાપ્ત થાયે, તે થાય ડા'પણવાન;
સદ્‌ગુણવાળો થાય શુચિ, વળી મહાભાગ્યવાન મહાન. ૧૫
એ નિધિ સાત્વિક છે સદા, માટે સર્વ સારૂં થાય;
કનક રજત ને તામ્રગ્રાહી, કે તેનો સંગ્રહી કે'વાય. ૧૬
વા ક્રયવિક્રય તેહનો, કરનાર કે'તા લોક;
વળી તે મખ કરીને સદા રે'તો, દઇ દક્ષિણા અશોક. ૧૭
તે સત્વવૃત્તિવાળો બને છે, ધરે ધર્મમાં અતિ પ્રીત;
ધર્મશાળા દેવમંદિર, બંધાવતો તે નિત્ય. ૧૮
બીજો નિધિ મહાપદ્મ નામે, તે પણ સત્વગુણ ધારણ કરે;
તેણે તે નિધિ પ્રાપ્તિવાળો, સત્વગુણયુક્ત થઇ સંચરે. ૧૯
પદ્મરાગાદિક રત્નો, તથા મૌક્તિક પ્રવાળ;
સંગ્રહી રાખે સદા તે, ક્રયવિક્રય કરે વર કાળ. ૨૦
વળતો રત્નાદિક યોગવાળો, જોઇ જન તેને આપે;
સાત્વિકાચરણ ધારી તે, મઠ મંદિર બાંધી દુઃખ કાપે. ૨૧

---

૧૨ નિહાળિયું છ૦— એ નિધિઓએ નિહાળેલું મનુષ્યના વિત્તનું સ્વરૂપ કેવું થાય છે ( તે હું તને કહું છું ). ૧૬ રજત—રૂપું. ૧૭ ક્રયવિક્રય—વેચવુંસાટવું. ૨૦ વર કાળ—સારો સમય આવે ત્યારે.

સંતતિ પણ તેની તેવી, થાય છે ઉત્પન્ન;
પુત્રપૌત્રાદિક સાત પેઢી સુધી, થાય તે પાવન. ૨૨
મકર નામે અન્ય નિધિ જે, છે તમોગુણી તેહ;
જે એ નિધિને નિરખે તે, દંભી થાયે દેહ. ૨૩
આચારવાળો હોય તોયે, તમોગુણી થાય;
બાણ ઋષ્ટિ ખડ્ગ ધારે, ધનુષ ઢાલ આદિ કે'વાય. ૨૪
સંગ્રહે તે અસ્ત્ર સર્વે, કરે રાજકીય જનશુ સ્નેહ;
શૌર્ય વૃત્તિવાળા કે મહારાજા, વા પ્રિયજન હોયે જેહ. ૨૫
તેમને તે આપતો, કરે શસ્ત્રક્રયવિક્રય;
અન્યમાં નવ ચિત્ત તેનું, કદી પામતું ઉદય. ૨૬
એ નિધિ એક નરને, પ્રાપ્ત થાય પ્રમાણ;
પેઢી પરપેઢી ન પો'ચે, કહે એવું સુજાણ. ૨૭
એ નરકેરો નાશ દ્રવ્યે, વળી ચૌરથી કે સંગ્રામમાં;
એ વિધિ તેનો નાશ થાયે, જેનું ચિત્ત નવ રે' શ્યામમાં. ૨૮
કચ્છપનિધિની દૃષ્ટિ જે પર, થાયે તેહ તમોગુણી;
એ નિધિ પણ છે તામસી, તુ જાણ ક્રૌષ્ટુકિ મહાગુણી. ૨૯
પ્રાપ્ત જેને થાય એ નિધિ, તે શિલ્પનાં કારજ કરે;
તૈયાર કરી વર વસ્તને, વ્યાપાર કારણ તે ફરે. ૩૦
નવ કરતો તેહ જન, કોઇ ઉપર વિશ્વાસ;
જ્યમ કૂર્મ અંગ સંકોચતો, ત્યમ કરે તે તજી ત્રાસ. ૩૧
મંદિર વાડી ધાન્ય ધનને, રાખતો ઠીકઠાક;
જેને કોઇ દેખી નવ શકે, કાંઇ કરતાં ન લાગે થાક. ૩૨
આ દ્રવ્ય મારૂં જતું રે'શે, ભય ધારી એવો જાત;

---

૨૪ ઋષ્ટિ—એ નામનું એક આયુદ્ધ.

ખાય નહિ ખરચે નહિ, નવ કરે પુણ્યની વાત. ૩૩
ભંડારી મૂકે ભૂમિમાં ધન, મુઆ પછી થાય સાપ;
સુખ એ નિધિતણું તો, મેળવનાર લેતો આપ. ૩૪
હે દ્વિજ મુકુંદ નામ નિધિ, છે રજોગુણી જાણ;
જેને મળ્યો તે રજોગુણી, થાય નર પરમાણ. ૩૫
તે નર વીણાવેણુ મૃદંગાદિક, વાદિત્ર સંગ્રહી રાખે;
તે નૃત્યક ગાયક જોઇને, ધન ખરચી વારૂ ભાખે. ૩૬
ભાટ ભાંડ ને ચારણાદિક, વળી ભવાઇ કરતા જેહ;
નિરંતર આપે તેહને ધન, ભોગ વૈભવે નિઃસંદેહ. ૩૭
બેશી તેની સાથ તે જન, ભોગ ભોગવે જાણ;
વ્યભિચારિણી શું પ્રીતિ કરતો, એવો જન કરે પ્રમાણ. ૩૮
એ નિધિ પણ અંત સુધી, રહે નરને ભાઇ;
સુખ શમણે શાંત થાતું, એ નિધિના ગુણ ગાઇ. ૩૯
નંદક નિધિ છે રજોતમથી, યુક્ત ને મહાન;
તે જુએ જન જેહ ઉપર, તે થાય ગર્વિષ્ટ ને અજ્ઞાન. ૪૦
સર્વ ધાતુ રત્ન સર્વે, વેચતો સદાય;
ધાન્ય સંગ્રહ કરી રાખી, ક્રયવિક્રય કરી મકલાય. ૪૧
સ્વજન કે આવ્યાગયાને, આધાર આપે તેહ;
રજ અપમાન સહે નહિ તે, મહામાની હોયે દેહ. ૪૨
વખાણ તેનાં જો કર્યાં તો, અતિ રાજી થાય;
મનવાંચ્છિત સર્વ આપે, વળી કરે પ્રસન્ન તે પરકાય. ૪૩
એ નિધિ મળતાં રતિવતી અતિ, સુંદરી થાયે પ્રાપ્ત;
પ્રસવ કરતી પુત્ર તે બહુ, સારા મળે સહુ આપ્ત. ૪૪
એ નંદક નિધિ છે પેઢીગત્યા, અષ્ટમે વિભાગ;

વૃદ્ધિ પામી રહે છે તે, સપ્ત જન સુધી મહાભાગ. ૪૫
હે દ્વિજસત્તમ તેહ આપે, આયુષ્ય અતિશે સાર;
ગામ પરગામેથી આવ્યો, કરે તેનો આદરસત્કાર. ૪૬
એ નિધિ મળિયો જેહને, તેનાં કરે અન્ય લોક વખાણ;
સ્વસાથ વસતા જન પરે, નવ ધરે સ્નેહ નિર્વાણ. ૪૭
પૂર્વકેરી મિત્રતા જે, શિથિલ થાતી તને;
નવીન નવીન સ્નેહી થાતા, એ નિધિ મળિયો જેને. ૪૮
હવાં નીલ નામે મહાનિધિ તે, સત્વરજોગુણ ધારે;
તે નિધિ મળિયો જેહને તે, તેવા ગુણ વિચારે. ૪૯
કપાસ વસન ધાન્ય ફળ ફૂલ, ઇત્યાદિ રાખે તેહ;
પ્રવાળ મૌક્તિક શંખ ને છીપ, વળી કાષ્ઠાદિ રાખે એહ. ૫૦
એવું તેવું થાય જળમાં, કરે ક્રયવિક્રય તેનો;
નવ અન્ય વે'પાર કે સ્થળ, જીવ જડાયે જેનો. ૫૧
તે નર સરોવર સમ તડાગ ને, તલાવડી બંધાવે;
ઉદ્યાન નદીના ઘાટ તે તો, કરી નામ નંધાવે. ૫૨
વૃક્ષને રોપાવતો તે, સુગંધીલેપ વાલો અત્ય;
પુષ્પાદિ ભોગને ભોગવે, તે મહામોટી મત્ય. ૫૩
એ નીલ નામે નિધિ રે'છે, ત્રણ પુરૂષ પર્યંત;
હવાં આગળ અન્ય ભાખું, તું તે ચિત્ત ધરચ્ય મહંત. ૫૪
શંખનિધિ છે અષ્ટમો, રજોતમમિશ્રિત;
તે નિધિ મળતાં ગુણ તેવા, થાય પુરૂષમાં પ્રતીત. ૫૫
એ નિધિ જન એકને, થાય પ્રાપ્ત પ્રમાણ;

---

૪૫ અષ્ટમે ૪૦—પ્રત્યેક પેઢીએ આઠમે ભાગે વૃદ્ધિ પામે છે. ૫૦ પ્રવાળ—પરવાળાં. ૫૨ તડાગ—તળાવ.

નવ અન્ય પેઢીને મળે તે, તું જાણ મુનિ સુજાણ. ૫૬
હવાં શંખનિધિ જે પાસ છે, તેનું સુણય લક્ષણ આજ;
તે એકલો મિષ્ટાન્ન ખાયે, સાધી સ્વયનું કાજ. ૫૭
શોભિત વસન અંગ ધારે, નિત્ય જમે સારૂં અન્ન;
ગેહ જન કદન્ન ખાયે, મલિન ફાટ્યાં ધરે વસન. ૫૮
શંખનિધિ જેને મળ્યો તે, નવ ગણે સ્નેહી નાર;
ભ્રાતા પુત્ર સ્નુષા તેને, નવ કંઇ આપતો નિર્ધાર. ૫૯
પોષણ કરે સદૈવ સ્વયનું, મૂઢમતિ નર તેહ;
નરદ્રવ્યકેરી દેવતા એ, અષ્ટનિધિ નામ નિઃસંદેહ. ૬૦
તે નિધિમાંથી એક વા, બેતણું મિશ્રણ હોય;
તો તે તેનાં ગુણ પ્રમાણે, મિશ્રસ્વભાવફળ દે સોય. ૬૧
જો દૃષ્ટિ હોયે એકની તો, પૂર્વે કહ્યા પેર સ્વભાવ;
સર્વ જનનો હોય નિશ્ચે, અધિક ન્યૂન ન ભાવ. ૬૨
હે દ્વિજસત્તમ એ નિધિ સહુની, છે અધિષ્ઠાતા દેવી;
પદ્મિની નામે જાણજો, જેને શ્રીહરિએ સેવી. ૬૩
લપોડશંખને શંખનિધિ, મળ્યો વાટે ઘાટે;
તેણે કરી મન મગ્ન થઇ, તે વિચરે વર વાટે. ૬૪
પુરાણમાં એ નિધિકેરા, ગુણ ગાયા સાર;
તો મળે ક્યમ નવ પુરાણીને, કરવો કશો વિચાર? ૬૫
એ નિધિ લક્ષ્મીતણો ભ્રાતા, રહો પુરાણીને ઘેર;
પુરાણી કામદુઘાસુત જેવા, માટે કરે માધવ મે'ર. ૬૬
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, નિધિનિર્ણયો નામ;
અષ્ટષષ્ઠિતમોધ્યાય પૂરણ, હવો આણે ઠામ. ૬૭

---

૫૮ કદન્ન--કુધાન્ય. ૫૯ સ્નુષા—દીકરાની વહુ. ૬૫ એ નિધિકેરા—શંખનિધિના. ૬૬ કામદુઘાસુત—નંદી. ૬૬ એ ૬૦—લક્ષ્મીનો ભ્રાતા શંખ પુરાણીને ઘેર રહો. એ વ્યંગ્ય. ૬૭ ષષ્ટિ—સાઠ.

નિધિ આરાધન કરે જે, તે થાય સ્વારોચિ સમાન;
જો ઉપદેશનાર મળે ન કોઇ, તો રહે ભવોભવ અજ્ઞાન. ૬૮

વલણ.

અજ્ઞાન ભવોભવ તો રહે, ગુણ માધવના નવ ગાય રે;
વિપ્ર પ્રેમાનંદ નિધિ ન વાંચછે, જે જોઇ પુરાણી મકલાય રે. ૬૯

—○※○—

## औत्तममन्वंतराख्यान.

### કડવું ૧૩૧ મું.

રાગ કેદારો.

શ્રીગુરૂ ગણપતિને લાગુ પાય જી, સાંય કરો સરસ્વતી માય જી;
ગાય ગુણ વિપ્ર તદા મનુતણા રે. ૧

ઢાળ.

મનુકેરા ગુણ ગાઉં, જો કરો સરસ્વતી સાંય;
ગુરૂકેરી કૃપાએ, પુરાણ પૂરૂં થાય. ૨
હવે મન્વંતર ભાખિયા, ગણેશની કૃપાય;
એકરદ મહામૂષક વાહન, જે સર્વમાં પૂજાય. ૩
તે ગજાનન દેવને, કરૂં નમન પ્રથમે હુંય;
શુદ્ધિ બુદ્ધિ રિદ્ધિ સિદ્ધિ, લક્ષલાભ દે તુંય. ૪
સરસ્વતી સાષ્ટાંગ કરીને, નમું વારંવાર;
હંસવાહનિ વીણાપાણિ, કરો શારદા સાર. ૫
કહું ઔત્તમમન્વંતર હવાં, યથામતિએ વિપ્ર;
મનસા એવી મહામતે છે, કરૂં પુરાણ પૂરૂં ક્ષિપ્ર. ૬

---

૩ રદ—દાંત. ૬ ક્ષિપ્ર—ઉતાવળે.

સુખ સારૂં સહુને લાગે, દુઃખસ્વપ્ન માગે ન કોઇ;
તેમ આઇ મારી મનસા, વિચારતી શુદ્ધ સોઇ. ૭
અજ્ઞાન અર્ણવમાં ડૂબ્યા જન, તે માંયનો હું એક;
તો આઈ કહો ક્યાંથકી હોય, સુખદુઃખનો વિવેક. ૮
જાણ્યું અણજાણ્યું કરી હું, માગી લેઉં માત;
કવિતાકેરી સેવા કરતાં, થાઉં યથાગતિ વિખ્યાત. ૯
મહામોટા કવિ આગે, થઇ ગયા અપાર;
તે સર્વને હું નમન કરીને, માગું માતા સાર. ૧૦
જ્યમ વિનવું હું માતને, ત્યમ ક્રૌષ્ટુકિ મુનિ નામ;
માર્કંડેયને વિનવે છે, કરી વારંવાર પ્રણામ. ૧૧
પૂછતો કહી દેવ મોટા, તમો સ્વારોચિષ મન્વંતર કહ્યો;
મેં નિધિ પૂછ્યા અષ્ટ તે, કહ્યા સંશય નવ રહ્યો. ૧૨
સ્વાયંભુવ ને સ્વારોચિષ ઉભય, મન્વંતર કહ્યા મુનિદેવ;
તે પેર ઔત્તમ મન્વંતર કો', સાધું સાચી સેવ. ૧૩
માર્કંડેય કહે સુણ્ય મા'મુનિ, ઉત્તાનપાદ એક નરદેવ;
સુરૂચિ નામે નારી તેની, કરતી નિશદિન સેવ. ૧૪
એક દિનના સમાજોગે, તે ગોરી ધરતી ગર્ભ;
તેને પૂરે કાળે પ્રગટિયો, ઉત્તમ બાળ બાળકશર્ભ. ૧૫
મહાપરાક્રમી તે પુત્ર હુતો, મહાબલિષ્ટ તેવો જાણ;
ધર્માત્મા ઉદાર મનનો, પરાક્રમધની પ્રમાણ. ૧૬
શ્રેષ્ઠ સર્વ પ્રાણીથકી તે, જેનો સૂર્ય સમ પ્રતાપ;
તે ધર્મજ્ઞ રાજા મિત્રઅરિનું, સમાન માપતો માપ. ૧૭
સ્વપુત્ર ને પરજનમાં, મતિરાખતો સમાન;
મહામુનિ તેહ તેવો, હતો દાતાર ને મતિમાન. ૧૮

---

૧૬ પરાક્રમધની—પરાક્રમ રૂપી ધનવાળો.

દુષ્ટ જનને યમ સરખો, સાધુને વિધુ સમાન;
વૈરીને વાસવ સમો તે, હર દીનનો મહાન. ૧૯
ઉત્તમપણું તો ઇંદ્ર સરખું, ધર્મદાતા વિશેષ;
જે પૃથ્વી પર છે નહિ સ્વર્ગે, નવ પાતાળમાં લવલેશ. ૨૦
જેવી શચીપત્ની ઇંદ્રને, તેવી પરણિયો તે નાર;
બભ્રુપુત્રી બહુલાનો, કર ઝાલિયો નિર્ધાર. ૨૧
દ્વિજવર્ય! વિધુકેરું મન જ્યમ, રોહિણીપર ઠરી રહ્યું;
તે પર બહુલા ઉપર મન, ઉત્તમતણું તો સ્થિર થયું. ૨૨
નવ કદાપિ મન તેહનું, અન્ય પદાર્થે જાય;
સ્વપ્નામાં પણ સ્વામિનીના, તે નરવર ગુણગાય. ૨૩
આ પૃથ્વીપતિ જોઇ સુંદરાંગી, આલિંગતો ભરી ભુજ;
અંગસંગ થતાં થતો તે, એક સ્વામિનીની સૂઝ. ૨૪
તદ્રૂપ તરૂણીમાં થતો તે, ભજી તેનું રૂપ;
કર્ણકઠોર વચન કામિનીનું, નૃપને લાગતું અનુપ. ૨૫
તિરસ્કાર કરતી તારૂણી તો, રાય વદે શો દે માન!
એમ માની લેતો મનથી તે, ઉત્તમ નામ નર મહાન. ૨૬
તે રંભોરૂને રાય દેતો, વિહાર કારણ હાર;
અભિરામ અલંકાર આપે, તવ તે નાખી દેતી નાર. ૨૭
અપમાન એ વિધિ ઘણું કરતી, રાય કરે જઇ ચુંબન;
તે જુવતી જાણે પીડા વળગી, એમ કહી ઊભી થતી અનુદિન. ૨૮
હે દ્વિજવર્ય ભોજન સમયે, તેને ક્ષણ વાર હાથે ઝાલી—
રાખતો, તવ રામા ઉદાસી—રાખી ભક્ષતી સંભાળી. ૨૯
તે પણ તેના હસ્તથી તે, ઘણું થોડું ખાતી;
એ રીતે અનુકૂળ રાયને, અનનુકૂળ નારી વિખ્યાતિ. ૩૦

---

૨૭ રંભોરૂ—કેળના સરખી જંઘાવાળી સ્ત્રી.

એમ છતાં પણ અવનિપતિ, ધરતો ઘણો ગાઢો સ્નેહ;
નારી નૌત્તમ વિના કંઇ તે, નવ માનતો ઉજેહ. ૩૧

વલણ.

નવ માનતો ઉજેહ તે કંઈ, નારી ધારી ચિત્ત રે;
તરૂણીનું મન મનાવું, એ માનિયું મહાવિત્ત રે. ૩૨

## કડવું ૧૩૨ મું.

### રાગ સામેરી.

એવી રીતે ઉત્તમ પરણ્યો નારી રે, જે અનનુકૂળ થઇ પડી ભારી રે;
તેના પર પ્રીતિ તે ધારે રે, તદા તરૂણી અપ્રીતિ વધારે રે. ૧
ન એ વાતનું કોઇને જાણ રે, નરનારી કરતાં ઉભયનાં વખાણ રે;
જોઈ સુત ઉત્તમકેરા ગુણ રે, ઉત્તાનપાદે માન્યું મહાપુણ્ય રે. ૨
સુરૂચિ કે' સારૂં થયું સર્વ રે, સુણું પુત્રગુણ રૂપિયું પર્વ રે;
એમ આનંદ્યાં નરનારી રે, પછે વાત તે એક વિચારી રે. ૩
કરવો સુતને રાજ્યાભિષેક રે, તે પૂછવો વિવેકીને વિવેક રે;
એમ ધારી પ્રધાન તેડચા ત્યાંય રે, તેડચા મોટા મહાજન વસતા જ્યાંય રે. ૪
રાજ્યઅંગ તેડી સર્વત્ર રે, ઉત્તાનપાદ બોલ્યો પછે તત્ર રે;
હવાં અમો જાશું વનવાસ રે, થઇ શાંત સુખ વિલાસની આશ રે. ૫
તૂટચા મનના માયાપાશ રે, તદા કરવું જ્ઞાન પ્રકાશ રે;
માટે ઇચ્છા થઇ મન એવી રે, રાજ્યગાદી આ સુતને દેવી રે. ૬
સર્વે સજ્જને કહ્યું ઠીક રે, પુત્ર વધારશે પુણ્યનીક રે;
સારો વિચાર ધાર્યો તમે રે, અતિ આનંદ્યા સહુ અમે રે. ૭
પછે રાજાએ કર્યો રાજ્યાભિષેક રે, સુતને સમજાવ્યો સર્વ વિવેક રે;

---

૫ રાજ્યઅંગ—પ્રધાનાદિ આઠ.

પછે રાજા વનમાં જાતો રે, તે જોઇ ઊત્તમ દુઃખી થાતો રે. ૮
માતતાતતણો વિયોગ રે, પુનઃ થાવાનો નવ સંયોગ રે;
એમ ધારી વિલપ્યો તેહ રે, માતપિતાએ આલિંગ્યો દેહ રે. ૯
માતા શિખામણ દે આવી રે, સુત નારી કરીશ મા અભાવી રે;
ધર્મશાસ્ત્રનું વચન ધરજે રે, નારી સર્વમાં શ્રેષ્ઠ કરજે રે. ૧૦
તો તું સદા સુખી થઇશ સુત રે, ગ્રહેજે આ શીખામણ મારી પૂત રે;
અનુમોદન આપી તેને રે, પિતા પ્રબોધતો સુત જેને રે. ૧૧
એવો સુત કરી સાષ્ટાંગ રે, નમતો માત પિતાને સાંગ રે;
તદા બહુલા ન આવી મળવા રે, સારૂં જોઇ તે લાગી બળવા રે. ૧૨
પણ ઉત્સવમાં તેની વાત રે, કાંઈ થઇ નહિ વિખ્યાત રે;
શોક અશોક સાથે જ્યાંય રે, ત્યાં ચાલે કલહકેરૂં ક્યાંય રે. ૧૩
તેના વિના ચલવી લેવા રે, જ્યારે જેવા પડે ત્યારે તેવા દેવા રે;
એમ ન્યાય વિચારી લીધો રે, પછે પ્રયાણ પુરપતેં કીધો રે. ૧૪
તે જઇ વનમાં વશિયા વાસ રે, મુક્તિપુરીની ધારી આશ રે;
નિર્મળ મન થાતાં મન માન્યું રે, ઉભયને સ્થળ મળ્યું સહુ જાણ્યું રે. ૧૫
હવાં ઉત્તમની કહું કથા રે, જેથી ટળે તન મન વ્યથા રે;
તેને રાજ્યપદ થયું જ્યારે પ્રાપ્ત રે, ત્યારે તેણે પોષ્યા સંતોષ્યા આપ્ત રે. ૧૬
કરી દીન જન પર અતિ દયા રે, ભિક્ષુકના લોક નાશી ગયા રે;
અતિ સુખી પુરવાસી થયા રે, ઉત્તાનપાદને વીસરી રહ્યા રે. ૧૭
વીરે વિજય કર્યો સર્વત્ર રે, જ્યાં ત્યાં ફરતું તેનું જિતપત્ર રે;
થઇ સુખશાંતિ સર્વે જગ રે, તદા પ્રગટ્યો પત્નીપર અનુરાગ રે. ૧૮
તેનું મન મનાવા કાજ રે, ઘણા ઉપાય યોજતો રાજ રે;

---

૧૧ પ્રબોધતો—શીખામણ આપતો. ૧૬ આપ્ત—સગાવાહાલા.

રાજનીતિના જે ભેદ રે, તેહ વાપરતાં થયા છેદ રે. ૧૯
સામદાન ઉપાય ન સાધ્યા રે, નારી અનુકૂળ ઉપાય ન લાધ્યા રે;
રહે પ્રતિકૂળ પત્ની સદાય રે, સંભોગ સુખ ન દેતી કદાય રે. ૨૦
વે'લી વે'લી લઢવા ધાતી રે, પતિપ્રેમ ન સમજે માતી રે;
છીંડાં ખોળી લઢવા ધારે રે, પતિ કેવો તે નવ વિચારે રે. ૨૧
ધારે તો નારી કરે અનેક રે, તેનો નવ વનિતાને વિવેક રે;
મનમસ્ત વદે મનમાન્યું રે, વિવેકે ખોટું બોલે નવ છાનું રે. ૨૨
હા રાજાને હોય જેની રે, ના સાફ નારીને તેની રે;
રાય મન થાતું ઘણું દુઃખ રે, સ્વપ્ને નારીતણું નવ સુખ રે. ૨૩
સુણતો પુરાણ ને ઇતિહાસ રે, તેમાં જોતો નરનારીના વિલાસ રે;
તેવા સુખની તજતો આશ રે, ફરી લગ્ન વિચારી થાતો નિરાશ રે. ૨૪
જોઇ ક્રોધી નારી કરતો હાસ્ય રે, તદા લક્ષણવંતી કરતી લાસ્ય રે;
અણમાપની ગાળો માપે રે, નરમણિનું કાળજ કાપે રે. ૨૫
કો શંકા કરશે એવી રે, કેમ ન પૂજા કરે એવી દેવી રે;
સામાન્ય જન ન વેઠે દુઃખ રે, કરે બુધે નારીની પાંશરી રૂખ રે. ૨૬
શ્રોતા! એ સામાન્યથી સહુ થાય રે, વિશેષથી કાંઇ નવ કરાય રે;
વિશેષમાં વિશેષપણું એહ રે, શું થાય સામાન્ય નરશો તેહ રે. ૨૭
સે'વાય તેટલું સહે જાતે રે, વળી જાતાં શીખામણ દીધી માતે રે;
સારો પુત્ર તે વીસરે કેમ રે, હવાં કથું પુરાણમાં છે જેમ રે. ૨૮
એક ચિત્તે સાંભળો સર્વ રે, આછે કુભારજા રૂપિયું પર્વ રે;
જેનાથી ધણી ન પામે ધર્વ રે, રહે નાચી નારી જ્યમ ગંધર્વ રે. ૨૯

---

૧૯ છેદ થયા—અર્થાત્ નકામા થયા. ૨૨ વિવેકે—વિવેકની ખાતર. ૨૫ લાસ્ય—નાચ. અર્થાત્ રીસથી નાચતી.

તેના જાણો પૂરેપૂરા ભોગ રે, આવી વળગ્યા સોપચાશોક રોગ રે;
નારી પુરાણીની સર્વ આવી રે, પૂછો ન માનો તો સમજાવી રે. ૩૦

વલણ.

સમજાવી પૂછો પુરાણીને, તે કે'શે પડતું દુઃખ રે;
ના વદે તો જુઓ સંતાઇ, કે' વિપ્ર તેમનું સુખ રે ! ૩૧

## કડવું ૧૩૩ મું.

રાગ રામગ્રી.

દુઃખ રાજાને અતિ ઘણું, પત્ની ઘણી પ્રતિકૂળ;
તે ઉપાય લાખ કરી મૂઓ, તોય થઇ નવ અનુકૂળ. ટેક. ૧
દાસ દાસી નિંદે નારીને, સમજાવે સખી સાર;
નવ માને કોઇનું કામિની, લઢે આવ્યો જોઇ ભર્ત્તાર. દુઃખ૦ ૨
પ્રધાનાદિક સહુ જાણતા, નારી નીચ સ્વભાવ;
નારીને જોઈ ચઢે સહી, સજ્જનને તાઢીઓ તાવ. ,, ૩
એમ અપ્રીતિ સર્વેતણી, પણ ન નૃપની નિર્વાણ;
એકદા કૌતક અવનવું, થાતું જાણ સુજાણ. ,, ૪
રાત્રિએ નૃપ સાથે લઢી, બહુલા બાળા અપાર;
તેણે શય્યાપરથી રાય પાડિયો, હડશેલી કાઢ્યો બાર. ,, ૫
તોય રાજા બોલે નહિ, જઈ ઊભો રહ્યો પરસાળ;
તેણે આચાર્યને બોલાવિયા, પૂછે તેને નમી ભૂપાળ. ,, ૬
આવી નારીને કહો શું કરૂં, જણવો શુદ્ધ વિચાર;
વિચારી આચાર્ય બોલિયા, એક શ્લોક તે વાર. ,, ૭

શ્લોક.

કાલી ઘેલી અપાર મેલી મનની, વે'લી વઢવામાં વધે,
કાણી કૂબડી કે કુવેડ ફરતી, વક્રાંગી હોયે બધે;

બોલે બોલે અતોલ રોળ રમતી, છૈયાં જણે ના જણે,
કામેચ્છા પૂરી જો ચહે તું કરવા, તો ગોરી તારી ગણે. ૮

## રાગ ચાલતો.

આચાર્ય કે' ધર્મશાસ્ત્રમાં, એવા અનેક નેમ;
પાળવા તેહ પ્રીતે કરી, જેણે વાંચ્છવું ક્ષેમ. દુઃખ૦ ૯
ધર્મશાસ્ત્રની આજ્ઞા નવ નૃપે, ઉલ્લંઘવી નિર્વાણ;
ઉત્તમ મન શોચે ઘણો, આચાર્યની સુણી વાણ. ,, ૧૦
પ્રશ્ન પૃથ્વીપતિને ઘણા, ઉપજિયા તેહ કાળ;
કિંતુ ક્રોધવ્યાપ્ત કાયા હતી, માટે કાંઇ બોલ્યો ન ભૂપાળ. ,, ૧૧
આજ્ઞા આપી આચાર્યને, કહ્યું ક્ષમા કરજો ભૂદેવ;
એમ કરી દ્વિજ વળાવિયો, રાય ચિંતવતો અતિ એવ. ,, ૧૨
અન્ય સ્થળે જઇ શયન કર્યું, તેનું નવ સ્ત્રીને દુઃખ;
પ્રભાત થયે રાય ઊઠિયો, માની જેમ તેમ સુખ. ,, ૧૩
કરવા લાગ્યો રાજ્યકાર્ય તે, ધર્માસન બેશી ધીર;
એવે સમાચાર સાંભળ્યા, આવે નૃપ મળવા કુરવીર. ,, ૧૪
ઉડુંબર દેશનો અધિપતિ, રાયનો મહામિત્ર;
સ્ત્રીસહવર્ત્તમાન આવિયો, કરવા પુણ્યતીર્થ પવિત્ર. ,, ૧૫
નૃપ ઉઠી મળવા ગયો, તેને જોજન એક;
સન્માન કરી મંદિર આણિયો, ધરી વપુ મધ્ય વિવેક. ,, ૧૬
તેની આગતાસ્વાગતા અતિ કરી, આપ્યો વસવા શુભ ઠામ;
તેની રાણીને મળવા નવ ગઇ, બહુલા પોતાની વામ. ,, ૧૭
તે માનવતી મહિલા પળપળે, પૂછતી તેના સમાચાર;
રાય ઉત્તર કંઇ આપે નહિ, ફેરવી વાળે વાત સાર. ,, ૧૮
વળી બીજે દિને રાયે રાખિયું, ગાનતાન સભામાંય;

૮ શ્લોક—શાર્દૂલ વિક્રીડિત.

મિત્રને મિત્ર પત્ની સહી, આવ્યાં બિરાજ્યા નૃપ જ્યાંય. દુઃખ૦ ૧૯
ત્યાં બહુલા પણ આવી હતી, અતિ નૃપાગ્રહે નિર્વાણ;
તે માનવતીશુ નવ બોલતી, બેઠી મુખ મરડી પ્રમાણ. ,, ૨૦
તેનું કારણ કુરવીરકામિની, કંઇ નવ કળતાં સુજાણ;
એવે ત્યાં વારાંગના આવતી, તે ત્યાં કરતી નૃત્ય નિર્વાણ. ,, ૨૧
ગાયક ગાયન કરે ઘણું, રીઝાવવા ભૂપાળ;
એમ નાદારંગ થઇ રહ્યો, સહુને આનંદ તે કાળ. ,, ૨૨
એવે મદ્યવાહિની કલાવતી, મદ્ય ભરી પાત્રમાંય;
તે પ્રત્યેકને પાત્ર આપતી, ગઇ બહુલા બેઠી'તી જ્યાંય. ,, ૨૩
તેણે પાત્ર કે મદ્ય લીધું નહિ, કહ્યું માનવતીએ અપાર;
તદા લઢવા લાગી તેની સાથ તે, બોલ્યો તવ ઉત્તમ નૃપાળ. ,, ૨૪
ઘેલછા વ્યાપી છે એહને, તેણે દીસે સદા વિક્રાળ;
એટલું કે'તામાં રહીશ ક્યાં? દીધી મુખ અનેક ગાળ. ,, ૨૫
રાજા બેઠો હસ્યા કરે, ત્યમ ત્યમ થાતી કરાળ;
શું હસે છે કહી ભાંડતી, ગાળ તતકાળ બાળ. ,, ૨૬
તે જોઇ નિંદે નૃપને તહીં, પરિજન મળ્યા જેહ;
કુરવીર મન સંશય કરે, શકે મિત્ર સ્ત્રીજિત એહ. ,, ૨૭
કુરવીર કે' આંખ ફેરવી, મિત્રપત્નીને આમ;
બહુલા બક બક શું કરો અતિ, કંઇ વિચારો મન વામ. ,, ૨૮
બહુલા કે' સમજાવે શું મને, હું નથી લેતી તારૂં નામ;
આ ધામ નથી કંઈ તાહરાં, એમ વદી થાતી ઉદ્દામ. ,, ૨૯
નિવૃત્તિ ન પામી એટલું કર્યે, સુરાપાત્ર નાખતી તેહ;
તે નૃપના પાત્રે આવી વાગતું, તે પડતું ઢળતું નિઃસંદેહ. ,, ૩૦
તોય રાજા કંઇ નવ વદ્યો, પણ સળગ્યો ક્રોધાગ્નિ પૂર;

---

૨૯ ઉદ્દામ—પ્રચંડ.

આનંદ દુઃખદાયક થયો, અમુઝાયો અતિ શૂર. દુઃખ૦ ૩૧
જે નિર્માણ કરેલી આનંદક્રિયા, તે તો નવ ફરવી શકાય;
જેમ તેમ કરીને પૂરી કરી, સળગી ક્રોધે રાયની કાય. ,, ૩૨
મિત્ર વારે શાંત્વન કરે, આપે દષ્ટાંત અનેક;
કે' મારી ઘરૂણી પણ એવી છે, ન હોય વનિતાને વિવેક. ,, ૩૩
વિવેકી રાજા સમજે સહુ, નવ ઉત્તર મુખથી દે તેહ;
હા હા ખરૂં ખરૂં એમ કહે, સળગે ક્રોધાગ્નિએ અતિ દેહ. ,, ૩૪
જે ઘણા રાજાના સમક્ષમાં, રામાએ કર્યો મહાઅપરાધ;
તે સહન રાજા કરી નવ શક્યો, જો કે હતો સમ્યક્ સાધ. ,, ૩૫
જેને પ્રિયા ગણી પટરાણી કરી, તે અપ્રિય ગણતી અપાર;
તરછોડતી વારંવાર સહી, તે કોપ વ્યાપ્યો મન મોઝાર. ,, ૩૬
ચક્ષુઃશ્રવા સમ રાય તે, નાખતો વારવાર નિઃશ્વાસ;
એવે સભા વિસર્જન થતી, જાતા સહુ સહુને અવાસ. ,, ૩૭
કોઇ રાજાને નિંદતા, કોઈ વંદતા વદી વેણ;
એમ વાતો કરતા ઘેર ગયા, તે ઘડી લાગી નૃપને દુઃખ દેણ. ,, ૩૮
તેણે દ્વારપાળને તર્ત તેડિયો, કહ્યું બોલાવી મુખ આમ;
આ દુષ્ટ ભાર્યા મારી અતિ ઘણી, દુષ્ટ અંતઃકરણવાળી વામ. ,, ૩૯
તેને લેઇ જાઓ અહીંઆંથકી, મૂકો જઇ વને વિશાળ;
જ્યાં મનુષ્ય પ્રાણીનામ નવ મળે, જ્યાં કંપે જોઈ કાળ કરાળ. ,, ૪૦
ત્યાં સત્વર લેઈ જાઓ એને સહી, નવ કરશો કંઈ વાર;
અતિ થયું અતિ મેં સહ્યું, કરવો ન કોઇએ વિચાર. ,, ૪૧
એમ ક્રોધી મહાનૃપ બોલિયો, કરી નિર્ણય નિરધાર;
માર્કંડેય કે' સુણય મા'મુનિ, સમજ્યો દ્વારપાળ તે વાર. ,, ૪૨
આ સમય હા ના કર્યાનો નથી, ત્યમ દુષ્ટાનું કહું શુંય;
એણે દુઃખ દીધાં મુજને ઘણાં, કંટક વાવી રાખું શે હુંય. ,, ૪૩

ક્રોધાનળ પ્રગટ્યો એની મેળે, તેમાં ભલે બળતો કંટક;
એમવિચારીસુંદરભૃકુટિવતી,નાંખીરથેસુણેકોણટકટક ? દુઃખ,, ૪૪
રથમાં બેસાડી વન લેઇ ગયો, મૂકી દેતાં કર્યો ન વિચાર;
વિલાપ સુણ્યા ન વનિતા તણા, મૂકી વન ઘોર મોઝાર. ,, ૪૫
પુર ભણી જાવા તે નીકળ્યો, એકલી પડી નારી નિર્વાણ;
ત્યાં પણ રીસ પતિ પર પૂરણ કરે, કરીએ તેનાં કેટલાં વખાણ. ,, ૪૬
હવાં નામ દેવું નવ એહનું, કે બીજી હોય એવી નાર;
તે ઉભયને વન મૂકી કરી, ન કરવો વિચક્ષણે વિચાર. ,, ૪૭
દ્વારપાળ મૂકી આવિયો, ભેટ્યો બેઠો જ્યાંહી ભૂપાળ;
આજ આજ્ઞા પાળી અહીં આવિયો, વામા મૂકી વન વિશાળ. ,, ૪૮
ક્રોધમાં રાયે વારૂં કહ્યું, નમી ગયો દ્વારપાળ;
તે વાત વાટે ઘાટે વિસ્તરી, કોઇ કહે સારૂં કર્યું ભૂપાળ. ,, ૪૯
મિત્ર ઠપકો અતિ આપતા, આ તો થયું કૃત્ય કરાળ;
તે કુરવીરે જાણી વારતા, જાણ્યું માનવતીએ તે કાળ. ,, ૫૦
તે રાયને કે'વા ઘણું લાગિયાં, કર્યો આગ્રહ તેડાવો નાર;
ઉત્તમ ઉત્તર આપે નહિ, સહુને ગમે મન મોઝાર. ,, ૫૧
એમ વાત વીસારે પડી ગઇ, ગયાં મિત્ર મિત્રપત્ની સાર;
ક્રોધ કારણ જે આવ્યાં હતાં, તે કાર્ય કરી ગયાં નિર્ધાર. ,, ૫૨
એ પુરાણી કાજે કે'વું પડે, સમજે શાણા સહુ ગુણવાન;
હવાં રાજા ચિંતા કરતો મનમાં, તજી ગોરી મહારૂપવાન. ,, ૫૩
વળી મનને રાય વારતો, ગુણવિણ રૂપ ન શોભાય;
દિવારાત્રિ રાજ્ય કરતાં છતાં, નિવૃત્તિ ન પામે મહાકાય. ,, ૫૪
સુંદરાંગીને સંભાર્યા કરે, કુટેવ વીસરાવે તે વાર;
એમ હિંદોળે મન હીંચતું, તદપિ કર્યો એક નિર્ધાર. ,, ૫૫
જો એવી રૂપાળી ને ગુણવતી મળે, તો મારે કરવો વિ'વાય;

એવીબીજીરૂપવતીમળનારનહિ,તદાપરણુંનવદુઃખદાય. દુઃખ ,, ૫૬
એમ અહોરાત્ર તેહ વિચારતો, ઉત્તમ અનુત્તમ ભૂપાળ;
( તેને ) સ્ત્રીના અવગુણ આવી ઝાલતા, સાંભરી રૂપવડે વળી બાળ: ,, ૫૭
જો ગુણ હોયે એકલા સહી, તો ન રૂપ સંભારે કોઇ;
કુરૂપી સાથ ઘણાએ કર્યાં, ઘરબાર સાધી સહુ સોઇ. ,, ૫૮

વલણ.

સોઇ સાધી સ્વામી રહ્યા, ઘણા કુરૂપી નારી જોઇ રે;
કો છાંયે ન બેઠા રૂપને, જુઓ બહુલા વન સેઈ રે. ૫૯

## કડવું ૧૩૪ મું.

રાગ મેવાડો.

પત્નીત્યાગ પછે તે રાય રે, પાળે પ્રજા પૂર પ્રીત;
ઔરસપુત્ર સમ મહાકાય રે, કુજાપર રાખે રૂડી રીત. ૧
ત્યાં એક અવનવું થાતું રે, સહુ કહી સંભળાવું આજ;
એક દ્વિજનું દુઃખ વદાતું રે, સુણ્ય ક્રૌષ્ટુકિ દ્વિજરાજ. ૨

ઢાળ.

ક્રૌષ્ટુકિ દ્વિજરાજ સાંભળ્ય, તે રાયકને એક દ્વિજ;
પોકાર કરતો પૂર્ણ આવ્યો, કરી પીડાકેરી પ્રતિજ. ૩
દ્વિજ કે'વા લાગ્યો,રાયને, હું મહાદુઃખી છું દેવ;
મારૂં દુઃખ સર્વે સાંભળો, હું ભાખું છું તતખેવ. ૪
રાજા વગર નવ દુખીનું, કોઇ કરે રક્ષણ જાણ;

---

૫૭ ઉત્તમ ઇ૦—અનુત્તમ ( જેનાથી બીજો કોઇ ઉત્તમ નથી એવો ) ઉત્તમ નામે રાજા.૧ ઔરસપુત્ર—પેટનો છોકરો.

દુઃખિયાનું દુઃખ હરણકરતા, એક પૃથ્વીપતિ પ્રમાણ. ૫
ઘેર મારે હું રાત્રિએ, ઉંઘી ગયો'તો સાર;
તે સમય ગૃહદ્વાર મારૂં, નવ ઉઘડ્યું નિરધાર. ૬
છતાં ઘરૂણી માહરી, કોઇ હરી ગયું સુજાણ;
તે અવનિપતિ આણી આપ્ય તું, અહો નૃપ ગુણખાણ. ૭
રાજા કહે હો દ્વિજસત્તમ, લઇ ગયું કામિની કોણ;
ક્યાં ગઇ તે તું ન જાણે, તે ક્યમ શોધી શકું ઓણ. ૮
પકડું કોને લાવું ક્યાંથી, તારી સ્ત્રી નિરધાર;
તે સમે દ્વિજવર બોલિયો, તું સુણ્ય ઉત્તાનપાદકુમાર. ૯
મારૂં ગૃહદ્વાર અડકાવિયું, તે હતું તેમને તેમ;
હું નિદ્રાવશ અતિશે થયો, તે સૂઇ રહ્યો એમને એમ. ૧૦
એ રીતે થયું તે કહ્યું, ભૂપાળ સર્વે જાણ;
હવે કેઈ રીતે હું દેખાડું તુંને, પૃથ્વીપતિ પ્રમાણ. ૧૧
રક્ષણ અમારૂં તમે કરતા, તો નરપતિ શો દુઃખ,—
ભોગવીએ કઇ પેર રાજા, હવાં કરો સત્વર સુખ. ૧૨
તમે રક્ષણ કરો અમારૂં, તે વેતન ગણી સુજાણ;
ધર્મમાંથી છઠ્ઠો ભાગ આપું, પૃથ્વીપતિ પ્રમાણ. ૧૩
પછે રાત્રિએ ક્યમ નહિ, નિશ્ચિંત સૂઇએ નરદેવ;
ઇત્યાદિ કારણ સમજી સર્વે, મમ દુઃખ દૂર કરો તતખેવ. ૧૪
રાજા કહે તારી કામિની મેં, નથી જોઇ ભૂદેવ;
તેથી આકૃતિ કહે તેહની, વળી કેવી દેહ કે' તતખેવ. ૧૫
વનિતાની વય કહે તેનાં, આચરણ કહે તું આજ;
ત્યાર પૂઠે શોધ કરૂં હું, એમ બોલિયો મહારાજ. ૧૬
દ્વિજ કહે નરનાથ સુણીએ, કહું પૂછ્યું સર્વ;

---

૧૩ તે ઈ૦—તે રક્ષણનું વેતન ગણી હું તમને ધર્મમાંથી છઠ્ઠો ભાગ આપું છું.

જેનાં નેત્ર અતિ કઠોર છે, જેના મન મધ્ય અતિ ગર્વ. ૧૭
ઉંચી ઘણી છે કામિની, ટુંકા ઘણા છે હાથ;
છે સૂક્ષ્મ વદન શ્યામાતણું, છે સતી કુરૂપી સ્ત્રીને માથ. ૧૮
આકૃતિ એવી છતાં હું, નિંદુ નહિ મમ નાર;
હે ભૂપ વાણી કઠોર તેની, છે દુરાચારી નિર્ધાર. ૧૯
એ મારી સ્ત્રીનાં કહ્યાં લક્ષણ, કહું બાકી જેહ;
તેનું રૂપ જોઇ સુજન કંટાળે, વસે દુર્ગંધ તેને દેહ. ૨૦
તેની વય પે'લી વીતી ગઇ, એવી રૂપવતી મમ નાર;
એ સાચે સાચા મેં બતાવ્યા, મુજ નારીના ગુણ સાર. ૨૧
રાજા કહે હો દ્વિજસત્તમ, હવાં તે ચતુરાની ચિંતા માટ,—
વિરામ પામ્ય મા'નામ તું, શો કરે અતિ ઉચ્ચાટ. ૨૨
હું અન્ય સ્ત્રી આપું તને, છે કલ્યાણી કામિની સુખ માટ;
પણ તુજ ભાર્યા તો દુઃખહેતુ, કરે ઉચ્ચાટ શો તે સાટ ? ૨૩
હે વિપ્રર્ષિ સ્ત્રીની સુંદરતા, એ સુખાલ્પ હેતુ જાણ;
છે ઉત્તમ હેતુ શીલ તેનું, કર પૃથ્વીદેવ મન પ્રમાણ. ૨૪
એ કારણે રૂપ શીલ વિહોણી, તજવી વનિતા સર્વ;
મારી મતિ દ્વિજ એમ કે' છે, તું ધારચ ધ્યાને ધર્વ. ૨૫
દ્વિજ કહે મહીપાળ સાંભળ્યું, અમે ઉત્તમ નરથી આમ;
સ્વભાર્યાને રક્ષવી, તે ભૂલાય ક્યમ મહાનામ. ૨૬
રામાતણું રક્ષણ કર્યાથી, પ્રજાનું રક્ષણ થાય;
હે નરેશ્વર પુરૂષ પત્ની વિષે, ધરે પુત્ર રૂપે કાય. ૨૭
એવી શ્રુતિ મેં સાંભળી છે, માટે કરવું સ્ત્રીરક્ષણ;
પ્રજાનું રક્ષણ કર્યાથી, દુઃખ ઉપજે ન અધક્ષણ. ૨૮

---

૨૪ સુખાલ્પ હેતુ—અલ્પ સુખનો હેતુ. પૃથ્વીદેવ—બ્રાહ્મણ.

સ્ત્રીથી પ્રજા રક્ષાય છે, પ્રજાથી રક્ષણ થાયે કાય;
જો તેનું રક્ષણ નવ થાય તો, વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થાય. ૨૯
તે પ્રજા પૂર્વે થઇ ગયા જે, પિતૃઓ નિર્વાણ;
વશ્યા સ્વર્ગે વાસ કરીને, તેને અર્પે અધોગતિ સુજાણ. ૩૦
કામિની વિણ નિત્યક્રિયા, થાય લોપ મારી રાય;
ધર્મહાનિ થાય તેણે, અનુદિન હે મહાકાય! ૩૧
ક્રિયાલોપે હું સહી, બ્રહ્મત્વથી થાઉં ભ્રષ્ટ;
હે પૃથ્વીપતે એમ દેહ આ, થઇ જાય વે'લો નષ્ટ. ૩૨
હે રાય તે સ્ત્રીથકી સુજને, પ્રજા થાશે જેહ;
તે ધર્મનો ષડ્ભાગ તુજને, અર્પશે નિઃસંદેહ. ૩૩
વળી ધર્મ સાધશે ધરણીપતિ તે, કરશે રાજ્યનું કલ્યાણ;
તે રાય તુંને કહ્યું સર્વ, સ્ત્રીચૌર્યકાર્ય પ્રમાણ. ૩૪
હવાં સ્ત્રી આણી આપો મારી, હું વિનવું ભૂપાળ;
રક્ષણાર્થે સ્થાપન કર્યા નૃપ, તો રક્ષણ કરો હે દયાળ. ૩૫
માર્કંડેય કહે એ રીતનું, રાયે સાંભળ્યું દ્વિજવેણ;
વિવેકીએ વિચાર કીધો, ઢાળી નીચાં નેણ. ૩૬
પછે સાહિત્ય સંપૂરણ રથે, બેસતો નૃપાળ;
તે અહીં તહીં ફરી જોતો, દ્વિજનારીને તે કાળ. ૩૭
લક્ષણવતી નવ લાધતી, રાય ધરે ચિંતા મન;
એવે અરણ્યમાં એક તપસીઆશ્રમ, જુએ જઇ રાજન. ૩૮
મહામનોહર નિરખી આશ્રમ, શાંત રાજા થાય;
પછે હળવે હળવે ચાલી નૃપ, તે આશ્રમ મધ્યે જાય. ૩૯

---

૩૧ અનુદિન—નિત્ય નિત્ય. ૩૪ ચૌર્યકાર્ય—ચોરી કેમ થઇ તેનું કાર્ય.

ત્યાં જઇ જુએતો દર્ભાસને, બેઠા દીઠા દેદીપ્યમાન;
હરિસ્મરણ કરતા હતા તેણે, નૃપ નિરખિયો મહાન. ૪૦
મુનિ ઉઠી સામાગયા, કહ્યું પધારો મહારાજ;
સન્માન કરી કહ્યું શિષ્યને, લાવ્ય અર્ઘ્ય તું આજ. ૪૧
તદા શિષ્યે ધીમેથી કહ્યું, એને અર્ઘ્ય શે દેવાય;
વિચારી આજ્ઞા કરો મુનિ, જ્યમ ન અઘટતું કે'વાય. ૪૨
હું આજ્ઞાપાળક આહીં ઊભો, કંઇ કરી જુઓ વિચાર;
તદા આત્મજ્ઞ મુનિએ ધારી, રાયવૃત્તાંત જોયું સાર. ૪૩
પછે આસન આપી રાયને, નિકટ બેશી ગોષ્ઠિ કીધ;
સન્માન શાંતપણે કીધું, પ્રથમ પાર પામી લીધ. ૪૪
ઋષીશ્વર કે' હે રાજા, ક્યમ પધાર્યા અત્ર;
શી ધારણા ધ્યાને ધરો છો, નૃપ સુખી છે સર્વત્ર. ૪૫
આપ ઉત્તાનપાદના પુત્ર ઉત્તમ, એમ અમો જાણીએ ભૂપાળ;
વારૂં થયું અહીં પધાર્યા, કંઇ કાર્ય કો' આ કાળ. ૪૬
રાજા કહે હે મુનિસત્તમ, એક દ્વિજકેરી નાર;
તેને ઘેરથી કોઇ હરી ગયું છે, હું નિકળ્યો શોધવા નિર્ધાર. ૪૭
કોણ તેને હરિ ગયું, તે હું જાણતો નથી કાંઈ;
શોધવાને ફરૂં ચોદિશ, કંઇ ભાળ છે મુનિ આંહીં. ૪૮
અહો ભગવન્ તમારે આશ્રમ, હું આવિયોછું આજ;
નમસ્કાર કરી પૂછું તમને, ઋષિ કરો મારૂં કાજ. ૪૯
ઋષિ કહે પૃથ્વી પતે મુજને, જેપૂછવું તે પૂછો;
નિશંક થઇને સર્વ સંશય, હૃદય માંહીથી લૂછો. ૫૦
જો હશે કે'વા જેવું તો, હું કહીશ સર્વે આજ;

---

૪૦ દેદીપ્યમાન—પ્રકાશિત. ૪૧ અર્ઘ્ય—ફળાદિક સામગ્રીથી પરિપૂર્ણ પૂજનપાત્ર.

તવ રાજા કહે હું નમન કરી, પૂછું છું હે દ્વિજરાજ. ૫૧
તમારે આશ્રમ આવિયો હું, તે કાળે તતખેવ;
મુને અર્ઘ્ય આપવા તૈયાર કીધો, કર્યો વિસર્જન ક્યમ એવ. ૫૨
ઋષીશ્વર કે' રાય સુણ્ય તું, મેં તુંને લહ્યો આવતો સાર;
તદા સત્વર અર્ઘ્ય તૈયાર કીધો, છાત્રે આજ્ઞા ગ્રહી અવિધાર. ૫૩
પછે તે છાત્રે મુજને, કર્યો બોધ પ્રમાણ;
મારી કૃપાએ શિષ્ય મારો, જાણે ભૂત ભવિષ્ય ને વર્તમાન. ૫૪
એ ત્રણ કાળની સર્વ વાતો, એ જાણી શકે છે સાર;
એણે કહ્યું વિચારી આજ્ઞા, મુનિ કરો આ વાર. ૫૫
તદા ધ્યાન મેં ધારિયું, જોયું રાય તારૂં સર્વ;
પછે અર્ઘ્ય આપ્યો ન તુજને, નવ નિરખી મોટું પર્વ. ૫૬
હે રાય સ્વાયંભૂકુળે છો, તમો અર્ઘ્યયોગ્ય આ વાર;
એ વારતા સહુ સત્ય છે, તો ક્યમ ન આપિયે નિરધાર. ૫૭
ઉત્તાનપાદના પુત્ર ઉત્તમ, તમો અધુના નથી અર્ઘ્ય યોગ્ય;
કાળાંતરે નૃપ થશો પાછા, ભોગ સમજી ભોગ્ય. ૫૮
રાજા કહે છે અહો બ્રહ્મન્, મેં જાણે અજાણ્યે શુંય;
પ્રાયશ્ચિત્ત કર્યું તેજ ભાખો, જે ન જાણું હુંય. ૫૯
હું અભ્યાગત થઇ આવિયો, ઘણે દિને આશ્રમ માંય;
તો અર્ઘ્યયોગ્ય ક્યમ નવ ઠર્યો, તે જણાવિયે મુનિ આંય. ૬૦
ઋષીશ્વર કે' રાય સુણીએ, શું ભૂલી ગયા છો વાત;
વનમાંહી કાઢી મૂકી સ્ત્રીને, જે વિશ્વે થયું વિખ્યાત. ૬૧
તે ત્યાગતામાં નૃપ તમારો, કર્યો ધર્મે ત્યાગ;
વિશેષપણે સમજાવું તે હું, તું સુણજે મહાભાગ. ૬૨

---

૫૩ છાત્રે—શિષ્યે.

એક પક્ષ જો નિત્યકર્મ રાજા, થાય નવ નિર્વાણ;
તો તે મનુષ્યનો સ્પર્શ કરવા, કરે શ્રુતિ બાધ સુજાણ. ૬૩
તો રાય તારે એક વર્ષથી, નિત્યકર્મહાનિ થાય;
તો તારી સાથે કેઇ પેરે, વર્તવું મહાકાય ! ૬૪
હે નરેશ્વર ! હોય દુરાચારી, સ્વામી સ્ત્રીનો જાણ;
તોયે સ્ત્રીએ તેની ઇચ્છા પ્રમાણે, વર્તવું નિર્વાણ. ૬૫
તે રીતે દુરાચારવાળી, કે દુષ્ટ હોયે નાર;
પણ કરવું પોષણ તેહનું, ઉત્તમપુરૂષે સાર. ૬૬
હે જનેશ્વર જે દ્વિજકેરી, તું ખોળવા નિકળ્યો નાર;
તે તેનાથકી અવળી અહોનિશ, છે ચાલનારી નિર્ધાર. ૬૭
તોયે તેને કોઇ હરી ગયું, તદા દ્વિજ દુઃખી તો થયો;
તે ધર્મકર્મના અંતરાયથી, ગળી તનમનમાં ગયો. ૬૮
પછે તારી પાસ આવ્યો, નારીકારણ તેહ;
જેને શોધવા તું નિકળ્યો છું, નૃપ જાણ્ય નિઃસંદેહ. ૬૯
હે મહીપતે જો અન્ય જન, ચાલે ધર્મથી વિરૂદ્ધ;
તો સ્વધર્મમાં ચોજો તમે, થઇ તેના ઉપર ક્રુદ્ધ. ૭૦
કિંતુ તમે જ્યારે ધર્મથી, થાશો ભ્રષ્ટ ભૂપાળ;
તદા ધર્મસ્થાને કોણ તમને, સ્થાપશે દયાળ. ૭૧
માર્કંડેય કહે રાયે સાંભળ્યાં, તે મુનિકેરાં વેણ;
લક્ષપૂર્વક વિચાર કરીને, પછે વદ્યો સુખદેણ. ૭૨
મુનિ મોટા કહો મુજને, દ્વિજસ્ત્રી ગયાની ભાળ;
કહો કોણ તેને હરી ગયું, તે ક્યાં ગઇ આ કાળ. ૭૩
તમો ભૂત ભવિષ્ય વર્તમાન જાણો, સર્વ સારી પેર;
તદા કીજે મુનિ મુજપર, આજ આટલી તો મે'ર. ૭૪
ઋષિ કહે છે અદ્રિસૂનુ, બલાક રાક્ષસ નામ;

તે દ્વિજસ્ત્રીને લેઇ ગયો છે, સુણ્ય નૃપ માર્ગ્યામ. ૭૫
તે આજ તુજને જાણાશે, ઉત્પલાવત વન માંય;
રથવેગે જાઓ વે'લા, જઈ જીતો દાનવ ત્યાંય. ૭૬
તે ઉત્તમ દ્વિજની પત્નીને, વે'લી મેળવી દે રાય;
જેણે અધર્મકર્મથી બચી તે, નવ તુજ સમો પાપી થાય. ૭૭
પુરાણી આવું પુરાણ વાંચી, ઘરૂણીના ટપલા ખાય;
ધર્મ ત્યારે તો સધાએ, ન અધર્મ પીડે કાય. ૭૮
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, ઔતમમન્વંતરે પ્રમાણ;
એકોનસપ્તતિતમોધ્યાય પૂરણ, હવો અહીં નિર્વાણ. ૭૯

વલણ.

હવો અહીં નિર્વાણ અધ્યા', સુણો શ્રોતાજન રે;
ભટ પ્રેમાનંદ કાંઇ ન જાણે, સહુ જાણે પુરાણી પાવન રે. ૮૦

## કડવું ૭૦ મું.

રાગ સામેરી.

માર્કંડેય કે' ક્રૌષ્ટુકિ પ્રતિ, પછે નૃપ મુનિને કરી નમસ્કાર રે;
સ્વરથમાં બેશી સંચર્યો, ઉત્પલાવત વન મોઝાર રે. ૧
ગુફા ગહ્વર મધ્ય જોતો, તે દ્વિજકેરી નાર રે;
એવે એક મંદિર મધ્ય દીઠી, કુરૂપી નારી સાર રે. ૨
બ્રાહ્મણે વર્ણવી હતી, એવી જોઈ નારી ત્યાંય રે;

૭૫ અદ્રિસૂનુ—અદ્રિ નામે રાક્ષસનો પુત્ર. ૭૯ એકોનસપ્તતિતમો—અગનોતેરમો. ( એક + ઊન–ઓછો + સપ્તતિતમ—સીત્તેરમો ). નિર્વાણ—સમાપ્ત. ૨ ગહ્વર–ઊંડી ખો.

ખાધા કરતી બેઠી બીલાં, દાનવના ઘરમાંય રે. ૩
રાયે પૂછ્યું તેહને, અહો ભદ્રે ભામિની રે;
વિશાળસુત સુશર્માકેરી, તું છું નૌતમ કામિની રે. ૪
એમ છતાં આ વનમધ્યે, કયમ વશી રહી બાળ રે;
તે સમજાય તે રીતે કહે તું, જયમ હું સાંભળું તત્કાળ રે. ૫
બ્રાહ્મણી કે' ભૂપતિ સુણય, અતિરાત્ર નામે દ્વિજ રે;
વનવાસી રહે સદા ઉદાસી, છું તેની સુતા કરચ પ્રતીજ રે. ૬
તમે વિશાળસુત હમણાં કહ્યો તે, સ્વામી મારો થાય રે;
એવી હુંને હરીલાવ્યો, દુષ્ટ બલાક અસુર રાય રે. ૭
સૂતી હુતી હું ગેહમાહે, ત્યાંથી ઉંચલી લાવ્યો એહ રે;
મારા ભ્રાત તાતનો એણે, કરાવિયો વિયોગ નિઃસંદેહ રે. ૮
માતા મારી દુઃખી હશે, ન જાણું સ્વામીની વાત રે;
જેણે વિજોગ પાડ્યો એહ પેરે, તે બળીમરો દાનવ જાત રે. ૯
મારી માતભ્રાતતણે વિયોગે, હું પામું અહિંયાં દુઃખ રે;
વિજોગ બીજાંનો થયો નૃપ, ગયું મારૂં સર્વે સુખ રે. ૧૦
આ વિકટવનમાં આણી મુજને, મૂકી એણે કેમ રે;
તેનું કારણ હું નથી જાણતી, પણ નહિં થાય એનું ક્ષેમ રે. ૧૧
ભક્ષતો નથી મુને એ કે, નથી ભોગવતો નિર્વાણ રે;
અહીં આણી મુજને મૂકીછાંડી, શે જાય નવ મુજ પ્રાણ રે. ૧૨
રાજા કહે હે દ્વિજપુત્રી, મુને મોકલ્યો તારે સ્વામ રે;

---

૮ દુષ્ટસ્ત્રીનાં લક્ષણનું નિરૂપણ તે સ્ત્રીના વચનદ્વારા કરે છેઃ મારા ઇ૦—સ્પષ્ટ છે. ૯ માતા ઇ૦–(પિયરવ્હાલપણું). ન જાણું ઇ૦-(સ્વામી પ્રતિ બેદરકારી). બળીમરો — (શાપ કે ગાળો ભાંડવાની ટેવ). ૧૨ નથી ભોગવતો—(દુરાચરણની આશંકા).

તારી ખોળ કરવા આવિયો હું, મારે તે અસુરનું છે કામ રે. ૧૩
તુ જાણતી હોયે તો કહે, તે વસે દાનવ ક્યાંય રે;
હું મળું જઈ તેહને, પછે તુંને લેઇ જાઉં નગર જ્યાંય રે. ૧૪
બ્રાહ્મણી કે' અનૃત બોલો, તમે રાજા આજ રે;
મારો સ્વામી મુને કદી નવ, સ્મરે હે મહારાજ રે. ૧૫
મારી માતે મોકલિયા હશે, વારૂ ગમે તેમ હોય ભૂપ રે;
જે દાનવ મુને હરી લાવિયો તે, આ વનમાં વસે છે કુરૂપ રે. ૧૬
જો ભય ન લાગે ભૂપ તમને, તો જઇ જુઓ અસુર રે;
એમ વદી તે રડવા લાગી, તેનું સાંત્વન કરતો શૂર રે. ૧૭
* માર્કંડેય કહે સુણ્ય ક્રૌષ્ટુકિ, સ્ત્રીએ બતલાવિયો જે પંથ રે;
તે માર્ગે નૃપ પરવર્યો, નિંદે નારી બેઠી કંથ રે. ૧૮
મારી શોધ શે કરતો નથી, છે ધન્ય મારી માત રે;
જેણે રાયને અહીં મોકલ્યો, જનેતાની થાય ન વાત રે. ૧૯
હવાં રાય વિકટ વન મધ્યે, જોતો જોતો જાય રે;
તેને પરિવાર સહિત દાનવ, બેઠો દૂરથી દેખાય રે. ૨૦
દાનવે રાજા નિરખિયો કે, કર્યો આઘેથી નમસ્કાર રે;
શીર્ષ ભૂમિ માંહી ધરીને, તે નમ્યો વારંવાર રે. ૨૧
નમન કરતો આવિયો તે, રાયચરણની પાસ રે;
કર જોડી ઊભો દીન થઈ તે, જાણે ત્રિવિધ પ્રકટ્યો ત્રાસ રે. ૨૨
રાક્ષસ કહે મહારાજ આજે, તમે ધારિયા અહીં ચર્ણ રે;
મારૂં ગૃહ પાવન થયું તેથી, અનુગ્રહ કર્યો અશરણશર્ણ રે. ૨૩
હું આપના પ્રદેશ માંહે, વાસ વસું નરનાથ રે;

---

૧૫ અનૃત— અસત્ય. ૧૭ સાંત્વન—આસનાવાસના. ૨૧ શીર્ષ—માથું. ૨૨ ત્રિવિધ—આધ્યાત્માદિ ત્રણ પ્રકારનો અથવા કાયિક, વાચિક, માનસિક.

કાંઇ કરો આજ્ઞા નરપતિ મુખે, વદો આવું ક્યાં હું સાથ રે. ૨૪
આ અર્ધ્ય આપું તે ગ્રહો નૃપ, આ આસને બેસો ભૂપ રે;
વિશ્રાંતિ લ્યો વરમતિ રજ અહીં, હે અવનિપતિ અનુપ રે. ૨૫
છું અમે સેવક આપના, તમે છો અમારા સ્વામી રે;
તો મનગમતી આજ્ઞા કીજિયે, હું નમું મસ્તક નામી રે. ૨૬
રાજા કહે રાક્ષસ કર્યું તેં, પ્રિય સર્વે સારૂં રે;
સહુ અતિથીસત્કાર પો'ચ્યો, પણ કં' અપ્રિય કર્યું કેમ મારૂં રે. ૨૭
બ્રાહ્મણની સ્ત્રીને આણી તેં કયમ, તેનું કારણ નવ સમજાય રે;
વરવા અરથે આણી એવું, અનુમાન મુજથી ન થાય રે. ૨૮
તે મહાકુરૂપી કામિની છે, તારે સ્ત્રીરત્ન છે અનેક રે;
ભક્ષવા જો આણી તેને, તો કયમ ધરિયો વિવેક રે. ૨૯
ભક્ષી ગયો નહિ ભામિની કયમ, મૂકી એકલી વન રે;
તેનું કારણ કહે મુજને, મુને અવનવું લાગે મન રે. ૩૦
રાક્ષસ કહે હે રાય સુણિયે, અમો કરૂં ન માનવઆ'ર રે;
તેવા રાક્ષસ અન્ય છે, જે કરે જનતણો સંહાર રે. ૩૧
અમે સુકૃતકેરૂં ફળ ભક્ષી, નિર્વાહ કરિયે દેવ રે;
મનુષ્યકેરા માનીતીના, વળી હોય અણમાનીતી એવ રે. ૩૨
તેવી સ્ત્રીઓના સ્વભાવ બદલી, થઇએ અમે તૃપ્ત પ્રમાણ રે;
અમે પ્રાણીઆહાર કરૂં નહિ, તું જાણ સર્વ સુજાણ રે. ૩૩
અમે માનવતણો જ્યારે, ક્ષમાગુણ ભક્ષીએ સાર રે;
ત્યારે નર તે ક્રોધ કરતો, તજી સારાસાર વિચાર રે. ૩૪
જદા દુષ્ટ સ્વભાવને ભક્ષીએ નૃપ, અમે તો મતિમાન રે;
ત્યારે તે નર થાય છે અતિ, મતિમાન ને ગુણવાન રે. ૩૫
હે ભૂપતે ! અતિ રમ્ય રામા, છે અમારે ગેહ રે;

અતિ અપ્સરાને હરાવી દે, રૂપ ગુણે નિઃસંદેહ રે. ૩૬
તો પછે માનવતણી સ્ત્રી, કેમ વાંચ્છું દેવ રે;
સ્વપ્ને ન ધરિયે માનવીની, નારીકેરી સેવ રે. ૩૭
રાજા કહે હે નિશાચર સુણ્ય, જો તું કહેછે આમ રે;
ઉપભોગ અર્થે નથી આણી, ત્યમ ભક્ષવાને કામ રે. ૩૮
તો તેં દ્વિજગૃહમાં કેમ પેશી, હરી તેની નાર રે;
તું કારણ તેનું કહે મુજને, સહુ સાંભળું આ વાર રે. ૩૯
રાક્ષસ કહે એ ઉત્તમ દ્વિજ છે, જાણનારો મંત્ર રે;
પ્રત્યેક યજ્ઞે હું જઉં ત્યાં, એ ત્રેવડે છે તંત્ર રે. ૪૦
રક્ષોઘ્ન નામે મંત્ર ભણીને, કરે છે મારૂં ઉચ્ચાટન રે;
એ રીતે એના મંત્રોચ્ચાટને, અમો ભૂખે મરૂંછું રાજન રે. ૪૧
એ દ્વિજ પ્રત્યેક યજ્ઞે હોય ઋત્વિજ, તદા અમો જાઉં ક્યાંય રે;
પછે અમે આ ઉપાય યોજી, તેને વિકળતા કરી આંય રે. ૪૨
કામિનીવિહીન નર જે, તે નવ યજ્ઞકર્મે યોગ્ય રે;
એ ઉપાય નરપતિ યોજિયો છે, કેવળ થવા આરોગ્ય રે. ૪૩
માર્કંડેય કે' મતિમાન દ્વિજને, વિકળતા પ્રાપ્તનું કારણ રે;
દૈત્યે કહી જે દાખવ્યું તે, ધ્યાને કર્યું નૃપ ધારણ રે. ૪૪
મહાખેદ પામ્યો મન રાજા, વળી વદ્યો મનમાં આમ રે;
સત્ય અસુર દ્વિજવિકળતા કહી, કરે મારૂં નિંદાકામ રે. ૪૫
વળી ઉત્તમ મુનિએ ગણ્યો મુજને, અર્ઘ્યમાટ અયોગ્ય રે;
આ દાનવ વિકળતા દ્વિજની કે', ક્યમ રહું નારીવિણ આરોગ્ય રે. ૪૬
હું સ્ત્રી વિનાનો તેથી મુજને, થયું સંકટ પ્રાપ્ત રે;
વળી હવાં મુજને નિંદશે, બાકી રહ્યાં જે આપ્ત રે. ૪૭

---

૪૧ રક્ષોઘ્ન—રાક્ષસનો નાશ કરનારા. ઉચ્ચાટન કરે છે—હાંકી કાઢે છે. મંત્રોચ્ચાટને—મંત્રવડે કરેલા ઉચ્ચાટનથી. ૪૨ વિકળતા—ખોડ—ખામી. ૪૩ વિહીન—વિનાનો ૪૭ આપ્ત—સગાં વાહાલાં.

માર્કંડેય કે' મુનિ ! પછે દાનવ, કે' વિચાર કરતા નૃપને ત્યાંય રે;
નમ્ર થઇ પ્રણામ કરી તે, નવ વધો મનમાંય રે. ૪૮
મોટેથી બોલ્યો રાય શું તે, કરો આજ્ઞા નરદેવ રે;
દેશે તમારે વસી રહ્યો હું, પાળું આજ્ઞા તતએવ રે. ૪૯
રાજા કહે કહ્યું નિશાચર તેં, અમો બદલી નાખું સ્વભાવ રે;
તો કરવું પડ્યું છે જેહ માટે, કૃત્ય અમારે સાવ રે. ૫૦
તે સાંભળી કરચ સાંચ તેનાં, કહું તુજને સર્વ રે;
આ બ્રાહ્મણીનો અતિ દુષ્ટ છે, સ્વભાવ ને વળી ગર્વ રે. ૫૧
અસુર ભક્ષી જા તું તેને, એટલે એ થશે વિનયવાળી રે;
દુષ્ટ સ્વભાવ ટળતાં નારી એ, સદ્ગુણ ગ્રેંશે સંભાળી રે. ૫૨
વળી કૃત્ય બીજું એક કરજે, એ નારી જેની છે સહી રે;
તેને ઘેર એને મૂકી આવ તું, એ વિણ નથી બીજું કંઇ રે. ૫૩
એ ઉભય કાર્ય કરે જો તું, તો તેં કર્યું મારૂં કામ રે;
હું માની લઉં અર્ઘ્યપાદ્ય એથી, મનવાંચ્છિત સહુ મહાનામ રે. ૫૪
માર્કંડેય કહે પછી રાય આજ્ઞા, સુણી એવી અસુર રે;
સ્વમાયાએ કરી સંચર્યો તે, નારી શરીરે ભરપૂર રે. ૫૫
અંગ માંહે ઉમંગથી રહી, સ્વશક્તિ કરી પ્રકાશ રે;
દુષ્ટસ્વભાવને ભક્ષવા તે, લાગિયો જઇ પાસ રે. ૫૬
એ રીતે તે દ્વિજસ્ત્રીનું અતિ ક્રૂર દુષ્ટાચરણ રે;
છૂટિયું દાનવ ભક્ષ્યાથકી જવ, તવ તે વદવા લાગી વર્ણ રે. ૫૭
બ્રાહ્મણી કે' અહો મહાત્મા, મારા સ્વામીકેરી સાથ રે;
મારા દુર્દૈવે વિયોગ કરિયો, છે તેનું કારણ દાનવનાથ રે. ૫૮
કિંતુ તેનાં દૈત્યનો નથી, દોષ કંઇ નિર્વાણ રે;

૫૭ વર્ણ—અક્ષર. અર્થાત્ વાણી.

ત્યમ મારા મહાત્મા સ્વામીકેરો, કંઇ દોષ નથી પ્રમાણ રે. ૫૯
એ અપરાધ મારો છે સહી, તેનું કારણ કહું રાજન રે;
કર્યાં કર્મ તો ભોગવ્યે છૂટે, છે એવું શાસ્ત્રનું વચન રે. ૬૦
કોઇ જનમે કોઇને મેં, પાડ્યો હશે વિયોગ રે;
તેનું ફળ મને મળ્યું અહિંયાં, જદા સાંપ્યો જોગ રે. ૬૧
એમ છે તો મહાત્મા સ્વામીનો, નથી કાંઇ વાંક રે;
નિર્મ્યું કરે સુરઅસુર સર્વે, બાકી બિચારા તે રાંક રે. ૬૨
રાક્ષસ કહે હે ભૂપતે, આપની આજ્ઞા માની રે;
આ સ્ત્રીને એના સ્વામી સાથે, હું મેળવું આ વારી રે. ૬૩
હું દ્વિજને ઘેર જઇ મૂકીશ, વળી કંઇ આજ્ઞા કરો નૃપાળ રે;
અમો રાંક રૈયત છું તમારી, અહીં પધાર્યા દયા કરી દયાળ રે. ૬૪
રાજા કહે હે વીર તેં જે, કર્યું મારૂં કામ રે;
તેણે સર્વ કારજ સર્યાં સમજી, છું ધન્ય અસુર તું મહાનામ રે. ૬૫
કદા મુજને પડે કારજ, તદા તું આવજે મુજ પાસ રે;
એટલું પ્રિય મારૂં જો કરે તો, તેં પૂરી મારી આશ રે. ૬૬
ઠીક મહાનૃપ! એમ કહી તે, રાક્ષસ કરતો શું ય રે;
દુષ્ટસ્વભાવ જાતાં શુદ્ધ સતી, તેને દ્વિજગૃહ લેઇ ગયો કહું હું ય રે. ૬૭
જઇ સોંપી સ્વામીને સતી, વળી કર્યા દંડ પ્રણામ રે;
ઘરધણિયાણી હોયે કર્કશા તો, કરો પુરાણીજન આમ રે. ૬૮
તમારી દયિતા દૈત્યને દઇ, સુધરાવી લેજો સાર રે;
તો સુશર્માસમ સુખી થાશો, હું શપથ લઇ કહું આ વાર રે. ૬૯
દુષ્ટાતણો દુઃસ્વભાવ જે રીત, દાનવ કાઢ્યો જાણ રે;
કોઇ અસુર મળે પુરાણીને તો, કરે સદગુણી સુજાણ રે. ૭૦

---

૬૨ નિર્મ્યું—(વિધાતાએ).

ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, ઔત્તમ મન્વંતરે નિર્વાણ રે;
અહીં સપ્તતિતમોધ્યાય પૂરણ, હવો પ્રયાસે પ્રમાણ રે. ૭૧

વલણ.

હવો પ્રયાસે પ્રમાણ અધ્યાં, કરવી ઉતાવળ પુરાણી કાજ રે;
હરિગુણગણ ગાતાં શ્રમ નવ લાગે, વળી સેવતાં દ્વિજરાજ રે. ૭૨

## કડવું ૧૩૬ મું.

### રાગ નટની દેશી.

માર્કંડેય કહે સુણ્ય દ્વિજરાજ, કહું કથા હું તારે કાજ;
તે સ્ત્રીને તેના ધણીને ઘેર, મોકલાવી કરી રાજાએ મે'ર. ૧
નિઃશ્વાસ નાખી વિચારવા લાગ્યો, રે નારી વિણ મેં સુપથ ત્યાગ્યો;
શું કરવાથી કે'વાય રૂડું, ભવિષ્યે લાગ્યું જાય ક્યમ ભુંડું? ૨
અરે પેલા ઉદારમતિના મુનિએ, અવગણ્યો અર્ઘ્ય આપવા ગુણીએ;
તેમ પેલા દ્વિજને ઉદ્દેશી દાનવે, વૈકલ્ય દોષ મૂક્યો મારામાં હવે. ૩
રે રે મારે કરવું હવે શુંય, રે પત્ની ત્યાગીને બેઠો છું હુંય;
એમ અમુઝાય ઘણો મનમાંય, એવે એક વિચાર સૂઝતો ત્યાંય. ૪
પૂછું જ્ઞાનચક્ષુવાળાને જઇ, જે મુને મળિયા મહામુનિ સહી;
એમ વિચારી ભૂપાળ, રથારૂઢ થયો તત્કાળ. ૫
ગયો તે ત્રિકાળદર્શી પાસે, ધારે રખે મહર્ષિ હુંથી ત્રાસે;
એમ વિચાર કરતો તેહ, ઉતર્યો રથમાંથી કરી સંદેહ. ૬
ગયો તેમની પાસે ચાલી, કરી નમસ્કાર ને પીડા ટાળી;
પછે તે કે'વા લાગ્યો ત્યાંય, તેને થયો રાક્ષસસમાગમ જ્યાંય. ૭

૨ સુપથ—સારોમાર્ગ. ૩ વૈકલ્ય—વિકળતા—ખામી (યજ્ઞાદિક કર્મની).

બ્રાહ્મણીને શોધી કાઢી જેહ, દુષ્ટ સ્વભાવ નાશ કે' તો ત્યાં તેહ;
મોકલી તેને તેના સ્વામીગેહ, વળી સ્વાગમનું પ્રયોજન જેહ. ૮
તે સર્વ કહ્યું યથાવિધિ, વળી નમ્યો નૃપ જોઇ મહાનિધિ;
મહર્ષિ કહે અહો નરપતે, તમે કહ્યું તે જાણ્યું જ્ઞાનવંતે. ૯
તમ આગમ જાણ્યું મેં પે'લું, સૌ ઇષ્ટકૃપાએ સમજીએ વે'લું;
હે નૃપ ઉદ્વેગ કરોછો તમે, મારે શું કરવું કહી મન ભમે. ૧૦
તમારે શું કરવું તે કહું હુંય, જો સમજી બેઠા છો શુંયનું શુંય;
નરને ધર્માર્થ અને કામ, તેનું પ્રબળ કારણ છે નૃપ વામ. ૧૧
જેણે કર્યો રામાકેરો ત્યાગ, તેણે બહુધા ધર્મ ત્યાગ્યો મહાભાગ;
એમ જાણવું નિઃસંદેહ, વળી કહું બીજું સાંભળ્ય જેહ. ૧૨
હોય સ્ત્રીવિહીન નર જેહ, દ્વિજ ક્ષત્રી વૈશ્ય કે શૂદ્ર દેહ;
વા હોય ગમે તે જાણ, (કિંતુ તે) સ્વકર્મ કરવા ન થાય પ્રમાણ. ૧૩
તમે કર્યો સ્ત્રીનો ત્યાગ, તમે વારૂ કર્યું નહિ મહાભાગ;
જ્યમ સ્ત્રીઓને પોતાનો સ્વામી, તજવા યોગ્ય નથી મહાનામી. ૧૪
ત્યમ નરને નારી નિર્વાણ, તજવા યોગ્ય નથી સુજાણ;
રાજા કહે અહો મહારાજ, શું કરૂં કથળ્યું મારૂં કાજ. ૧૫
એ મારા કર્મનું ફળ થયું ઉદે, ક્રોધે કૂડું કર્મ કરાવ્યું મા'મુદે;
હું હતો મારી પત્નીને અનુકૂળ, મહામુનિ તે હતી મુને પ્રતિકૂળ. ૧૬
તદા મારે કરવો પડ્યો તેનો ત્યાગ, એ સર્વ સત્ય કહ્યું મહાભાગ;
હે ભગવન્ તેના વિયોગથકી જાણ, કરી મહાપીડાનું અનુમાન. ૧૭
મનમાં ભય પામી મુનિદેવ, તેણે જે કહ્યું તે તતખેવ;
મેં અંતર બળતા છતાં પાળ્યું સર્વ, મુનિ ગોરી કાજે ગાળ્યો મેં ગર્વ. ૧૮
જ્યારે સહન થયું નવ જાતે, ગોરી થઇ વાંકી સર્વે વાતે;
ત્યારે મેં કાઢી વનમાં તેને, ક્યાં ગઇ હશે તે જાણું ન જેને. ૧૯
સિંહ વ્યાઘ્ર કે રાક્ષસ કોઇ, ભક્ષી ગયો હશે વરાંગી જોઇ;

---

૮ સ્વાગમનું—પોતાને આવવાનું.

કે કોઇ હરી ગયો હશે જાણ, તો તે સુખી થાશે નવ પ્રમાણ. ૨૦
મુનિ કહે અહો મહામતિ, સિંહ વ્યાઘ્ર રાક્ષસની કોણ ગતિ;
કે તારી નારીને ભક્ષે જેહ, નથી કોઇએ ભક્ષી નિઃસંદેહ. ૨૧
કિંતુ કલંક વિહોણી તે નાર, અધુના છે રસાતળે નિરધાર;
રાજા કહે અહો ભૂદેવ, કથા સાંડી કહો તતખેવ. ૨૨
એને કોણ રસાતળે લેઇ ગયું, અંગ નિષ્કલંક એનું કયમ રહ્યું;
આશ્ચર્યકર્તા વાત છે એહ, માટે મુને યથાર્થ કહો તેહ. ૨૩
ઋષિ કહે પાતાળ મોઝાર, કપોતક નામે નાગ વસે નિર્ધાર;
તે મહાપ્રખ્યાત નાગનો રાજા, જેની માને નાગલોક સહુ માઝા. ૨૪
તેણે ગાઢ જંગલમાં તારી નારી, ભમતી જોઇ સ્વરૂપા ભારી;
તે અતિરૂપવતી હતી તેથી, નાગ અનુરાગ પામ્યો નૃપ જેથી. ૨૫
જાણી લીધી બીના તેની પૂછી, કરી શાંત આંખનાં આંસુ લૂછી;
પછે તેને લેઇ ગયો રસાતળમાં, એમ ગઇ વનિતા ઉતરી વળમાં. ૨૬
તે કપોતકને નંદા નામે પુત્રી, જે ગુણવતી હતી અતિ સૂત્રી;
તેની માતા હતી મતિવતી, કપોતક સ્ત્રી મનોરમા સતી. ૨૭
જદા જોઇ નંદાએ તારી નારી, તદા તેણે વિચારી મતિ ભારી;
અતિ રૂપવતી જોઇ તેને, કુતૂહલ પ્રગટ્યું મન એને. ૨૮
આ થશે શોક્ય મારી માતાની, હશે પુત્રી કો પ્રખ્યાતાની;
તેણે તેને તેથી ઘરમાં સંતાડી, પછે વાત વિસારે સર્વને પાડી. ૨૯
પણ નાગરાજને લાગ્યો મોહ, જયમ ખેંચે ચમકપાંણ તો લોહ;
તેણે નંદા પાસે માગી તે નારી, વારંવાર સંભારી સારી. ૩૦
પણ નંદા પ્રતિઉત્તર નવ આપે, તેથી કપોતકનું કાળજું કાપે;
જદાં યત્ન કર્યે બોલી નવ સુતા, જેના મને વિચાર બીજા હુતા. ૩૧

---

૨૦ વરાંગી—સુંદર અંગવાળી. ૨૫ અનુરાગ—પ્રીતિ.

બ્રાહ્મણીને શોધી કાઢી જેહ, દુષ્ટ સ્વભાવ નાશ કે'તો ત્યાં તેહ;
મોકલી તેને તેના સ્વામીગેહ, વળી સ્વાગમનું પ્રયોજન જેહ. ૮
તે સર્વે કહ્યું યથાવિધિ, વળી નમ્યો નૃપ જોઇ મહાનિધિ;
મહર્ષિ કહે અહો નરપતે, તમે કહ્યું તે જાણ્યું જ્ઞાનવતે. ૯
તમ આગમ જાણ્યું મેં પે'લું, સૌ ઇષ્ટકૃપાએ સમજ્યો વે'લું;
હે નૃપ ઉદ્વેગ કરોછો તમે, મારે શું કરવું કહી મન ભમે. ૧૦
તમારે શું કરવું તે કહું હુંય, જો સમજી બેઠા છો શુંયનું શુંય;
નરને ધર્માર્થ અને કામ, તેનું પ્રબળ કારણ છે નૃપ વામ. ૧૧
જેણે કર્યો રામાકેરો ત્યાગ, તેણે બહુધા ધર્મ ત્યાગ્યો મહાભાગ;
એમ જાણવું નિઃસંદેહ, વળી કહું બીજું સાંભળ્ય જેહ. ૧૨
હોય સ્ત્રીવિહીન નર જેહ, દ્વિજ ક્ષત્રી વૈશ્ય કે શૂદ્ર દેહ;
વા હોય ગમે તે જાણ, (કિંતુ તે) સ્વકર્મ કરવા ન થાય પ્રમાણ. ૧૩
તમે કર્યો સ્ત્રીનો ત્યાગ, તમે વારૂ કર્યું નહિ મહાભાગ;
જ્યમ સ્ત્રીઓને પોતાનો સ્વામી, તજવા યોગ્ય નથી મહાનામી. ૧૪
ત્યમ નરને નારી નિર્વાણ, તજવા યોગ્ય નથી સુજાણ;
રાજા કહે અહો મહારાજ, શું કરૂં કથળ્યું મારૂં કાજ. ૧૫
એ મારા કર્મનું ફળ થયું ઉદે, ક્રોધે કૂડું કર્મ કરાવ્યું મા'સુદે;
હું હતો મારી પત્નીને અનુકૂળ, મહામુનિ તે હતી મુને પ્રતિકૂળ. ૧૬
તદા મારે કરવો પડ્યો તેનો ત્યાગ, એ સર્વ સત્ય કહ્યું મહાભાગ;
હે ભગવન્ તેના વિયોગથકી જાણ, કરી મહાપીડાનું અનુમાન. ૧૭
મનમાં ભય પામી મુનિદેવ, તેણે જે કહ્યું તે તતખેવ;
મેં અંતર બળતા છતાં પાળ્યું સર્વ, મુનિ ગોરી કાજે ગાળ્યો મેં ગર્વ. ૧૮
જ્યારે સહન થયું નવ જાતે, ગોરી થઇ વાંકી સર્વે વાતે;
ત્યારે મેં કાઢી વનમાં તેને, ક્યાં ગઇ હશે તે જાણું ન જેને. ૧૯
સિંહ વ્યાઘ્ર કે રાક્ષસ કોઇ, ભક્ષી ગયો હશે વરાંગી જોઇ;

---

૮ સ્વાગમનું—પોતાને આવવાનું.

કે કોઇ હરી ગયો હશે જાણ, તો તે સુખી થાશે નવ પ્રમાણ. ૨૦
મુનિ કહે અહો મહામતિ, સિંહ વ્યાઘ્ર રાક્ષસની કોણ ગતિ;
કે તારી નારીને ભક્ષે જેહ, નથી કોઇએ ભક્ષી નિઃસંદેહ ૨૧
કિંતુ કલંક વિહોણી તે નાર, અધુના છે રસાતળે નિરધાર;
રાજા કહે અહો ભૂદેવ, કથા માંડી કહો તતખેવ. ૨૨
એને કોણ રસાતળે લેઇ ગયું, અંગ નિષ્કલંક એનું કયમ રહ્યું;
આશ્ચર્યકર્તા વાત છે એહ, માટે મુને યથાર્થ કહો તેહ. ૨૩
ઋષિ કહે પાતાળ મોઝાર, કપોતક નામે નાગ વસે નિર્ધાર;
તે મહાપ્રખ્યાત નાગનો રાજા, જેની માને નાગલોક સહુ માઝા. ૨૪
તેણે ગાઢ જંગલમાં તારી નારી, ભમતી જોઇ સ્વરૂપા ભારી;
તે અતિરૂપવતી હતી તેથી, નાગ અનુરાગ પામ્યો નૃપ જેથી. ૨૫
જાણી લીધી બીના તેની પૂછી, કરી શાંત આંખનાં આંસુ લૂછી;
પછે તેને લેઇ ગયો રસાતળમાં, એમ ગઇ વનિતા ઉતરી વળમાં. ૨૬
તે કપોતકને નંદા નામે પુત્રી, જે ગુણવતી હતી અતિ સૂત્રી;
તેની માતા હતી મતિવતી, કપોતક સ્ત્રી મનોરમા સતી. ૨૭
જદા જોઇ નંદાએ તારી નારી, તદા તેણે વિચારી મતિ ભારી;
અતિ રૂપવતી જોઇ તેને, કુતૂહલ પ્રગટ્યું મન એને. ૨૮
આ થશે શોક્ય મારી માતાની, હશે પુત્રી કો પ્રખ્યાતાની;
તેણે તેને તેથી ઘરમાં સંતાડી, પછે વાત વિસારે સર્વને પાડી. ૨૯
પણ નાગરાજ ને લાગ્યો મોહ, જયમ ખેંચે ચમકપાંણ તો લોહ;
તેણે નંદા પાસે માગી તે નારી, વારંવાર સંભારી સારી. ૩૦
પણ નંદા પ્રતિઉત્તર નવ આપે, તેથી કપોતકનું કાળજું કાપે;
જદા યત્ન કર્યે બોલી નવ સુતા, જેના મને વિચાર બીજા હુતા. ૩૧

---

૨૦ વરાંગી—સુંદર અંગવાળી. ૨૫ અનુરાગ—પ્રીતિ.

એવું જોઈ કોપ્યો નાગરાજ, જોયું કરાવ્યું કન્યાનું કાજ;
બાપે સુતાને દીધો શાપ, તું મુગી થઈ ભોગવ્ય સંતાપ. ૩૨
એ રીતે નાગકન્યા તેહ, તારી નારી નાગ લેઇ ગયો ગેહ;
તે સર્વ રસાતળે રહ્યાં, કૃત્ય જેવાં થયાં તેવાં કહ્યાં. ૩૩
માર્કંડેય કહે સુણી નૃપ તેહ, પરમ હર્ષ પામ્યો રવદેહ;
પછે પૂછવા લાગ્યો જાતે, મુનિ કહો સહુ રીતે વાતે. ૩૪
સ્ત્રીપ્રતિ સ્વદુર્ભાગ્યનું કારણ, વદો હે મુનિ ભવતારણ;
નૃપ કે' સાંભળો ભૂદેવ, કરે સર્વજન પ્રીતિએ મારી સેવ. ૩૫
તેમ છતાં મારી પોતાની નારી, કયમ રહી એ પ્રીતિ મુજપર ધારી;
હે મહામુને નારી મુને વા'લી, હતી પ્રાણપ્રિય અતિશે બાળી. ૩૬
એમ છતાં કહો મુનિદેવ, કયમ દુષ્ટ સ્વભાવવાળી એવ;
તેનું કારણ હશે કાંઈ, જે ન આવે મારા મન માંહી. ૩૭
ઋષિ કહે સાંભળ્ય નરદેવ, કર્યું સ્ત્રીપાણિગ્રહણ તેં એવ;
તદા સૂર્ય મંગળ શનિની જાણ, તારા પર દૃષ્ટિ હતી પ્રમાણ. ૩૮
વળી શુક્ર બૃહસ્પતિકેરી દૃષ્ટિ, તારી પત્ની ઉપર હતી કષ્ટી;
તારી મૂર્ત્તિ મધ્યે હતો ચંદ્ર, હતો તેની મૂર્ત્તિએ બુધ મહામંદ્ર. ૩૯
એ ઉભય પરસ્પર પ્રતિપક્ષી, તેથી તું ને એ ફળ આપ્યું લક્ષી;
એવું છે માટે જા તું નૃપાળ, તું ધર્મે પૃથ્વી પાળ ભૂપાળ. ૪૦
તું કરય ધર્મ ક્રિયાઓ સ્ત્રીસહિત, કામિની વિણ થાયે કર્મ રહિત;
માર્કંડેય કે' સુણી મુનિ વેણ, ઉત્તમ રથારૂઢ થયો દુઃખદેણ. ૪૧
પછે તેણે કર્યો મુનિને પ્રણામ, ત્યાંથી સ્વનગરે ગયો સુજાણ;
સૂર્ય મંગળ ને બૃહસ્પતિ, શુક્ર વક્રગતિનો અતિ. ૪૨

---

૩૫ સ્ત્રી પ્રતિ ઈ૦—પોતાની સ્ત્રી પ્રતિ પોતે દુર્ભાગી કેમ રહ્યો. અર્થાત્ પોતે સ્ત્રીને અનુકૂળ છતાં તે સ્ત્રી એને કેમ સુખઆપતી નહોતી? ૩૯ મંદ્ર—ગંભિર.

મૂર્ત્તિમાન્ ચંદ્ર ને બુધ, સર્વે લેતા પુરાણીપત્નીની શુદ્ધ;
તેથી કર્કશા થાતી તેહ, ગોમુખવ્યાઘ્ર થાય પુરાણી જેહ. ૪૩
સ્ત્રીજિત જાણી થાય સર્વ, જેણે વાંચ્યાં માન્યાં પુરાણનાં પર્વ;
ન હોય તેને સ્વગોરીવેણે ગર્વ, વસે સદા ધાણીઆણીવચને ધ્રુવ. ૪૪
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણ, ઔત્તમ મન્વંતર પ્રમાણ;
થયો એકસપ્તતિતમોધ્યાય, યથામતિએ દ્વિજજન ગાય. ૪૫

વલણ.

યથામતિએ ગાય દ્વિજજન, હર્ષ ઉત્કર્ષ આણી મને રે;
પુર આણી પુરાણી જાણી, વૃદ્ધ દ્વિજ જાયે કને રે. ૪૬

## કડવું ૧૩૭ મું.

### રાગ ધનાશ્રી.

માર્કંડેય કે' સુણ્ય ક્રૌષ્ટુકિ તું ય જી, કહું ઉત્તમ કથા વિસ્તારી હું ય જી;
રાજા આવ્યો સ્વનગર મોઝારજી, દીઠી સમ્યકાચારવતી દ્વિજનાર જી. ૧

ઢાળ.

દ્વિજનાર દીઠી પતિવ્રતા નૃપ, હર્ષયુક્ત દીઠો વિપ્ર;
રાયઆગમ સાંભળી દ્વિજ, મળવા આવ્યો ક્ષિપ્ર. ૨
બ્રાહ્મણ કહે હો ભૂપતિ, છો તમે મહાશ્રેષ્ઠ નૃપાળ;
છો ધર્મજ્ઞ ધરણીપતિ તમે, મમ ગઈ પત્ની આણી તત્કાળ. ૩
તે કાર્ય મારૂં કરી કૃતારથ, કર્યો મુજને ભૂપ;
રક્ષણ થયું એથી ધર્મનું, ધન્ય મહારૂપ અનુપ. ૪

---

૪૩ કર્કશા—કઠોર સ્ત્રી. ગોમુખવ્યાઘ્ર—અર્થાત્ દેખાઇતા વિનયવાળા પણ હૃદયમાં ક્રૂર. ૪૬ વૃદ્ધદ્વિજ—પ્રેમાનંદ.

રાજા કહે હે વિપ્ર તું તો, સ્વધર્મ પાળે પૂર;
કરી તેં તેવડે કૃતાર્થ કાયા, પણ મુને દુઃખ અતિ ભૂસુર. ૫
મારે ઘરૂણી ગેહમાં નથી, જે ત્યાગી વન મોઝાર;
છે એ દુઃખ મુજને અતિ ઘણું, વળી અધર્મ થાય અપાર. ૬
દ્વિજ કહે નરેંદ્ર તેને, હિંસ્ર પશુએ હણી હોય;
તો હવે આશા શે કરે તું, વા જંગલમાં જઇ જોય. ૭
કયા કારણમાટે તમે નૃપ, નવ કરો બીજી કામિની;
ક્રોધવશ થઇ ધર્મરક્ષણ, તજ્યું ત્યાગી ભામિની. ૮
રાજા કહે મારી પત્નીને, હિંસકપશુએ નથી હણી;
પણ નિષ્કલંકચરિત્ર વાળી તે, હજી જીવે છે દ્વિજમણિ! ૯
પણ તે કયી પેરે મળે મુજને, તેહ શોચ્યા હું કરૂં;
બ્રાહ્મણ કહે નૃપ સાંભળો, હું વેણ વારૂ ઉચરૂં. ૧૦
જો વામા વ્યભિચારવિહીન જીવે, તો દુઃખ ધરો કેમ આવડું;
પત્નિની પાખે જીવતર તમારૂં, કાઢવું એ શું વડું ? ૧૧
રાજા કહે હે વિપ્ર તેને, કદા આણીશ હુંય;
તોય નિરંતર આડી ચાલશે તે, વળી હું કષ્ટ પામીશ શુંય. ૧૨
એ દુઃખ ઉપજે મને દિલમાં, તેથી ડરૂં છું અપાર;
જો સ્વામિનીથી સુખ ન થાયે, તો ભલે નષ્ટ થાઉં આ વાર. ૧૩
તેનો પ્રેમ નથી મુજ ઉપર, માટે તમો કરો કાંઇ ઉપાય;
જેથી વનિતા વશ થાય મુજને, મુજપર ધરે પ્રેમ દ્વિજરાય. ૧૪
દ્વિજ કહે રાજા સુણો, તમ પ્રસન્નતા માટ;
વળી કૃળ મળવા તેહને નૃપ, વળી મિત્ર ઇચ્છનાર કરતા ઘાટ. ૧૫
તે મિત્રવિંદા માટે કરો, જે ઇષ્ટિ કરે એવા સર્વ;

---

૮ ક્રોધ ઇ૦— ક્રોધવશ થઇ ભામિનીને ત્યાગીને ( તેથી ) ધર્મનું રક્ષણ પણ તજવું, એનું શું કારણ છે?

તે હું કરી જાણું છું સહી, તે છે મહામોટું પર્વ. ૧૬
જેમનાં મન એકમેકમાં, નૃપ થયાં હોય ઉદાસ;
તેમને પુનઃ પ્રીતિ સંપાદનારી, છે એ ઇષ્ટિ મોટી પ્રકાશ. ૧૭
સ્ત્રી પુરૂષ વચ્ચે સ્નેહ એ, ઉપજાવનારી જાણ;
તે તમારે અર્થે કરૂં હું, આજ નૃપ પ્રમાણ. ૧૮
સમ્યક્ ભ્રૂકુટિવાળી કામિની, જે તમારી કે'વાય;
તે જ્યાં હોય ત્યાંથી તેડી લાવો, સહુ રૂડું થશે હે રાય. ૧૯
અહો મહીપતિ તે માનિની, જોશે પૂરણ પ્રેમે આપ;
અધુના પ્રગટ્યો મનમાં તે, નૃપ ટળશે સંતાપ. ૨૦
માર્કંડેય કહે એમ સાંભળીને, રાયે યજ્ઞસાહિત્ય મંગાવિયું;
તે આવ્યા પૂઠે તે દ્વિજને મન, ઇષ્ટિ કરવાનું અતિ ભાવિયું. ૨૧
રાયને રામા પ્રાપ્ત કરવા, તેણે પુનઃ મખ તો કર્યા;
એમ સપ્ત વાર એનું એ કર્યું, તેના નિયમ રતિ નવ પરહર્યા. ૨૨
પછે જ્યારે દ્વિજને મન, આવ્યું એમ નિર્વાણ;
કે હવે રાજપત્ની સ્વામી પ્રતિ, થઇ પ્રેમાળ અતિ પ્રમાણ. ૨૩
તદા તેણે રાયને કહ્યું, અહો શ્રેષ્ઠ નરદેવ;
જે તમને અતિપ્રિય પત્ની છે, તેને અહીં તેડો તતખેવ. ૨૪
તમે ભોગ ભોગવો ભામિનીશું, કરો આદરેથી યજ્ઞ;
સર્વે પ્રકારે હવાં રાજા, રહેશે મન તમારૂં મગ્ન. ૨૫
માર્કંડેય કહે સુણી દ્વિજવચન, આશ્ચર્ય પામ્યો રાય;
પછે શ્રદ્ધા ધરી અતિ મનમાં, ત્યાં શું કરતો મહાકાય. ૨૬
સત્ય પ્રતિજ્ઞાવાળો અને, મહાપરાક્રમી દાનવ જેહ;
જેણે દ્વિજપત્ની ઠીક કરી તે, નૃપે તેડિયો નિઃસંદેહ. ૨૭

---

૧૬ મિત્રવિંદા ઇ૦—મિત્રને મેળવી આપનાર. ઇષ્ટિ—યજ્ઞ.

રાજા કહે હે વિપ્ર તું તો, સ્વધર્મ પાળે પૂર;
કરી તેં તેવડે કૃતાર્થ કાયા, પણ મુને દુઃખ અતિ ભૂસુર. ૫
મારે ઘરણી ગેહમાં નથી, જે ત્યાગી વન મોઝાર;
છે એ દુઃખ મુજને અતિ ઘણું, વળી અધર્મ થાય અપાર. ૬
દ્વિજ કહે નરેંદ્ર તેને, હિંસ્ર પશુએ હણી હોય;
તો હવે આશા શે કરે તું, વા જંગલમાં જઇ જોય. ૭
કયા કારણમાટે તમે નૃપ, નવ કરો બીજી કામિની;
ક્રોધવશ થઇ ધર્મરક્ષણ, તજ્યું ત્યાગી ભામિની. ૮
રાજા કહે મારો પત્નીને, હિંસકપશુએ નથી હણી;
પણ નિષ્કલંકચરિત્ર વાળી તે, હજી જીવે છે દ્વિજમણિ! ૯
પણ તે કયી પેરે મળે મુજને, તેહ શોચ્યા હું કરૂં;
બ્રાહ્મણ કહે નૃપ સાંભળો, હું વેણ વારૂ ઉચરૂં. ૧૦
જો વામા વ્યભિચારવિહીન જીવે, તો દુઃખ ધરો કયમ આવડું;
પત્નિની પાખે જીવતર તમારૂં, કાઢવું એ શું વડું ? ૧૧
રાજા કહે હે વિપ્ર તેને, કદા આણીશ હુંય;
તોય નિરંતર આડી ચાલશે તે, વળી હું કષ્ટ પામીશ શુંય. ૧૨
એ દુઃખ ઉપજે મને દિલમાં, તેથી ડરૂં છું અપાર;
જો સ્વામિનીથી સુખ ન થાયે, તો ભલે નષ્ટ થાઉં આ વાર. ૧૩
તેનો પ્રેમ નથી મુજ ઉપર, માટે તમો કરો કાંઇ ઉપાય;
જેથી વનિતા વશ થાય મુજને, મુજપર ધરે પ્રેમ દ્વિજરાય. ૧૪
દ્વિજ કહે રાજા સુણો, તમ પ્રસન્નતા માટ;
વળી ફળ મળવા તેહને નૃપ, વળી મિત્ર ઇચ્છનાર કરતા ઘાટ. ૧૫
તે મિત્રવિંદા માટે કરો, જે ઇષ્ટિ કરે એવા સર્વ;

---

૮ ક્રોધ ઇ૦— ક્રોધવશ થઇ ભામિનીને ત્યાગીને ( તેથી ) ધર્મનું રક્ષણ પણ તજ્યું, એનું શું કારણ છે?

તે હું ફરી જાણું છું સહી, તે છે મહામોટું પર્વ. ૧૬
જેમનાં મન એકમેકમાં, નૃપ થયાં હોય ઉદાસ;
તેમને પુનઃ પ્રીતિ સંપાદનારી, છે એ ઇષ્ટિ મોટી પ્રકાશ. ૧૭
સ્ત્રી પુરૂષ વચ્ચે સ્નેહ એ, ઉપજાવનારી જાણ;
તે તમારે અર્થે કરૂં હું, આજ નૃપ પ્રમાણ. ૧૮
સમ્યક્ ભ્રૂકુટિવાળી કામિની, જે તમારી કે'વાય;
તે જ્યાં હોય ત્યાંથી તેડી લાવો, સહુ રૂડું થશે હે રાય. ૧૯
અહો મહીપતિ તે માનિની, જોશે પૂરણ પ્રેમે આપ;
અધુના પ્રગટ્યો મનમાં તે, નૃપ ટળશે સંતાપ. ૨૦
માર્કંડેય કહે એમ સાંભળીને, રાયે યજ્ઞસાહિત્ય મંગાવિયું;
તે આવ્યા પૂઠે તે દ્વિજને મન, ઇષ્ટિ કરવાનું અતિ ભાવિયું. ૨૧
રાયને રામા પ્રાપ્ત કરવા, તેણે પુનઃ મખ તો કર્યા;
એમ સપ્ત વાર એનું એ કર્યું, તેના નિયમ રતિ નવ પરહર્યા. ૨૨
પછે જ્યારે દ્વિજને મન, આવ્યું એમ નિર્વાણ;
કે હવે રાજપત્ની સ્વામી પ્રતિ, થઇ પ્રેમાળ અતિ પ્રમાણ. ૨૩
તદા તેણે રાયને કહ્યું, અહો શ્રેષ્ઠ નરદેવ;
જે તમને અતિપ્રિય પત્ની છે, તેને અહીં તેડો તતખેવ. ૨૪
તમે ભોગ ભોગવો ભામિનીશું, કરો આદરેથી યજ્ઞ;
સર્વ પ્રકારે હવાં રાજા, રહેશે મન તમારૂં મગ્ન. ૨૫
માર્કંડેય કહે સુણી દ્વિજવચન, આશ્ચર્ય પામ્યો રાય;
પછે શ્રદ્ધા ધરી અતિ મનમાં, ત્યાં શું કરતો મહાકાય. ૨૬
સત્ય પ્રતિજ્ઞાવાળો અને, મહાપરાક્રમી દાનવ જેહ;
જેણે દ્વિજપત્ની ઠીક કરી તે, નૃપે તેડિયો નિઃસંદેહ. ૨૭

---

૧૬ મિત્રવિંદા ઇ૦—મિત્રને મેળવી આપનાર. ઇષ્ટિ—યજ્ઞ.

હે ગાલવમુને સંભારતામાં, તે તત્કાળ આવ્યો ત્યાંય;
પૃથ્વીપતિને પ્રણામ કરીને, વંદ્યો મુને એમ તેડ્યો આંય. ૨૮
અવનિપતિ આજ્ઞા કરો, મુને સોંપાએ કંઇ કામ;
તદા રાયે સર્વ વૃતાંત માંડી, કહ્યું વિસ્તારથી તે કામ. ૨૯
તે સુણી રાક્ષસ રસાતળ જઇ, રાજપત્ની લેઇ આવ્યો;
નાગલોકથી આવેલી તેને, પતિપ્રેમ મનમાં ભાવ્યો. ૩૦
પ્રેમદૃષ્ટિએ જોઈ પૂરણ, વારંવાર પામી હર્ષ;
બોલવા લાગી નારી નૃપશુ, કરી પ્રિય શબ્દનો સ્પર્શ. ૩૧
હે પતિ થાઓ પ્રસન્ન મુજપર, હું સદા તમારી નાર;
તમ વિયોગ પતિ પ્રાણ મારા, જાતાં રહ્યા નિર્ધાર. ૩૨
એથી એકાએક તે નૃપ, ભુજ ભરી ભેટ્યો ભામિની;
અહો પ્રિયા હું પ્રસન્ન સદા છું, તું થા પ્રસન્ન મુજપર કામિની. ૩૩
તું શું ફરી સતી એમ વદે છે! તવ રાજપત્ની ઉચરી;
જો મન તમારૂં હોય મુજપર તો, કે પ્રસન્ન થયા હો દયા કરી. ૩૪
તો એક વસ્તુ માગું હું પતિ, તે આપિયે આ વાર;
તદા રાજા બોલિયો, હે ભીરૂ! ભામિની નિર્ધાર. ૩૫
તારે જે કંઇ મુજકને અભીષ્ટ હોયે, તે પદાર્થ માગ્ય તું જાણ્ય;
નિ:શંક થઇ નારી કહે તું, હું મનવાંચ્છિત દેઉં પ્રમાણ. ૩૬
અપ્રાપ્ય વસ્તુ આણી આપું, હું છું સદા તુજ સ્વાધીન;
એમ નમ્રતાએ નૃપ વદ્યો, થઇ પત્નીપ્રેમે લીન. ૩૭
પત્ની કહે મારે કાજે નૃપ, નાગરાજે નિર્ધાર;
પોતાની પુત્રી શાપી છે, જે મારી સખી છે અપાર. ૩૮
તું બોબડી થઇશ એવો, તેણે દીધો છે શાપ;
તેથી તે મૂગી થઇ રહી નૃપ, મુજકાજ વેઠે તાપ. ૩૯

---

૩૭ લીન—ગળી ગયેલો (પત્નીના પ્રેમથી).

મારા સ્નેહે કરી જો થાય તો, કંઈ કરો તેમાટ ઉપાય;
જો તેની બંધાયલી વાણી ઉઘડે તો, મુને અતિ સુખ થાય. ૪૦
નૃપ મમ મનોરથ સહુ પૂરિયા, હું એમ ધારૂં સત્ય;
એટલું કારજ કરો મારૂં, જો રીઝિયા પુરપત્ય. ૪૧
માર્કંડય કે' પછી તે રાજાએ, પૂછ્યું પેલા દ્વિજને જાણ;
નાગકન્યાની મૂકતા ટાળવા, કંઈ શાસ્ત્રે છે પ્રમાણ. ૪૨
ત્યારે તે દ્વિજે કહ્યું રાજાને, હું તારા વચનથી આજ;
ભારતીમખ કરૂં છું ભૂપત, થવા નાગકન્યાનું કાજ. ૪૩
એ મખે તે નાગકન્યાની, વાણી થાશે પ્રકાશ;
અનૃણી અવનિપતિ અબળા તારી, થાશે જાશે ત્રાસ. ૪૪
માર્કંડેય કહે પછે દ્વિજસત્તમે, કરી ભારતી ઇષ્ટિ તેને કાજ;
વળી એકાગ્ર થઈ સરસ્વતી સૂક્ત જપિયો, એક મને દ્વિજરાજ. ૪૫
આથી કરી નાગકન્યાની વાણી, થઈ ચાલતી જ્યમ નદી પૂર;
તે બોલતી જોઇ ગર્ગે કહ્યું નંદાને, આ દુષ્કર ઉપકાર કર્યો નૃપ શૂર. ૪૬
તારી સખીનો ભર્ત્તા ઉત્તમ, નામે નૃપવર જાણ;
તેણે તારૂં મૂગાપણું ટાળ્યું, હે નંદા નારી પ્રમાણ. ૪૭
એમ સાંભળી તત્કાળ નાગકન્યા, નંદા નામે જેહ;
શીઘ્ર ગતિએ રાયનગર આવી, ભેટી સ્વસખીને તેહ. ૪૮
પછે વારંવાર મંગળ વચને કરી, નૃપ સ્તુતિ કરી અપાર;
પછે આસન પર બેશી એમ બોલી, મધુર વચને નિર્ધાર. ૪૯
હે વીર તમે અધુના જે કીધો, મારા ઉપર ઉપકાર;
તેણે કરી મારૂં હૃદય ખેંચાયે, તેથી કરૂં હું મુખ ઉચ્ચાર. ૫૦
તે વેણ પર તમે લક્ષ રાખજો, અહો નરપતિ ગુણવાન;

---

૪૨ મૂકતા—મૂગાપણું. ૪૩ ભારતી મખ—સરસ્વતીયજ્ઞ. ૪૪ અનૃણી—દેવા વગરની ( ઉપકાર કરનારને પ્રત્યુપકાર કરવાથી ).

તમને મહાપરાક્રમી પુત્રથશે એક, જે ગનાશે અવનિતળ બળવાન. ૫૧
આ અવનિપર આણ તેની નહિ, ઉથાપે નૃપ કોય;
એવો સુત સત્વર થશે તુંને, તું સત્ય શાણા સમજ સોય. ૫૨
તે અર્થશાસ્ત્રનો તત્વવેત્તા થશે, થશે ધર્મ કર્મે તત્પર;
મન્વંતરનો અધિપતિ થશે તે, વળી થશે મતિમાન મનુવર. ૫૩
માર્કંડેય કહે ક્રૌષ્ટુકિ એ પેરે, વરદાન આપી નાગકન્યાય;
સ્વસખીને ભેટી ગઇ પાતાળે, વર સુણી મન રીઝ્યો અતિ રાય. ૫૪
પછે સ્વસ્ત્રી સાથે વિલાસ કરતાં, પ્રજારક્ષણ કરતાં જાણ્ય;
તે નૃપનો કાળ ગત થયો ઘણો, અહોનિશ સ્મરતો નંદા વાણ્ય. ૫૫
પછે કેટલેક કાળે તે મહાત્માથકી, બહુલાએ ધરિયો ગર્ભ;
પૂર્ણિમાના પૂર્ણ ચંદ્ર સમ પ્રગટ્યો, તેને સૂત મહાનર શર્ભ. ૫૬
તે મહાત્માના પુત્ર જન્મથી, સહુ પ્રજા પામી આનંદ;
દેવનાં દુંદુભિ ગડગડ્યાં ત્યાં, થઇ પુષ્પવૃષ્ટિ મંદમંદ. ૫૭
તન તનુજનું તેજસ્વી અતિશે, વળી અતિ ઉત્તમ ભાવિ આચરણ;
જોઇ મળ્યા મુનિએ નામ પાડ્યું, ઔત્તમ નામ અશરણશરણ. ૫૮
એ પુત્ર ઉત્તમવંશે ઉત્તમ સમયે, ઉત્તમ અવયવે જન્મ્યો જાણ;
માટે નામ તેનું ઔત્તમ એવું પાડ્યું, જોઇ શાસ્ત્રપુરાણનાં પ્રમાણ. ૫૯
માર્કંડેય મુનિ કે' ક્રૌષ્ટુકે, ઉત્તમનો પુત્ર ઔતમ જેહ;
મહાપ્રખ્યાત મનુ થયો પૃથ્વીમાં, કહું પ્રભાવ તેનો જેહ. ૬૦
એક ચિત્તે તું સર્વ સુણજે, કહું ફળશ્રુતિ નિર્વાણ;
જે નર ઉત્તમનું આખ્યાન સુણે તે, પામે મધુરી વાણ. ૬૧
ઔતમકેરો જન્મ સુણ્યાથી, કોઇ દ્વેષી ન થાએ સાર;
આ આખ્યાન ભણે કે સુણે તે, ભવજળ પામે પાર. ૬૨
તેને ઇષ્ટજન કે સ્ત્રી પુત્રસાથે, વળી બંધુસાથે ભૂદેવ;

૫૩ મનુવર—મનુઓમાં ઉત્તમ.

વિયોગ કોઇ કાળે નવ થાયે, તેની સાધે સહુ જન સેવ. ૬૩
અહો દ્વિજસત્તમ તેના મન્વંતર, તથા તેમાં થયા જે દેવ;
વળી ઇંદ્ર અને ઋષિ થયા જે જે, તે હું કહું તુજને તતખેવ. ૬૪
પુરાણીમુખની કથા સુણે તેને, આથી દ્વિગુણિત ફળ થાય સાર;
પણ જોવો તે જ્ઞાત સંસ્કૃતનો, નીકર શ્રોતાવક્તા જાય નરક મોઝાર. ૬૫
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, ઔતમ મંન્વતરે નિર્વાણ;
દ્વિસપ્તતિતમોધ્યાય થયો પરિપુરણ, નહિ દ્વિજ કંઇ જાણ સુજાણ. ૬૬

## વલણ.

જાણ સુજાણ નહિ દ્વિજજન કાંઇ, નહિ શાસ્ત્રી પુરાણી વેદાંતી રે;
છું ચાતુર્વિંશી ભટ પ્રેમાનંદ, જોઇ કવિતા થઇ મનશાંતિ રે. ૬૭

## કડવું ૧૩૮ મું.

### રાગ રામગ્રી.

માર્કંડેય કહે સુણ્ય મહામુનિ, કહું કથા સુણ્ય ધરી ભાવ;
આ સમય તને આવી મળ્યો, શોધ્યે મળે નવ આવો દાવ. ટેક. ૧
આ ઔત્તમ પ્રજાપતિના ત્રીજા, મન્વંતરમાં જે દેવ;
ઇંદ્ર મુનિમહીપતિ થયા તે કહું, સુણ્ય તજી અહમેવ. માર્કંડેય.૦ ૨
હતા નામના જેવા ગુણવાળા, સ્વધ્રામાનાભિધાન દેવ;
દેવોનો દ્વિતીય ગણ જે, હતો સત્યાભિધાન એવ. ,, ૩
હે મુનિસત્તમ ત્રીજા ગણ વિષે, શિવ નામે દેવ શિવરૂપ;
તે પાપનાશક કે'વાય છે, સુણ્ય ક્રૌષ્ટુકિ મુનિભૂપ. ,, ૪

---

૬૫ જ્ઞાત—જ્ઞાતા ( જાણનાર). ૩ સ્વધામાનાભિધાન—સ્વધામાન ( પોતાની કાંતિવાળા ) એવા અભિધાન( નામ )વાળા. સત્યાભિધાન—'સત્ય' નામવાળા.

તમને મહાપરાક્રમી પુત્ર થશે એક, જે મનાશે અવનિતળ બળવાન. ૫૧
આ અવનિપર આણ તેની નહિ, ઉથાપે નૃપ કોય;
એવો સુત સત્વર થશે તુંને, તું સત્ય શાણા સમજ સોય. ૫૨
તે અર્થશાસ્ત્રનો તત્વવેત્તા થશે, થશે ધર્મ કર્મ તત્પર;
મન્વંતરનો અધિપતિ થશે તે, વળી થશે મતિમાન મનુવર. ૫૩
માર્કંડેય કહે ક્રૌષ્ટુકિ એ પેરે, વરદાન આપી નાગકન્યાય;
સ્વસખીને ભેટી ગઇ પાતાળે, વર સુણી મન રીઝયો અતિ રાય. ૫૪
પછે સ્વસ્ત્રી સાથે વિલાસ કરતાં, પ્રજારક્ષણ કરતાં જાણ્ય;
તે નૃપનો કાળ ગત થયો ઘણો, અહોનિશ સ્મરતો નંદા વાણ્ય. ૫૫
પછે કેટલેક કાળે તે મહાત્માથકી, બહુલાએ ધરિયો ગર્ભ;
પૂર્ણિમાના પૂર્ણ ચંદ્ર સમ પ્રગટયો, તેને સૂત મહાનર શર્ભ. ૫૬
તે મહાત્માના પુત્ર જન્મથી, સહુ પ્રજા પામી આનંદ;
દેવનાં દુંદુભિ ગડગડયાં ત્યાં, થઇ પુષ્પવૃષ્ટિ મંદમંદ. ૫૭
તન તનુજનું તેજસ્વી અતિશે, વળી અતિ ઉત્તમ ભાવિ આચરણ;
જોઇ મળ્યા મુનિએ નામ પાડ્યું, ઔત્તમ નામ અશરણશરણ. ૫૮
એ પુત્ર ઉત્તમવંશે ઉત્તમ સમયે, ઉત્તમ અવયવે જન્મ્યો જાણ;
માટે નામ તેનું ઔત્તમ એવું પાડ્યું, જોઇ શાસ્ત્રપુરાણનાં પ્રમાણ. ૫૯
માર્કંડેય મુનિ કે' ક્રૌષ્ટુકે, ઉત્તમનો પુત્ર ઔતમ જેહ;
મહાપ્રખ્યાત મનુ થયો પૃથ્વીમાં, કહું પ્રભાવ તેનો જેહ. ૬૦
એક ચિત્તે તું સર્વ સુણજે, કહું ફળશ્રુતિ નિર્વાણ;
જે નર ઉત્તમનું આખ્યાન સુણે તે, પામે મધુરી વાણ. ૬૧
ઔતમકેરો જન્મ સુણ્યાથી, કોઇ દ્વેષી ન થાએ સાર;
આ આખ્યાન ભણે કે સુણે તે, ભવજળ પામે પાર. ૬૨
તેને ઇષ્ટજન કે સ્ત્રી પુત્રસાથે, વળી બંધુસાથે ભૂદેવ;

---

૫૩ મનુવર—મનુઓમાં ઉત્તમ.

વિયોગ કોઇ કાળે નવ થાયે, તેની સાથે સહુ જન સેવ. ૬૩
અહો દ્વિજસત્તમ તેના મન્વંતર, તથા તેમાં થયા જે દેવ;
વળી ઇંદ્ર અને ઋષિ થયા જે જે, તે હું કહું તુજને તતખેવ. ૬૪
પુરાણીમુખની કથા સુણે તેને, આથી દ્વિગુણિત ફળ થાય સાર;
પણ જોવો તે જ્ઞાત સંસ્કૃતનો, નીકર શ્રોતાવક્તા જાય નરક મોઝાર. ૬૫
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, ઔતમ મન્વતરે નિર્વાણ;
દ્વિસપ્તતિતમોધ્યાય થયો પરિપુરણ, નહિ દ્વિજ કંઇ જાણ સુજાણ. ૬૬

## વલણ.

જાણ સુજાણ નહિ દ્વિજજન કાંઇ, નહિ શાસ્ત્રી પુરાણી વેદાંતી રે;
છું ચાતુર્વિંશી ભટ પ્રેમાનંદ, જોઇ કવિતા થઇ મનશાંતિ રે. ૬૭

## કડવું ૧૩૮ મું.

### રાગ રામગ્રી.

માર્કંડેય કહે સુણ્ય મહામુનિ, કહું કથા સુણ્ય ધરી ભાવ;
આ સમય તને આવી મળ્યો, શોધ્યે મળે નવ આવો દાવ. ટેક. ૧
આ ઔત્તમ પ્રજાપતિના ત્રીજા, મન્વંતરમાં જે દેવ;
ઇંદ્ર મુનિમહીપતિ થયા તે કહું, સુણ્ય તજી અહમેવ. માર્કંડેય.૦ ૨
હતા નામના જેવા ગુણવાળા, સ્વધામાનાભિધાન દેવ;
દેવોનો દ્વિતીય ગણ જે, હતો સત્યાભિધાન એવ. ,, ૩
હે મુનિસત્તમ ત્રીજા ગણ વિષે, શિવ નામે દેવ શિવરૂપ;
તે પાપનાશક કે'વાય છે, સુણ્ય ક્રૌષ્ટુકિ મુનિભૂપ. ,, ૪

---

૬૫ જ્ઞાત—જ્ઞાતા ( જાણનાર). ૩ સ્વધામાનાભિધાન—સ્વધામાન ( પોતાની કાંતિવાળા ) એવા અભિધાન( નામ )વાળા. સત્યાભિધાન—'સત્ય' નામવાળા.

ચતુર્થ ગણ પ્રતર્દન નામે, પંચમ ગણ વશવર્તી સુર;
હે મહામુનિ એ સર્વ નામ સગા, સ્વરૂપવાળા હતા ભરપૂર. માર્કંડેય૦ ૫
એ શ્રેષ્ઠ મનુ ને મન્વંતરે, યજ્ઞભાગ લેનાર જેહ;
એહ દેવોના પંચ ગણ હતા, સહુ બાર બાર સંખ્યાના તેહ. „ ૬
તેમનો ઇંદ્ર સુશાંતિ નામે હતો, કર્યા'તા શત ક્રતુ સાર;
તે તેણે ત્રૈલોક્યનો અધિપતિ થયો, વાસવ વજ્ર ધરનાર. „ ૭
તેણે ભૂતાદિ ઉપસર્ગ મટાડિયા, તેણે કરી નામાક્ષરથી જાણ;
અલંકૃત ગાથા પૃથ્વી લોકમાં, અહોરાત્ર ગવાય પ્રમાણ. „ ૮
સુશાંતિ નામે સુરરાય જે, શિવ સત્ય ને વશવર્તી દેવ;
તેની સાથે રહી સારી શાંતિ દે, ભજનારને તતખેવ. „ ૯
તે મનુ ને દેવ સરખા હતા, સુત વિખ્યાત ને બળવાન;
તે પરાક્રમી પુત્રતણાં હવે, ગણાવું નામ હું ગુણવાન. „ ૧૦
અજ પરશુચિ દિવ્ય નામ તો, હતાં નિર્મળ મુનિ સુજાણ;
તેની સંતતિએ અધિકસહિત તો, કૃત ત્રેતાદિકનું પ્રમાણ. „ ૧૧
મેં ઇકોતેર ચોકડી કહી પૂરવે, સમય તેટલો અવિધાર;
ત્યાં સુધી તેના મન્વંતરે, પાળી પૃથ્વી તેમણે સાર. „ ૧૨
તે મન્વંતરે તપ તેજે કરી, શ્રેષ્ઠ વસિષ્ઠ મહામુન્ય;
તેના સાતે સુત સપ્તઋષિ થયા, પ્રગટ્યાં જેનાં મહાપુણ્ય. „ ૧૩
એ મેં ત્રીજો મન્વંતર તુંને કહ્યો, હવાં ચોથો કહું નિર્ધાર;
નામ તામસ મન્વંતર તેહનું, તેની કથા સુણ્ય તું આ વાર. „ ૧૪

---

૫ પ્રતર્દન–( શત્રુને ) મારી નાખનાર. ૭ ક્રતુ–યજ્ઞ. ૮ ઉપસર્ગ–ઉપદ્રવ. નામાક્ષરથી ઇ૦—તેના નામના અક્ષરથી અલંકૃત ગાથા.

૧૧ અધિકસહિત—પૂર્વે જે મન્વંતરનાં વર્ષ ગણાવ્યાં છે. તેમાં જે ઉપર અધિક સંખ્યા રહી છે તે સુદ્ધાં ૭૧ ચોકડી. અથવા ૧૮૫૧૪૨૮૬ વર્ષ સહિત ૭૧ ચોકડી.

જન્મેલા પશુજાતિથકી, જે મનુયશવડે સુજાણ;
આ જગત્ પ્રકાશમાન થઇ રહ્યું, તે સુણી કરચ મનુજન્મ પ્રમાણ. „ ૧૫
સર્વ મનુચરિત્ર છે સહી, જ્યમ અતીંદ્રય અમાપ;
તેમ તે મહાત્માઓના જન્મ પણ, હતા તેવા પુણ્ય પ્રતાપ. „ ૧૬
જન્મ પુરાણી જેવા નો'તા, શુદ્ધ દ્વિજકુળ ઉત્પન્ન;
શૂદ્રથી કૃત્ય હલકાં કરે, જે જોઈ થાય કોઇ ન પ્રસન્ન. „ ૧૭
આ ઔત્તમમન્વંતરની કથા, અને ઉત્તમકેરૂં ચરિત્ર;
બહુલાનો ત્યાગ નારી સુણે, થાય તે પરમ પવિત્ર. „ ૧૮
વળી શાંતિમળે કાંતિ વધે, રૂપ થાય દેવ સમાન;
ઘરની નારીથી ક્લેશ નવ વધે, એવું શુચિ ઔત્તમાખ્યાન. „ ૧૯
સંવત સત્તરસેં પાંસેઠમાં, કર્યું આખ્યાન મૂઢમતિ પ્રેમાનંદ;
ધ્યાન કરી એકે ચિત્તે, ભજી મુખે બાળમુકુંદ. „ ૨૦
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણમાં, ઔત્તમ મન્વંતરે જાણ;
ત્રિસપ્તતિતમોધ્યાય પૂરણ થયો, જેમાં સુરવરનાં વખાણ. „ ૨૧

વલણ.

છે સુરવરનાં વખાણ જેમાં, એવો અધ્યા' તો તેરમો થયો રે;
વિપ્ર પ્રેમાનંદ કાંઇ ન જાણે, કેવળ હરિ હીરો હાથે ગ્રહ્યોરે. ૨૨

## तामसमन्वंतराख्यान.

### કડવું ૧૩૯ મું.

રાગ કેદારો.

શ્રીગુરૂ ગણપતિ લાગુ પાય, આઇ સરસ્વતી કરો સા'ય;
દ્વિજ ગુણ ગાય આઇ તમતણા રે. ૧

---

૧૬ અતીંદ્રિય—ઇંદ્રિયોથી ન જાણી શકાય એવાં.

ઢાળ.

તમતણા આઇ ગુણ ગાઉં, યથામતિએ હુંય;
કૃપા કરી લેખામાં લાવે, આઇ પામર પશુ હું શુંય. ૨
કાલિદાસ તારી કૃપાએ, કવિ રવિ સમાને ઝળક્યા;
વળી અનેક એવા કવિવર કીધા, જેના યશ અભ્રે અડક્યા. ૩
જેવી તેમણે સેવા કીધી, તેવી મતિહીણથી કંઇ થાય;
ગુરૂપ્રતાપે વિપ્ર તારા, આઇ ગુણગણ ગાય. ૪
માર્કંડેય કહે ક્રૌષ્ટુકિને, તામસ મન્વંતર આખ્યાન;
એક ચિત્તે સાંભળે તે, થાવા મુનિ મહાન. ૫
પૂર્વે સ્વરાષ્ટ્ર નામે એક શૂરો, પરાક્રમી ગુણવાન;
યજ્ઞકર્ત્તા નિપુણ જાતે, સદા યુદ્ધવિજયી મહાન. ૬
વિખ્યાત એવો વસુંધરામાં, રાય હુઓ મહાભાગ;
તેણે મંત્રે કરી આરાધિયા, તેણે કર્યો સૂર્યે રાગ. ૭
સૂર્યે રીઝી શુંય આપે, તેનું કરો ને અનુમાન;
દીર્ઘાયુષીપણું તેને આપ્યું, કરી સ્વય સમાન. ૮
દીર્ઘાયુષી તે રાજાએ, વિચારી મન મત્ય;
શત સ્ત્રી પરણું હું સહી તો, રહે દીર્ઘાયુષીની પત્ય. ૯
એમ ધારી કરી નારી, શત શૂરવીર જાણ;
દીર્ઘાયુષી નારી કંઇ નવ, તે દીર્ઘાયુષી પ્રમાણ. ૧૦
તેથી કાળે કરી સહુ કામિની, પરિજન મંત્રી જેહ;
શરણ વિહોણાં મરણ પામ્યાં, રાય રહ્યો જાતે તેહ. ૧૧
એ પ્રકારે પત્ની સેવક, અને સ્વસાથ જન્મ્યા જન;

૩ અભ્રે—વાદળમાં. ૭ સૂર્યે—સૂર્ય ઉપર. રાગ—પ્રીતિ. ૯ દીર્ઘાયુષી—લાંબા આવરદાવાળો. ૧૦ દીર્ઘાયુષી ૪૦— પણ તે દીર્ઘાયુષી રાજાની નારીઓ કાંઇ દીર્ઘાયુષી નહોતી.

મરણ સહુ કો પામિયા, તદા દુખી થયો રાજન. ૧૨
તે લોકકેરો શોક તેને, વધતો ગયો દિનદિન;
બળ ઘટ્યું વટ્યું વીર્ય તેણે, નૃપવર થયો દીન મન. ૧૩
વીર્યહીન મહાદીન રાજા, ગયા સ્વસેવક પોષ્યા જેહ;
અતિ દુઃખી દીન તે થયો તેણે, તદા સુણ્યું અવનવું દેહ. ૧૪
વિમર્દ નામે કોક રાજા, આવે યુદ્ધ કરવા જાણ;
એમ ભાળ સુણીને રાય આવ્યો, જેણે કરી રાજ્યે હાણ. ૧૫
વૃદ્ધવયીને ઉઠાડી કાઢ્યો, રાજ્યાસનેથી સાર;
તેણે ચતુરના ચિત્ત વિષે જામ્યો, ઉદ્વેગ અપરમપાર. ૧૬
કાંઇ અન્ય ઉપાય રહ્યો નહિ તવ, તે મહાભાગ જાતો વન;
વિતસ્તા સરિતાતટે, વશી તપ કરતો પાવન. ૧૭
ઉષ્ણકાળના વાસરે તે, પંચાગ્નિ તાપે દેહ;
વૃષાકાળે નભ સામું નિહાળી, રહે ઉઘાડી આંખે તેહ. ૧૮
શીતકાળે સલિલે વશી, તે રહેતો દિન રાત;
વિહાર ગયો'તો વેગળો પણ, તજ્યો આહાર તેણે ભ્રાત. ૧૯
આરંભિયું દૃઢ વ્રત એવું, તેણે કરી દૃઢ મન;
એવામાં એક સમાજોગે, હતા વર્ષાઋતુના દિન. ૨૦
મૂશળ ધારે મેઘ પડિયો, સરખી રીતે દિવારાત્ર;
હેલીવડે કરી ઘેલી નદીને, જેણે તજ્યું પૂરણતાનું પાત્ર. ૨૧
પૂર વેગે નદી આવી, જન કરે હાહાકાર;
કંઇ અભ્ર ચઢી સર્વત્ર આવે, કંઇ થઈ રહે અંધકાર. ૨૨
પૂર્વ દક્ષિણ અને પશ્ચિમ, ઉત્તર દિશા એકાકાર;
વિતસ્તાસરિતા તટે તે નર, ઊભો તપ કરતો તે વાર. ૨૩

---

૧૭ વિતસ્તા—એ નામની નદી. ૧૯ સલિલ—પાણી. ૨૧ વર્ષાઋતુનું ચિત્રઆપેછેઃ મૂશળ ઈ૦-૨૫૯ છે.

મર્યાદ મૂકી નદીએ, વળી જાતની જે નાર;
તેણે યત્નશીળ છતાં તેને, ઘસરડી લીધો નિર્ધાર. ૨૪
ઉવારો કે કિનારો, યત્ન કરતાં જાણ;
તે લપસી પડિયા તપસીને, નવ કર લાગ્યો નિર્વાણ. ૨૫
તણાયો તે તાણાયો, કોણ કરે તેને સા'ય;
પ્રવાહમાં ઘણે દૂર ગયો તે, હતી જેની દીર્ઘાયુષી કાય. ૨૬
નવ મરણનો ભય તેહને, ખાય ડૂબકાં અથડાય;
એવે એક હરણી એમ તણાતી, તે નિરખતો મહાકાય. ૨૭
જન જળવિષે ડૂબતો હોય તે, તૃણ ગ્રહણ કરી મકલાય;
ત્યમ આવી હરિણીતણું તેણે, ગ્રહ્યું પૂચ્છ રક્ષવા કાય. ૨૮
ભાગ્યશાળીને રળી આપે, ભૂત તુચ્છ કે'વાય;
ત્યમ જળ વિષે હરણીતાણી તેને, થઇ પડી મોટી સા'ય. ૨૯
અથડાતો કૂટાતો હરણી સહ તે, પામિયો કંઇ પાર;
કિનારો લાધી ગયો તેને, (પણ) ત્યાં કર્દમ અપરંપાર. ૩૦
તે કિનારાની પાર ઉતરવું, તે અતિ કઠિન દ્વિજરાજ;
કિંતુ હરિણીપૂચ્છ ગ્રહી ખેંચાતો, તે ઉતરી જાતો પાજ. ૩૧
તે હરિણી ગઈ રમણિક વન મધ્યે, ગયો પૂઠે પૂચ્છ સાહી તેહ;
પૂછડું નવ મૂકયું તેણે, રમ્ય વને ઝાલ્યું જેહ. ૩૨
જર્જરવયી અતિ હાંફતો, ધમણ લોહકારની જેમ;
તે ધમણ ખેંચે લુહારનારી, મૃગલી ખેંચતી નૃપ તેમ. ૩૩
તે હરિણી પૂઠે અતિ અંધારે, અથડાતાં કૂટાતાં તેને;
હરિણીસ્પર્શે આનંદ ઉપન્યો, કે પ્રકટયો કામ તે ક્ષણ એને. ૩૪

---

૩૦ કર્દમ— કાદવ. ૩૩ જર્જરવયી— જીર્ણ થઇ ગયેલા વયવાળો— અતિવૃદ્ધ.

અતનુએ આકર્ષિયું મન, કે તપસી પડ્યા ત્યાં લપસી;
ધીમે ધીમે પંપાળવા લાગ્યો, વળી સાહી મૃગી તેણે ચપસી. ૩૫

તે જોઇ તરૂણ હરિણીને, એકાએક પ્રગટ્યો કામ;
ન મૂક્યો વૃદ્ધ જર્જર મૂઢ જેણે, તે ક્યમ તજે હરિણી અભિરામ. ૩૬

પંચ શર પણ માર્યાં તેને, કામે કેલિ માટ;
પછે દૂર ઉભો રહી જોવા લાગ્યો, હરિણી વૃદ્ધકેરા ઠાઠ. ૩૭

સાભિલાષ તેને સારંગીએ, જાણીઓ વન મધ્ય;
પછી તેને તે કે'વા લાગી, હા ધન્ય અતનુ અવધ્ય. ૩૮

અહો રાજન અતિ ધ્રુજતા, ક્યમ કરવડે કરતા સ્પર્શ;
મમ પૃષ્ઠ સુકોમળ થાય મર્દન, તેણે ઉપજે મને હર્ષ. ૩૯

ત્યમ તમારીએ કાર્ય કરતાં, ગતિ થઇ ભિન્ન ભૂપાળ;
હજી આ દશા આવી ગઇ તોય, નવ મૂકે વિતનુ વિશાળ. ૪૦

ધન્ય મનસિજ નહિ કોઇ, તું સમાને દેવ;
સર્વ કાળમાં સરખી રીતે, થાય તારાથકી જન સેવ. ૪૧

રોગમાં કે ક્રોધમાં, જે તજે તુજને જાણ;
તે પુરૂષ પક્ષિની પ્રાણી નવ, પણ છે ખરેખર પાષાણ. ૪૨

વળી બોલી તે વૃદ્ધ નૃપશું, અહો મારા સ્વામ;
તમ મન અયોગ્ય ઠામ ગયું નહીં, કે હું અગમ્ય નથી વરનામ. ૪૩

પણ તમારા સંગમધ્ય આવ્યો, આ લોલ લક્ષણવંત;
તે હું વિધુપ્રિયને વિઘ્ન કરતો, કહ્યું સત્ય મેં ગુણવંત. ૪૪

---

૩૫ અતનુ—કામ. ૩૬ જેણે—જે કામે. અભિરામ–(હરિણીનું વિશેષણ). ૩૭ શર—બાણ (કામના). કેલિ—ક્રીડા—વિહાર. ઉભો રહી (કામ).

૪૦ વિતનુ—કામ. ૪૧ મનસિજ—મનમાં ઉત્પન્ન થનારો ( કામદેવ ). ૪૪ મધ્ય—વચમાં ( વિઘ્નકર્ત્તા ). લોલ—હરિણીનો એ નામનો ગર્ભ. ( એ વિષે વિસ્તારથી આગળ કહેવાશે). વિધુપ્રિય—ચંદ્રની વાહાલી—હરણી.

માર્કંડેય કહે, મૃગી બોલી એવું, સુણ્યું જ્યારે રાય;
તવ આશ્ચર્ય તેને લાગિયું અતિ, પણ તે થયો પ્રફુલ્લિત કાય. ૪૫
અહો મૃણાલે મૃગલી બાળે, તું કોણ છે કે' આણ;
કેમ મનુષ્ય પેર બોલી શકે તું, કહે તું આણ નારી કોણ. ૪૬
મૃગલી કહે અહો ભૂપતિ, હું પૂર્વે દૃઢધન્વાતણી કુમાર;
તમારી શત સ્ત્રીમાં પટરાણી, હું ઉત્પલાવતી નિર્ધાર. ૪૭
રાજા કહે રે તું હતી, પતિવ્રતા સતી મહાભાગ;
ધર્મિષ્ઠ ને કર્મિષ્ઠ તેવી, કેમ આ દેહે રહ્યો અનુરાગ. ૪૮
શું કર્મે એવું કર્યું તેં. હે પ્રિયા મારી પૂર;
કે મૃગીયોનિ મધ્ય આવી, મહિલા બોલ્ય વદ મધુર. ૪૯
મૃગી કહે હું નાની હુતી, તવ એક સમે નિર્ધાર;
સહીઅર કેરા સાથમાં ગઇ, ચાલી વન મોઝાર. ૫૦
ત્યાં રામા સાથે રમણ કરવા, લાગી હું જે વાર;
તે સમે એક મૃગી સાથે, મેં જોયો મૃગ નિર્ધાર. ૫૧
પછે તે હરિણી આવી કને. તદા મેં કંઇક માર્યું નાથ;
ત્રાસીને ગઇ નાશી તણે, તજી હરિણી પતિ સાથ. ૫૨
તણે સારંગને અતિ ક્રોધ ઉપજ્યો. ને તે કે'વા લાગ્યો આમ;
હે મૂઢે કેમ આમ ઉન્મત્ત, તું થઇ રહી છું વામ. ૫૩
દુરાચરણ આવા તારાને, ધિઃકાર છે ધિઃકાર;
મમ આધાનકાળ નિષ્ફલ કર્યો તેં, થઇ ઉન્મત નાર. ૫૪
મનુષ્યની પેરે મૃગલો બોલ્યો, સાંભળ્યો તે વાર;
હું અતિ ઘણો ભય પામી મનમાં, લાગી તેને પૂછવા નિર્ધાર. ૫૫
તમો મૃગયોનિ મધ્યે કોણ છો, મુજને કહો થઇ કૃપાળ;

---

૪૬ મૃણાલે—મૃણાલ ( કમળતંતુ ) જેવી કોમળ. ૪૭ દૃઢધન્વા—એ નામનો રાજા. ૫૩ સારંગ—હરણ. ૫૪ આધાનકાળ—ગર્ભ મૂકવાનો સમય.

તદા બોલ્યો તેહ આવું, હું છું નિર્વૃત્તચક્ષુ મુનિનો બાળ. ૫૬
છે સુતપા અભિધાન મારૂં, મુને હરિણી જોઇ પ્રગટ્યો કામ;
કામાતુર હું હરિણ રૂપે, ધાયો પૂઠે આવ્યો આમ. ૫૭
મહાભાગ અતિ અનુરાગથી, પૂઠે પૂઠે ચાલું;
અરવિંદમુખી કે' ચાલ્ય ઉદ્યાને, ત્યમ ત્યમ મનમાં મા'લું. ૫૮
ઠેકતો ને કૂદતો કંઇ, ગહ્વર ગુફા અનેક;
ગિરિ ગિરિનાં ઝરણ જુવતી, મેં ઓળંઘ્યાં વિતનુવિવેક. ૫૯
ધરી સુખે તરણું થયો હરણું, વરણું શું દુઃખની વાત;
ધીમંત તુજને ધન્ય છે, અહો વિતનુ વિખ્યાત. ૬૦
એ કામદેવે કરી મારી, દુર્દશા આવી બાળ;
તેવે તેં મૃગી બીવરાવી કાઢી, આ સ્થળેથી તતકાળ. ૬૧
મૂઢમતિ માટે દેઉં હું, આજ તુજને શાપ;
મૃગી કહે નૃપ મેં કહ્યું તવ, તનમાં ધરી અતિ તાપ. ૬૨
હે મુને! મેં અજ્ઞાનથી, કર્યો છે તમારો અપરાધ;
માટે અનુકંપા ધરી મુજપર, શાપ દેવો ઘટે નવ સાધ. ૬૩
અહો રાજન તે સુણીને, મુનિ બોલ્યો આમ;
જો તારો દેહ અર્પણ કરે તું તો, નવ શાપ દેઉં ઉદ્દામ. ૬૪
મેં ઉત્તર આપ્યો તે ઘડી, હું વનમૃગી નથી ભૂસુર;
જો હોઉં વનમૃગીકેરૂં રૂપ ધરતી, તો હું પ્રીતિ પાળતી પૂર. ૬૫
જાઓ વનમાં મુનિ તમને, બીજી હરિણી લાગશે હાથ;
મુનિ કામવાસના મારા પરથી તજો, ભજો મૃગીનો સાથ. ૬૬
એમ સાંભળી તેને ક્રોધ વ્યાપ્યો, કે રાતાં થયાં ઝટ નેત્ર;
અધર ફરકવા લાગ્યો અતિશે, છે તું શું મહામોહનું ક્ષેત્ર! ૬૭

---

૫૮ અરવિંદમુખી—અરવિંદ (કમળ) સમાન મુખવાળી (હરિણી).
૬૦ ધીમંત—(વિતનુ—કામનું વિશેષણ.) ૬૩ મુને!—હે મુનિ.

હું મૃગી નથી એવું કહી, તેં અવગણ્યો મુને આજ;
માટે મૃગી થઇશ મૃગાક્ષી તું, એમ ક્રોધે વદ્યો દ્વિજરાજ. ૬૮
તે સુણી અતિ મુને ખેદ થાતો, મુનિ હરણરૂપ ફીટી જાતો;
થયો દેદિપ્યમાન તે મુનિ માતો, શકે ક્રોધ નિગમ ગાતો. ૬૯
જોઇ એવા મુનિને હું, નમી પદ નરદેવ;
હું કાલાવાલા કરવા લાગી, થઇ દીન હીન તતખેવ. ૭૦
દયા કરો રજ દયા મુજપર, હું બાળક છું મુનિદેવ;
કેમ વદવું તે ન જાણું, મેં નથી કરી વૃદ્ધની સેવ. ૭૧
તેણે કરી હું બોલી ગઇ એમ, મુનિ ક્ષમા કરો અપરાધ;
આ અનુપમ રૂપ વ્યર્થ જાશે, કંઈ દયા ધરો દિલ સાથ. ૭૨
અહો મુનિસત્તમ જેને નથી હોતો, પિતા માથે જાણ;
તે સ્વેચ્છિત સ્વામી કરી શકે, મારે શિરે પિતા છે પ્રમાણ. ૭૩
તો કહો કરી હું શું શકું, સ્વતંત્ર થઇ કંઇ કામ;
અથવા દ્વિજ હું છું અપરાધી, પાગે નમું છું તપધામ. ૭૪
છે આટલો મુનિ વાંક મારો, તે જોઇ રાંક ક્ષમા કીજે;
અહો મહામતે ! પ્રણામ કરૂં હું, થાય શુભ મારૂં મુનિ રીઝયે. ૭૫
ઉદાર કર્મા મહાધર્મા, કંઇ થાઓ થાઓ કૃપાળ;
મુનિ કૃપા કરો દયા કરો રજ, હું છું અતિ નાની બાળ. ૭૬
આ રીતે કળકળતી કામિની જોઇ, પીગળ્યું મુનિમન કઠોર;
કામ ક્રોધનો કરૂણ મધ્યે, કરતા અંતરભાવ મુનિકિશોર. ૭૭
પછે ગદગદ કંઠે વદ્યા મુનિવર, મારૂં વચન વૃથા નવ જાય;
કિંતુ મૃગી થઇશ તું મૂઆ પૂઠે, જા આ જન્મમાં નહિ થાય. ૭૮
તે મૃગયોનિ મધ્યે ઉદર તારે, સિદ્ધવીર્ય નામ મુનિસુત;

---

૬૯ શકે ઇ૦—જાણે ક્રોધ એજ મુનિનું રૂપ ધરીને નિગમ( વેદ )ને ગાતો હોયની શું ? ૭૭ કામ ઇ૦—અર્થાત્ મુનિનો કામ વિકાર અને ક્રોધ વિકાર મારા કરૂણ વિલાપથી નાશ પામ્યો, અને તેમના મનમાં કરૂણા ઉપજી.

લોલાભિધાને તુજ ગર્ભે, રે'શે વશી મહાનૃત. ૭૯
જદા ગર્ભે આવશે તે, તદા તુંને પૂર્વ જન્મનું સ્મરણ–
થાશે જાશે દુઃખ તારાં, કરશે દયા અશરણશરણ. ૮૦
મનુષ્યવાણી વદીશ જાણી, વળી જન્મશે ધરિયો ગર્ભ;
તદા પતિપૂજિતા તું મૃગયોનિથી, થઇશ મુક્ત તજી સુતશર્ભ. ૮૧
પછે દુષ્કર્મ કર્મ કરનારને જે, નથી મળતા લોક;
તે તુંને જા પ્રાપ્ત થાશે, જ્યાં થઇ રહીશ તું અશોક. ૮૨
વળી જે ઉદર તારે વશી રહેલો, લોલ નામ કુમાર;
તે મહાપરાક્રમી થશે નારી, કરશે પિતાઅરિ સંહાર. ૮૩
અખિલ ધરણીતણો ધણી તે, થશે શાણી શ્યામ;
વળી મનુ નામે ગવાશે તે, થઇ અતિ અભિરામ. ૮૪
એ રીતે શાપ પામ્યા પછી હું, અવધીએ મૃત્યુ પામી;
પછે મેં મૃગયોનિમાં જન્મ લીધો, જ્યાં થયોસ્ પર્શ તમારો સ્વામી. ૮૫
મારે ઉદરે ગર્ભ ઉપન્યો છે, તેથી મેં કહ્યું તમને આમ;
કે તમારૂં મન મારાપર થયું જે, સાભિલાષ મારા સ્વામ– ૮૬
તે અયોગ્ય ઠામે થયું નથી, તે હું નથી અગમ્યા તમને;
કિંતુ ગર્ભે રહેલો લોલ વિઘ્નકર્ત્તા છે, સ્વામી તમને અમને. ૮૭
માર્કંડેય કહે આ સાંભળીને, રાજા પામ્યો સુખ;
શું પુત્ર મારો અરિ જીતીને, મનુ મહીમાં થઇ હરશે દુઃખ. ૮૮
પછે તે હરિણીથકી, ચક્રવર્તીના લક્ષણ યુક્ત;
પૂરે કાળે પુત્ર પ્રસવ્યો, સકળ ગુણ સંયુક્ત. ૮૯
જદા જન્મ થયો તેનો, તદા સર્વ ભૂત પામ્યાં હર્ષ;
વિશેષે વૃદ્ધ નૃપ આનંદ્યો, જોઇ બળશાળી પુત્રકેરો ઉત્કર્ષ. ૯૦

૮૬ સાભિલાષ—કામની અભિલાષાવાળું.

હરિણી પણ શાપનિર્મુક્ત થઈ, પામી ઉત્તમ લોક;
હે મુનિસત્તમ પછે તહીં આવ્યા, મહામુનિજન ગર્ગાદિક. ૯૧
તેમણે તેમના ભવિષ્યકાળની, સમૃદ્ધિ જોઇ જાણ;
તેમણે તેનું નામ પાડવાનો, પછે યત્ન કર્યો પ્રમાણ. ૯૨
તે બોલ્યા કે તામસી યોનિમાં, ઉપજેલી એની માત;
તેથકી વળી જન્મ પામ્યો એ, થઈ જન્મતાં કાળી રાત. ૯૩
તમઃવ્યાપ્ત સર્વ લોક થયા'તા, તેણે એ તામસ કે'વાશે;
હે મુનિસત્તમ! પછે તે તામસને, કહ્યું પિતાએ આહીં રે'વાશે. ૯૪
અહો પુત્ર ભાગ્ય એવું તારૂં, કે તું જન્મ્યો મૃગીને પેટ;
તો આ વનમાં વશી કંદમૂળ ખાઇને, જીવો મુનિવરની કરી વેઠ. ૯૫
એમ વૃદ્ધ સુતને નિત્ય કહે, વળી ગણાવે અરિ સમસ્ત;
એમ કરતાં સમજણ આવી તેને, ત્યારે તેણે પારખી પૂરી વસ્ત. ૯૬
તે સ્વપિતાને એમ કે'વા લાગ્યો, તમે કોણ છો હે તાત;
હું શી રીતે પુત્ર તમારો થયો તે, મને કહો માંડી વાત. ૯૭
કોણ છે મારી માત તે, તમે આવી વશ્યા કયમ વન;
એ સર્વે સાચે સાચું કહો મુજને, અહો વૃદ્ધ પિતા પાવન. ૯૮
માર્કંડેય કહે પછે તે રાજાએ, કહી માંડી સર્વે વાત;
જે પેરે રાજ્ય ગયું હતું તે, પુત્ર આગળ કર્યું પ્રખ્યાત. ૯૯
તે સર્વ સુણી તેણે સૂર્ય ઉપાસ્યા, તે થયા તેને પ્રસન્ન;
પ્રતિસંહાર સાથે સર્વ દિવ્યાસ્ત્ર દીધાં, પૂષાએ તેણે દિન. ૧૦૦
અસ્ત્ર પ્રાપ્ત કરી સર્વે અરિ જીતી, તેને લાવ્યો પિતા પાસે તેહ;
હવાં આજ્ઞા પ્રમાણે કહો તે કરૂં હું, આ સર્વને શિક્ષા નિઃસંદેહ. ૧૦૧

---

૯૩ કાળી રાત—માતૃમરણરૂપી, અથવા અંધારી રાત. ૯૪ તમઃવ્યાપ્ત—અંધકારથી વ્યાપ્ત. ૧૦૦ પ્રતિસંહાર સાથે—પાછાં ખેંચી લેવાની કે અટકાવી દેવાની વિદ્યા સહિત. પૂષા—સૂર્ય.

સ્વધર્મમાં વર્તનાર તે પુત્રે, પાળી પિતાની આજ્ઞા પ્રમાણ;
તેણે કહ્યું તેને છોડી મૂક્યા ઝટ, એવો સુત આજ્ઞાવર્તી સુજાણ. ૧૦૨
એ મુખ જોઇ વૃદ્ધ પિતા આનંદ્યો, નિરખ્યું નિહાળી પુત્રનું મુખ;
ઘણે દા'ડે ગયલું અનુભવ્યું તેણે, પુત્ર પ્રતાપે સુખ. ૧૦૩
પછે સ્વતપ યજ્ઞવડે મુનિ પામે, તે પામી ગયો તે લોક;
સ્વર્ગે વશી પત્નીની સાથે, તે વૃદ્ધ થઇ રહ્યો અશોક. ૧૦૪
તે તામસ નામે તરૂણ નૃપ, જીત્યો અખિલ પૃથ્વી જાણ;
તામસ નામે મનુ થયો તે, સર્વ પુરાણ શાસ્ત્ર પ્રમાણ. ૧૦૫
હવાં તેનો મન્વંતર કહું તે સાંભળ્ય, તેના મન્વંતરમાં જે દેવ;
ઇંદ્રિ ઋષિ પૃથ્વીપાળક સુત તેના, હું આજ કહું સહુ એવ. ૧૦૬
હે મુનિ! સત્ય સુધી સુરૂપ ને, હરિ એવા સત્તાવીશ;
સંખ્યાવાળા દેવગણ હતા તેમાં, એ મન્વંતરમાં વશાવીશ. ૧૦૭
મહાબળવાન તે દેવોનો રાજા, મહાવીર્યવાન શતક્રતુ જેહ;
પ્રસિદ્ધ થયેલો શિખરીંદ્ર નામે, ઇંદ્ર હતો નિઃસંદેહ. ૧૦૮
અહો બ્રહ્મન્ જ્યોતિર્ધર્મા, પૃથુ, કાવ્ય, ચૈત્ર, અગ્નિ નામ;
બાળક પીવર મળીને સાતે, સપ્તઋષિ હતા મહાધામ. ૧૦૯
નર, ક્ષાંતિ, શાંત, દાંત, જાનુ, જંઘ, ઈત્યાદિ મહાબળવાન;
તામસ રાજાના પુત્ર હતા તે, મતિમાન ને મહાગુણવાન. ૧૧૦
એમ મૃગીથી ઉત્પન્ન મનુ મોટા, તો પુરાણી થયા હશે શેણે?
કે'વાતા મોટા આચાર્ય જે, જન્મ્યા પશુ ઉદર વેણે. ૧૧૧

---

૧૦૪ પછે પ૦—પછી મુનિઓ પોતાના તપ તથા યજ્ઞવડે જે લોક પામે છે, તે લોકને ( અર્થાત પુણ્યશાળીના લોકને ) તે પામી ગયો.

૧૦૭ સત્ય પ૦-સત્ય, સુધી, સુરૂપ, હરિ, એવા દેવનઃ ગણ. તે પ્રત્યેક ગણમાં સત્તાવીશ દેવો હતા. ૧૦૮ શતક્રતુ—સો યજ્ઞ કરનારો. ૧૧૧ વેણે—વચનથી ( શાપ રૂપી ).

એ પ્રકારે પુરાણી થયા હશે, નીકર ગોટા કેમ મનાય ?
પશ્વાદિથકી જન્મે ત્યારે, થઇ ગુણુનિધિ મોટા ગણાય. ૧૧૨
તામસમન્વંતર જેહ સુણે જન, તે હોય પાપી તો પાવન થાય;
શ્રોતાવક્તાને સુખ થાયે, સ્વર્ગે રહ્યા પિતૃ મલકાય. ૧૧૩
કાશી ગયા ગોદાવરી, સરયૂ ને યમુના સ્નાન;
જન આખ્યાન સુણવાથી પામે, થાય દાનેશ્વરી ગુણવાન. ૧૧૪
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, તામસમન્વંતરે નિર્વાણ;
ચતુઃસપ્તતિતમોધ્યાય પરિપૂરણ, થયો ચતુર્થ મન્વંતર પ્રમાણ. ૧૧૫

### વલણ.

ચતુર્થ મન્વંતર થયો અહીં, સુણો પુરાણી દેવ રે;
દ્વિજ ચાતુર્વિંશી જન પ્રેમાનંદ, કરે સતરસેં પાંસઠ્યે સેવ રે. ૧૧૬

## કડવું ૧૪૭ મું.

### રાગ દેશાખ.

શ્રી ગુરૂ ગણપતિ સરસ્વતીને, નમું હું ભાવે સદા;
મનતણી ઇચ્છા પૂર્ણ કરજો, વક્રતુંડ ભારતી મા' મુદા. ૧
ગુરૂચરણ રજ પ્રસાદથી હું, આભ ઉંડળમાં ભરૂં;
છે હાથ માથે નાથકેરો, પાર તેથકી ઉતરૂં. ૨
મતિમૂઢ ગતિનો ગૂઢ દીન હીન, છુ દ્વિજ જાતિ લોભિયો;
ગુરૂ પ્રતાપથી સંતાપ સર્વે, લોભકેરો ક્ષોભિયો. ૩
શ્રીભારતીએ દેઇ દર્શન, થઇ પ્રસન્ન કહ્યું મુખે;
કવિતા સવિતા સમ ગણો સુત, અહોનિશ રે'તુ સુખે. ૪
તે વેણ સુખનું દેણ દ્વિજજન, યથામતિએ પાળતો;

1 વક્રતુંડ—ગણપતિ. ભારતી—સરસ્વતી.

સાષ્ટાંગ કરી કવિ સર્વને, ગુરૂ વિનયવચન સંભાળતો. ૫
ગુરૂચરણ ધરી મંગલાચરણ કરી, શરણ સરસ્વતીનું ગ્રહી;
રૈવતમનું મતિમૂઢ ભાખું, શરણ લંબોદર સહી. ૬
માર્કંડેય કે' ક્રૌષ્ટુકિ સુણય તું, પંચમ મન્વંતર સહી;
પ્રખ્યાત રૈવત નામ મનુ જે, કથા તે ભાખું અહીં. ૭
વિસ્તારથી ઉત્પત્તિ તેની, આજ સર્વે દાખું હું;
તું એક ચિત્તે સર્વ સાંભળ્ય, બાકી કાંઇ ન રાખું હું. ૮
ઋતવાક્ કરીને એક હુતો, સિદ્ધ પ્રસિદ્ધ મહાભાગ રે;
પુત્રવિહોણો તે હતો મુનિ, કર્યા પુત્ર કારણ યાગ રે. ૯
થઇ પ્રસન્ન પૂરણ યજ્ઞદેવે, સુત આપ્યો શોભતો;
રેવતી નક્ષત્ર માંહી જન્મ્યો, રૂપ જોઇ હરિ મન લોભતો. ૧૦
જાતકર્માદિક ક્રિયા સર્વે, કરી પુત્રની દ્વિજરાજ રે;
ઉપવિત આપ્યું કષ્ટ કાપ્યું, સહુ ભ્રષ્ટતાનું કાજ રે. ૧૧
તોય તે પણ દુરાચરણી, નીકળ્યો દ્વિજબાળકો;
જે દિનથી તે સુત જન્મ્યો, થયો તે દિનથી સુખટાળકો. ૧૨
પુર પીડાએ બાપ તેનો, દુઃખથી રાત્રી દિને;
દુર્બુદ્ધિએ એવે સમે એક, નારી પકડી જઇ હીણે. ૧૩
સંમુખો નામે મુનિપુત્રની તે, હતી શ્યામા શોભતી;
બળાત્કારે પકડી તેને, તે નારી અતિ મન ક્ષોભતી. ૧૪
એ કથા સુણી ઋતવાક્‌ને અતિ, દુઃખ દિલમાં ઉપન્યું;
સુત બોધ કંઇ માને નહિ, રત્ન રેવતીમાં નીપન્યું. ૧૫
ઋતવાક્ મહાદુઃખમાં પડીને, બોલિયો તે કાળ રે;
નરને સુત ન હોયે તે ભલું (અતિ), પણ (છે)કુપુત્ર પાવકજ્વાળ રે. ૧૬

---

૧૧ કષ્ટ ઇ૦—સહુ ભ્રષ્ટતાનું કાજ રૂપ કષ્ટ કાપ્યું.

કુપુત્ર તે માતાપિતાને, દુઃખ દેતો સર્વદા;
વળી બળતરા અંતરમાં કરાવે, સુખ તેથી હોય નવ કદા. ૧૭
સ્વર્ગ રહેતા પિતૃને તે, અધોગતિએ પાડતો;
તે કરી શકે નવ ઉપકાર કોઇને, સ્નેહી સગાને રંજાડતો. ૧૮
માતાપિતાને પ્રસન્ન તે કદી, કુપુત્ર કરી શકતો નથી;
માત્ર દુઃખદેવા સર્જ્યો તે, અવનિ વિષે ટકતો નથી. ૧૯
દુષ્કર્મ કર્મી મહાઅધર્મી, કુપુત્ર જન્મેલો સહી;
આ લોક કે પરલોકમાં નહિ, સુખ તેનાથી કહીં. ૨૦
જેના સુતને સહુ માન આપે, જે હોય પરોપકારી પુત્ર તે;
શાંત ને સત્કર્મ કરતા, શોભાવતો ઘરસૂત્ર જે. ૨૧
એવા બાળને જે જન્મ આપે, તેહ માતા ધન્ય છે;
છે ધન્ય પિતા તેહનો વળી, સગા સર્વે અન્ય છે. ૨૨
કુપુત્રના આશ્રય તળે, પડ્યું જીવતર જેહનું;
શાંતિ સુખ તેને ન મળતાં, રહ્યું પરવારી સર્વે દેહનું. ૨૩
છે મંદજીવિત તેમનું, છે પરલોક વિમુખ તેમનો;
સદ્‌ગતિ થાય ન તેમની, કુપુત્ર હોયે જેમનો. ૨૪
માતાપિતાને નરક મધ્યે, જઇ વસવું તો પડે;
ઉપજાવતો દુઃખ પ્રિય જનને, આનંદ અરિગણને અડે. ૨૫
સમય આવ્યા પૂર્વે તે સુત, માતપિતાને વૃદ્ધજ કરે;
તરૂણતા કુપુત્ર હરતો, ધિઃક જનની ઉદર એવો ધરે. ૨૬
માર્કંડેય કહે એ રીત બળતા, તે મુનિ દુરાચારી પુત્રથી;
તેણે ગર્ગને પૂછ્યું નમી, દુઃખ અતિ કુપુત્રના ઘરસૂત્રથી. ૨૭
ઋતવાક્ કે' પૂર્વે મુનિ મેં, શુભ વૃત્ત પાળી કરી;

---

૨૪ વિમુખ—ઉલટો. અર્થાત્ તેમને ઉત્તમ પરલોક પ્રાપ્ત થતો નથી.

વિધિપૂર્વક નિગમ ગ્રહણ કીધું, એમ સમાપ્તિ મનમાં ધરી. ૨૮
પછે પત્ની પરણ્યો હું મુનિ, કરી ક્રિયા આગમમાં વદી;
મુનિ શ્રૌત સ્માર્ત ક્રિયા કીધી, સ્ત્રી સહિત ભૂલ્યો નવ કદી. ૨૯
વષટ્કાર યુક્ત ક્રિયા જે જે, તે કરી છે સર્વ મેં;
ભૂલો પડયો નથી કદી મુનિ હું, ધાર્યો નથી કદી ગર્વ મેં. ૩૦
કેવળ કામકેરી વાસનાથી, મેં કામિની સેવી નથી;
પુન્નામે નરકથી રે'વા મુનિ મેં, યથારથ કથા કથી. ૩૧
ગર્ભાધાનવિધિને અનુસરી, આ પુત્ર તો ઉપજાવિયો;
તે પુત્રશુ સ્વદોષથી મુનિ, કો' પુત્ર મારો કા'વિયો. ૩૨
વા થયો મારા દોષથી એ, દુરાચારી અતિ ઘણો;
સ્વજન બાંધવ સર્વને એ, કષ્ટકર્ત્તા શે બણ્યો. ૩૩
ગર્ગમુનિ કે' મુનિ એમાં, દોષ તારો કંઇ નથી;
એ રેવતીના અંત ભાગે, જન્મિયો છે સર્વથી. ૩૪
એવા દુષ્ટ યોગે જન્મિયો એ, માટે દુઃખકર્ત્તા થઇ પડયો;
એમાં વાંક તારો કંઇ નથી, કે તુજપત્નીનો આવી અડયો. ૩૫
તારા કુળકેરો દોષ કંઇ નહિ, કે પુત્રકેરો સર્વથા;
એમાં દોષ કોઇકેરો નથી, છે દોષની આવી કથા. ૩૬

---

૨૯ શ્રૌત—વેદમાં પ્રતિપાદન કરેલી. સ્માર્ત–સ્મૃતિમાં પ્રતિપાદન કરેલી. ૩૦ વષટ્કાર—વષટ્ એવો ઉચ્ચાર. દેવોને બલિ આપતી વખતે તે દેવના નામને ચતુર્થી વિભક્તિમાં બોલીને તેને અંતે 'વષટ્' બોલવું એવી શાસ્ત્રની આજ્ઞા છે.

૩૧ પુન્નામે ઇ૦—પુન્નામના નરકથી રહેવા (બચવા). જ્યારે પુરૂષને પુત્ર થાય છે ત્યારે તે શાસ્ત્રોક્ત કર્મ કરીને પિતાને પુન્નામે નરકથી બચાવે છે અને એટલા માટેજ તેને 'પુત્ર' (પુન્નામે નરકથી રક્ષણ કરનાર) કહે છે.

સુત દુરાચારકેરો હેતુ છે, રેવતીઅંત રામય સહી;
જેવી હતી તેવી કથા સર્વે, મુનિ મેં માંડી કહી. ૩૭
ઋતવાક્ કે'છે એમ જો મુનિ, રેવતી ધારે મને;
મારા એકના એક પુત્રને, દુરાચાર લાગુ કરે કને. ૩૮
રેવતીના અંતમાં જે, દુરાચરણ ઉપજે;
તો તે રેવતીના પાત થાઓ, અકૃત્ય જેથકી નીપજે. ૩૯
માર્કંડેય કહે એમ બોલતામાં, નક્ષત્ર જે રેવતી હતું;
તે એકાએક પડ્યું પૃથ્વી, મારી દીધું જ્યાં મતુ! ૪૦
આશ્ચર્ય પામ્યા જોઇ એવું, જન જગતીના સહુ;
કુમુદાદ્રિ ઉપર ચોદિશાએ, તે નક્ષત્ર તો પસર્યું બહુ. ૪૧
તેણે કરી તે નગકેરી, કંદરા વૃક્ષ વનસ્પતિ;
ઝરણ વન ઉપવન સર્વે, પ્રકાશ પામ્યાં ત્યાં અતિ. ૪૨
તે દિનથી પૃથ્વી વિષે આ, કુમુદાદ્રિ શ્રેષ્ઠ ગણાય છે;
વળી અભિધાન તેનું અન્ય પડતું, રૈવતક રૂડો ભણાય છે. ૪૩
એ નક્ષત્રની કાંતિથકી, કમળનાળયુક્તે નીપજ્યું;
એક સર મનોહર વરમતિ કે', વળી તે માંહીથી શું ઉપજ્યું. ૪૪
એક રૂપવતી કન્યા અતિ સુંદર, તે સરોવરથી પ્રગટી ત્યાં;
રેવતીકેરી કાંતિથકી તે, તેના જેવી પ્રગટી જ્યાં. ૪૫
કે પ્રમુચમુનિએ નીરખી તેને, આનંદ મન અતિ પામિયા;
તે સુતાકેરૂં નામ રેવતી, પાડી મુનિવર શામિયા. ૪૬
તે પુત્રી જોઇ રીઝિયા મુનિ, અતિશે તન મનમાં;
સુતા લેઇ સાથ ચાલ્યા, જઇ મૂકી આશ્રમ વનમાં. ૪૭

---

૩૯ પાત થાઓ—પડો. ૪૦ મતું—(શાપ રૂપી).

## વલણ.

વનમાં આશ્રમ હતો ત્યાં, મૂકી કન્યા લઇ કરી રે;
પછે તેનું ત્યાં કેમ થાતું, તે વર્ણવું ભજી શ્રીહરિ રે. ૪૮

## કડવું ૧૪૧ મું.

### રાગ ગોડી.

માર્કંડેય કે' સુણ્ય મહામુનિ, હતા પ્રમુચઋષિ મહાગુણી;
જોઇ જન્મી આશ્રમ સમીપે બાળ, લેઈ ગયા ઉંચલી મુનિ તતકાળ. ૧
કરી પોષણ પાળી તેને, ગણી સ્વપુત્રીસમાન એને;
એમ કરતાં વીત્યો કેટલો કાળ, તે કન્યા ફીટી થઇ યૌવના બાળ. ૨
ત્યારે મુનિ કરતા મન વિચાર, આ મહાસ્વરૂપા થઇ કુમાર;
એને પરણાવીશું કયી જાગ, કયો વર ખોળીશું મહાભાગ. ૩
એમ વિચાર કરતાં ગયા ઘણા દિન, નવયૌવના વાધી સ્તન પીન;
તોયે તેના જેવો મળ્યો નવ સ્વામી, મુનિ કે' વિધાતા પડી ખામી. ૪
કે ન નજર આવે કોઇ નાથ, કોણ શોભે આ કન્યા સાથ;
કોણ ઝાલે આનો નર હાથ, પૂછું અગ્નિને એની વાત. ૫
ધરી ધ્યાન પૂછે મુનિદેવ, કરી સમ્યક્ અગ્નિની સેવ;
તદા બોલ્યો અગ્નિ થઇ પ્રસન્ન, થયો એને કાજે વર ઉત્પન્ન. ૬
મહાબળવાન ને વીર્યવાન, પ્રિયવચનવક્તા ને બુદ્ધિમાન;
ધર્મરક્ષક નર નિર્વાણ, જે દુર્ગમ નામે રાય સુજાણ. ૭
તે આ નારીનો સ્વામી થાશે, જેથી મુનિ દુઃખ તમારૂં જાશે;
માર્કંડેય કહે સુણ્ય શિષ્ય, કહું રેવતીવિવા' ભવિષ્ય. ૮
અગ્નિએ દુર્ગમ કહ્યો નૃપ જેહ, નીકળ્યો મૃગયા રમવા તેહ;
તેહ આવી ચઢ્યો મુનિઆશ્રમ, દુર્ગમ રાજા અતિ ઉત્તમ. ૯

જન્મ્યો પ્રિયવ્રતકેરે વંશ, વિક્રમશીલ કાલિંદી અવતંસ;
તેનો પુત્ર એ મહાબળવાન, પરાક્રમી અને ગુણવાન. ૧૦
પેઠો મુનિઆશ્રમમાં તેહ, પણ ત્યાં દીઠા નહિ મુનિ જેહ;
તેથી તેણે તન્વંગીને પૂછ્યું, પથશ્રમદુઃખ નરપતે લૂછ્યું. ૧૧
હે પ્રિયે! એમ સંબોધન કરી; પૂછવા માંડ્યું વિનય ધરી;
રાજા કહે પ્રિયે કહો તમે, ક્યાં ગયા મુનિવર્ય પૂછું અમે. ૧૨
કંઇ ગયા આશ્રમમાંથી દૂર, કે પાસે ગયા છે ભૂસુર;
હે સુંદરાંગી મુનિને જોવા, આવ્યો છુ અપ્રસન્નતા મારી ખોવા. ૧૩
માટે મધુર મહિલા દે તું બતાવી, કોમળ વાણી તે કે'તો આવી;
માર્કંડેય કે' મુનિદેવ, કરતા અગ્નિશાળમાં અગ્નિસેવ. ૧૪
તેમણે ભૂપભાષણ સુણ્યું સાર, વળી પ્રિયે એવો ઉચ્ચાર;
પ્રિય સંબોધન સુણી મુનિ, બા'ર આવ્યા પ્રમુચ ગુણી. ૧૫
તો દીઠો રાજ્યચિન્હયુક્ત રાજાન, દુર્ગમ નામે જેહ મહાન;
આગળ ઊભો વિનય સહિત તેહ, જેની મહામનોહર દેહ. ૧૬
તેને જોઇ છાત્રને મુનિ કે'તા, અર્ધ્ય લાવવાનું કહી રે'તા;
શિષ્ય ગૌતમ નામે જેહ, અર્ધ્ય લાવી કે'તો તેહ. ૧૭
મહામુનિ આ અર્ધ્ય મેં આણ્યું, પ્રમુચ કે'તા મેં તે પ્રમાણ્યું;
સુણય ગૌતમ મારી વાણ, અર્ધ્ય આપ્ય કરી વખાણ. ૧૮
રાયજી એકલા આવ્યા છે અહીં, ઘણે દિવસે જાણ્ય તું સહીં;
એ તો થાવા આવ્યા છે જામાત્ર, અર્ધ્ય આપ્ય જોઇને તું પાત્ર. ૧૯
માર્કંડેય કે' સાંભળી એવું, રાજા વિચારતો આ કેવું;
કેમ જામાત્ર કે'છે મુનિ, કરે વારંવાર વિચાર તે વેણ સુણી. ૨૦

---

૧૦ કાલિંદી અવતંસ—કાલિંદીને શોભા આપનાર તેનો પુત્ર. ૧૧ પથશ્રમદુઃખ–માર્ગના થાકથી થયેલું દુઃખ.

પણ નવ આવ્યું સમજ્યામાં કારણ, નવ કાંઇ ધ્યાને બેઠી ધારણ;
વગર બોલ્યે અર્ધ્ય ગ્રહણ કર્યો તેણે, પ્રિય શબ્દ ઉચ્ચાર્યો'તો જેણે. ૨૧
પછે મુનિએ આસન બેસવા આપ્યું, કરી આદરસત્કાર ને કષ્ટ કાપ્યું;
પછે પૂછવા લાગ્યા મુનિદેવ, બેઠેલા નૃપને તતખેવ. ૨૨
ઘેર કુશળ છે સર્વ કોઇ, છે તારા ભંડારની સારી સોઇ;
સેના મિત્ર ને સેવક જન, પ્રધાન સુખી છે રાજન. ૨૩
અથવા એ સર્વ રહ્યું છે જેમાં, સુખ શાંતિ વશી રહ્યાં તેમાં;
એવા સ્વયં પોતે ભૂપાળ, કહો સુખી છોને કૃપાળ. ૨૪
સર્વનું કહો કુશળ રાય, સુખી છે પટરાણીની કાય;
બીજી સ્ત્રીઓ તમારી જેહ, તે તેની પાછળ નિઃસંદેહ. ૨૫
માટે હું ખબર પૂછુંછું તેની, કહો સુખશાંતિ છે એની;
પટરાણીમાં થાય સહુનો સમાવેશ, તેથી કહો સુખશાંતિ તેની નરેશ.૨૬
રાજા કહે સુવૃત્ત ભૂદેવ, તમ જેવા મહાત્માની સાધું સેવ;
તેણે કરી મુનિ સુજાણ, છે સર્વની કુશળતા પ્રમાણ. ૨૭
પણ મુને વિસ્મય થાયે આજ, આ સ્થળે મારી સ્ત્રી કયી છે દ્વિજરાજ;
ઋષિ કહે અહો મહાભાગ, ત્રિલોક સુંદરી રેવતીપર અનુરાગ. ૨૮
તમે ધ્યાને ધાર્યો નરદેવ, તો તે ઉત્તમાંગી સાધશે સેવ;
હે રાજન તેને શું તમે, નથી ઓળખતા જાણું અમે ? ૨૯
રાજા કહે સુણો ભરપુર, શાંતપુત્રી સુભદ્રા મધુર;
કાવેરીસુતા સુરાષ્ટ્રજા જેહ, સુજાતા કદંબા નામે એહ. ૩૦
વરૂથજા વિપાઠા નામ, છે નંદિની નારી મારે ધામ;
તેને હું ઓળખું છું મુનિ, મેં રેવતી નારી કાને નવ સુણી. ૩૧
ઋષિ કહે અહો વર રાજા, તમે પ્રિય શબ્દની જાણો છો માઝા;
હમણાં સુંદરાંગીને કહ્યું તમે, પ્રિયે એવું વચન સાંભળ્યું અમે. ૩૨

---

૨૭ સુવૃત્ત—સારા આચરણવાળા.

તે શું ભૂલી ગયા ભૂપાળ, એ પ્રશંસાનીય અતિ છે બાળ;
તે થઇ ભાર્યા તમારી જાણ, છે પ્રિયે શબ્દનું એહ પ્રમાણ. ૩૩
રાજા કહે અહો મહારાજ, મેં એવું કહ્યું સત્ય આજ;
કંતુ મારો દુષ્ટભાવ નહિ જરી, હું પૂછું આપને વિનતિ કરી. ૩૪
નવ કરશો મારાપર કોપ, પણ એ તો આવીપડેલો આરોપ;
ઋષિ કહે અહો રાજન, યથાર્થ કો'છો મહાપાવન. ૩૫
તમારો ભાવ તો દૂષિત નથી, બોલ્યા અગ્નિપ્રેરણાયે સર્વથી;
અધુના અગ્નિશાળામાં પૂછ્યું મેંય, તે નહિ સાંભળ્યું હશે તેંય. ૩૬
કિંતુ મેં પૂછ્યું છે હમણાં જાણ, આ સ્ત્રીનો કોણ પતિ થશે સુજાણ;
ત્યારે અગ્નિએ કહ્યું તમ નામ, એવામયોં સુણ્યા પ્રિયે શબ્દ મેં આમ. ૩૭
માટે અહો નરેંદ્ર આજ, આ કન્યા ગ્રહણ કરો મહારાજ;
તમે એને પ્રિયે કહી બોલાવી, સંબોધનપૂર્વક મનસા ડોલાવી. ૩૮
તો હવે શો કરો છો વિચાર, માર્કંડેય કહે તે વાર;
નૃપ મૌન ધરીને રહ્યો, સામો ઉત્તર તેણે ન કહ્યો. ૩૯
એટલે તે કન્યાનો વિવાહવિધિ, કરે તેની તૈયારી મુનિ ગુણનિધિ;
તે સમયે નમ્રતાએ કન્યા તેહ, બોલી વિવાહસામગ્રી જોઇ જેહ. ૪૦
કહ્યું પિતાને તેણે જાતે, તાત વિચારો એક વાતે;
જો હોય પ્રીતિ તમારી પૂર, મારા ઉપર હે ભૂસુર. ૪૧
તો કૃપા કરી કરો કાજ, ધરો રેવતીનક્ષત્ર મન દ્વિજરાજ;
કરો તે સમયે મારૂં લગ્ન, તાત તો થાય મન મારૂં મગ્ન. ૪૨
ઋષિ કહે કન્યા કલ્યાણી, અધુના રેવતી દોષવાળી પ્રમાણી;
રેવતી નક્ષત્ર હમણાં જાણ, નથી ચંદ્રના યોગવાળું પ્રમાણ. ૪૩
અહો સુભ્રુ એ વિના અન્ય, છે નક્ષત્ર વિવાહ કાર્યે ધન્ય;
તેમાં થાય જો વિવાહ આજ, તો સિદ્ધ થાયે તારૂં કાજ. ૪૪

---

૪૪ સુભ્રુ—સુંદર ભ્રુકુટિવાળી!

કન્યા કહેછે અહો તાત, તે નક્ષત્ર વિના સહુ ખોટી વાત;
બીજો કાળ નિષ્ફળ દેખાય સહી, વળી એક વેણ કહી તે રહી: ૪૫
મારા સરખીનો વિવાહ જેહ, કેમ નિષ્ફળ કાળે થાયે તેહ;
ઋષિ કહેછે સાંભળ્ય વાત, ઋતવાકે કર્યો રેવતીપાત. ૪૬
મા'ક્રોધથી કરી તેણે કાય, રેવતી નક્ષત્ર પાડ્યુ ભૂમાંય;
એ મદિરા સરખાં નેત્રવાળી, કરી આપવા પ્રતિજ્ઞા હે બાળી. ૪૭
આ રાજા જુએ બેઠો વાટ, તું તો ઘડે કંઇના કંઇ ઘાટ;
નથી કરતી વિવાહની ઇચ્છા તુંય, નથી અમને આવ્યું સંકટ જોતી તુંય. ૪૮
કન્યા કહે છે અહો તાત, તે ઋતવાક્ મુનિની મૂકો વાત;
તેણે શું કર્યું છે એટલું તપ, મુનિ તેણે કેટલા જપિયા જપ. ૪૯
મારા પિતા એવા તમો જેહ, તેણે નથો તપ કર્યું શું તેહ;
હું શું છું અધમ દ્વિજકુમારી, મુનિ એવું શકે કોણ ધારી. ૫૦
મુનિ કહે હે બાલે તુંય, નથી દ્વિજપુત્રી કહુ છું હુંય;
તું અતપસ્વિની કન્યા નથી, એ સિદ્ધ જાણ તું સર્વથી. ૫૧
હું છું બીજા દેવ કરવાને શક્તિમાન, તેની પુત્રી તું છે મહાન;
કન્યા કે'છે મારા એવા પિતા, જો છો તપસ્વી શોભિતા. ૫૨
તો તે નક્ષત્રને પાછું કેમ, નથી નભે સ્થાપતા હતું જેમ;
પછે તે નક્ષત્રમાં નિર્વાણ, કયમ મારો વિવા' નથી કરતા પ્રમાણ. ૫૩
ઋષિ કહેછે ભદ્રે! તારૂં, થાઓ કલ્યાણ હું ઉચ્ચારૂં;
તારી ઇચ્છાનુસારે આજ, હું કરીશ સર્વે કાજ. ૫૪
તું રાજી થા કન્યા મારી, એમ મુનિ બોલ્યા ખુંખારી;
હું તારે કાજે કરૂં સ્થાપન, આજ વિધુમાર્ગે રેવતી પાવન. ૫૫
માર્કંડેય કહે પછે તે દ્વિજ, શું કરતો કન્યાકેરી રીઝ;

---

૫૩ નભે–આકાશમાં. ૫૫ વિધુમાર્ગે—ચંદ્રના માર્ગમાં.

તપકેરા પ્રભાવે તેણે, નળ રેવતી સ્થાપ્યું જેણે. ૫૬
કર્યું પૂર્વવત ચંદ્રના ચોગવાળું, તે રેવતી નક્ષત્ર સર્વે ભાળ્યું;
પછે પોતાની પુત્રીકેરા, કર્યા મંત્ર ચોગવાળા સફળ ફેરા. ૫૭
કર્યો વિવા' વિધિને સંપાદન, વળી પ્રસન્ન થઈ વધ્યા દ્વિજજન;
પુનઃ જામાત્રને કે'વા લાગ્યા, અતિ સુતા ઉપર અનુરાગ્યા. ૫૮
અહો રાજન તમને આપું શુંય, આજ પે'રામણીમાં તો હુંય;
કયો દુર્લભ માગો પદાર્થ, ગમે તેવો આણીદઇશ સાર્થ. ૫૯
છે મારા તપનો પ્રભાવ બલિષ્ઠ, સત્ય માનજો નરપતિ શિષ્ઠ;
રાજા કહે અહો મુનિદેવ, સ્વાયંભુવ કુળની સાધી મેં સેવ. ૬૦
થયો તે મહામનુકુળે ઉત્પન્ન, માટે કરવા ધારો જો મુને પ્રસન્ન;
તો કરો કૃપા પૂરે પૂરી, મન્વંતર પદવી રે' ન અધૂરી. ૬૧
થાય મન્વંતરાધિપતિ મને સુત, હું માગું એટલું મુનિ અદ્‌ભુત;
ઋષિ કહે અહો ભૂપાળ, તારો મનોરથ પૂર્ણ થશે આ કાળ. ૬૨
તમારો સુત મનુ થશે નિર્વાણ, તે આ સર્વ પૃથ્વી ભોગવશે પ્રમાણ;
વળી થાશે ધર્મજ્ઞ તે જાતે, નહિ કશી કમી રહે કોઈ વાતે. ૬૩
માર્કંડેય કે' પછી તે રાય, સ્ત્રીને લેઇ પુરભણી જાય;
ગયો નગરમાં ભૂપાળ, પછે રેવતીએ પ્રસવ્યો બાળ. ૬૪
રૈવત નામે મનુ થયો તેહ, જેનો હતો મહાધર્મજ્ઞ દેહ;
તે મનુ સર્વ માનવધર્મથી યુક્ત, હતો અપરાજિત ને પૂરો પુખ્ત. ૬૫
અખિલ શાસ્ત્રાર્થ જાણતો તેહ, હતો વેદવિદ્યામાં નિપુણ એહ;
જાણતો અર્થશાસ્ત્ર તે જાતે, એમ હતો કુશળ સર્વે વાતે. ૬૬
તે મન્વંતરમાં થયા જે દેવ, ઋષિ ઈંદ્ર રાજા કહું તતખેવ;
તે તું સાંભળ્ય એકે ચિત્ત, સુણ્યે ભણ્યે પાર પામીશ ખચીત. ૬૭
સુમેધા ભૂપતિ વૈકુંઠ નામ, અમિતાભ દેવ હતા તે ઠામ;

તેના જેવા ચૌદ ચૌદ નિર્વાણ, ગણી ગણી ભાખ્યા સુજાણ. ૬૮
તે દેવના ચાર ગણ સહી, તેના ઇંદ્ર કહું હાવાં અહીં;
શતક્રતુ વિભુ એવું નામ, વાસવનું હતું તે ઠામ. ૬૯
હિરણ્યલોમા વેદશ્રી જાણ્ય, ઉર્ધ્વબાહુ વેદબાહુ પ્રમાણ;
સુધામા પરજન્ય અને વેદ–તથા વેદાંત પારાંગત નિર્વેદ. ૭૦
એવા વસિષ્ઠ મહામુનિદેવ, એવા સપ્તર્ષિની કરતા સહુ સેવ;
બલબંધુ મહાવીર્ય નામે, સુવષ્ટવ્ય સત્યક સારે કામે. ૭૧
ઇત્યાદિ રૈવતમનુના પુત્રે હતા, જે વિશ્વ મધ્યે થઇ પડચા છતા;
મેં રૈવતસુધી મનુઓ કહ્યા જેહ, તેમાં સ્વારોચિષ વિનાના તેહ. ૭૨
જેહ બાકી રહ્યા નિર્વાણ, તેહ સ્વાયંભુવ સંબંધના પ્રમાણ;
આ રૈવતક મન્વંતરની કથા, સુણતાં ભણતાં જાયે વ્યથા. ૭૩
સર્વ તીર્થનું થાયે ફળ, વાધે વકતાને ઝાઝું બળ;
શ્રોતાને સર્વ સિદ્ધિ મળે, સુણે ભણે તેનાં દુઃખ ટળે. ૭૪
સંવત સત્તરસેં પાંસઠચ માંય, ઝાલી શ્રીહરિએ મમ બાંય;
તેની કૃપાએ પૂરૂં થયું આખ્યાન, ધન્ય ધન્ય પુરાણી મહાન. ૭૫
સારૂં લગન જોઇ કરિયું વેર, કરી રેવતી સંજોગે મોટી મે'ર;
વાંચો સંસ્કૃત બેઠા ઘેર, જાણો વાધી પ્રાકૃતકેરી પેર. ૭૬
આ મહાસાગરે મીઠી લે'ર, છે સર્વ જનને સમજ્યાની સેર;
કરતા પુરાણી કૂડા કેર, થઇ પડતા મોટા મેર. ૭૭

---

૬૯ ચાર ગણ–ઉપર કહ્યા તે સુમેધા, ભૂપતિ, વૈકુંઠ અને અમિતાભ. એ પ્રત્યેકમાં ચૌદ ચૌદ દેવો હતા.

૭૬ વાંચો ઇ૦—પ્રાકૃત પુરાણ હવે પસરશે એટલે સંસ્કૃત પુરાણ તો તમો ઘેર બેઠા બેઠા વાંચજો, એ ભાવ છે.

ઇતિ શ્રીમાર્કંડેય પુરાણ, રૈવત મન્વંતરે નિર્વાણ;
પંચસપ્તતિતમો અધ્યાય, દ્વિજ યથામતિએ ગાય. ૭૮

વલણ.

ગાય ગુણગણ હરિકેશ, નમી સહુને જાણ રે;
શ્રમ સિધ્ધ માનું સર્વ ત્યારે, કરે પુરાણી પુરાણ પ્રમાણ રે. ૭૯

——o✻o——

## કડવું ૧૪૨ મું.

### રાગ સામેરી.

શ્રીગુરૂ ગણપતિ શારદા, નમું બેહુ કર જોડ;
આઈ અંબા ભવાની પૂરજ તું, મારા મનના કોડ. ૧
મારે ધન ધાન્ય આઈ નથી જોઇતું, જોઇએ હરિગુણગાન;
જો પરમાર્થ બુદ્ધિ હોય તો, દેજો માત મન માગ્યું દાન. ૨
હવાં ચાક્ષુષમન્વંતર વર્ણવું, કરી કવિ ગુરૂ પ્રણામ;
કરૂં યથામતિએ યત્ન હું, હંસવાહની દે વર વાણ. ૩
માર્કંડેય કહે સુણ્ય મહામુનિ, કહ્યા પંચ મન્વંતર જેહ;
હવાં છઠો ચાક્ષુષ મનુ કહું, સુણ્ય તેનો મન્વંતર તેહ. ૪
તે દ્વિજ અન્ય જન્મે તે સહી, ઉપન્યો વિધિચક્ષુએ સાર;
તેણે આ જન્મે તેનું પડ્યું, ચાક્ષુષ નામ નિરધાર. ૫
જન્મ્યો જ્યારે તે સહી, ત્યારે તેની માત લેતી ઉત્સંગ;
હૈયા સરશ્યો ચાંપી હુલાવે, તે જોઇ રીઝે સુતનું અંગ. ૬
કિંતુ જાતિસ્મર આ કુંવર, ઉત્પન્ન થયો હતો પ્રમાણ;
તે માત ઉત્સંગ રહ્યો રહ્યો, (અતિ) હસવા લાગ્યો નિરવાણ. ૭
જોઈ હસતો બાળને, થાય માત સર્વ પ્રસન્ન;

૬ ઉત્સંગ—ખોળામાં.

પણ આનું હસવું અવલોકીને, થયો માતને ક્રોધ ઉત્પન્ન. ૮
એવી વિરોધતા થાય છે, જે જણાય છે કોઇ વાર;
તેવો સમય અહીં સમજવો, ન કરવો સંશય લગાર. ૯
તે ક્રોધી બોલી આ બાળશું, તારા મુખમાં વશી રહ્યું હાસ્ય;
મુને ભય લાગે છે એ જોઇને, કરે અટ્ટહાસ્ય શું શિવ અલાસ્ય. ૧૦
તુંને અકાળે બોધ ઉપન્યો, કે કાંઇ જોઇ તેં શુભ વસ્ત;
કે તારે મન સર્વ વશી રહ્યું, હાસ્ય રૂપ જગત સમસ્ત. ૧૧
પુત્ર કહે હો માત મારી, આ તારા મુખની પાસ;
માર્જારી ઊભી મુને ભક્ષવા, અતિ ધરી અંતરમાં ઉલ્લાસ. ૧૨
વળી અંતર્ધાન થઇ રહી, અન્ય જાતહારિણી નામ;
તેને શું તું નથી દેખતી, છે જેનું મહાભયાનક કામ. ૧૩
પુત્રપ્રીતિએ તું પ્રેમયુક્ત થઈ, મુને જુએ છે વારંવાર;
વળી કરી હુલામણાં ફુલામણાં, તું દે આલિંગન અપાર. ૧૪
તારા રોમાંચ થાયે છે હેતથી, ટપકે હર્ષાશ્રુ અવિધાર;
એ નિરખી મુને હાસ્ય આવિયું, કહું તેનું કારણ હું આ વાર. ૧૫
તું કરે જેના પર પ્રીતિ ઘણી, એવા મુને સ્વાર્થાસક્ત માર્જાર;
એ વારંવાર વાંચ્છે સહી, વળી એવી બીજી બતાવું સાર. ૧૬
ત્યમ વળી બીજી આ જાતહારિણી, જે થઇ રહી છે અંતરધાન;
તે નિરખી ઊભી મુને લેઇ જાવા, જેનું થાતું નથી સમાધાન. ૧૭

---

૧૦ અલાસ્ય ઇ૦—તું તે લાસ્ય ( તાંડવ નૃત્ય ) નહિ કરતો એવો શિવ છે કે શું ? અથવા અલાસ્ય ( લાસ્ય વગર ) આ અટ્ટહાસ્ય ( મોટેથી હાસ્ય ) કરનાર આ શિવ છે કે શું ?

૧૬ સ્વાર્થાસક્ત—પોતાના ખાઇજવારૂપ અર્થમાં પ્રીતિવાળી. ૧૭ જાતહારિણી—એ નામની કૃત્યા જે જન્મેલા બાળકને લેઈ જાય છે.

જેમ એ ઉભય સ્વાર્થને અર્થે, થયાં પ્રવૃત્ત સ્નેહ અંતરે જાણ;
તેના જેવી પણ માત થઇ તું, એક સ્વાર્થને લીધે પ્રમાણ. ૧૮
એ માંહે જે ફેર છે તે, તુંને બતાવી દઉં માત;
આ માર્જારીને જાતહારિણી,(એ) થઈ રહી ઉતાવળી વિખ્યાત.૧૯
તાત્કાલિક ઉપભોગ તો, એ કરવા વાંચ્છે મારો માત;
ને તું અનુક્રમે કરી મારાથકી, પ્રાપ્ત થયેલા ફળની વાંચ્છે વાત. ૨૦
હું કોણ તે તું નથી જાણતી, કે મેં તને કર્યો કાંઇ ઉપકાર;
તેની ખબર તુંને કંઇ નથી, તેમ નથી ઘાડો સમાગમ સાર. ૨૧
જ્યાં ત્યાં પંચ સપ્ત દિવસ થયા, એમ છતાં મારી માય;
તું નેત્રમાં હર્ષાશ્રુ લાવીને, દે પ્રેમે આલિંગન સુખદાય. ૨૨
વળી વારંવારે તું વદે છે, હે વત્સ હે તાત વારંવાર;
તારૂં ભદ્ર થાઓ કલ્યાણ કે, કાંઈ એવું કે'છે તું નિરધાર. ૨૩
જે એવું બોલે છે તું સહી, તેમાં છે શુદ્ધ અંતઃકરણ અપાર;
જનની એવું હું જોઇ રહ્યો, જેમાં ફેર નથી તલભાર. ૨૪
માતા કહે હો વત્સ મારા, મુને ઉપકારકેરી નથી આશ;
હું એવા આશે તુંને નથી ભેટતી, એ કરૂં શુદ્ધ મને પ્રકાશ. ૨૫
કિંતુ એ વેણ જો તુંને નવ રૂચે, તો તારાથકી હું સુત;
અહોરાત્રિ તજાયલી જાણજે, એમાં કાંઇ નથી અદ્ભુત. ૨૬
હશે તારાથી મારો સ્વાર્થ જે, તે પણ મૂકી દીધો મેં સાર;
એમ વદી તેની માત ત્યાં, નીકળી સૂતિકાગેહથી બા'ર. ૨૭
તું સપ્ત વાસાનો સુત સહી, સમજે સારાસાર વિચાર;
તો તુજને પાળી હું શું શકું, એમ માતા કુમાત જણાઇ તે વાર.૨૮
તેણે તજ્યો સુત દયા તજી, છે જેની બાહ્યેંદ્રિયો જડ જાણ;

---

૨૦ તાત્કાલિક—તુરતાતુરત.

જેનું અંતર અતિ શુદ્ધ તે, બાળક તજ્યો નિર્વાણ. ૨૯
માતા તજી ગઇ બાળને, કે આવી જાતહારિણી ત્યાંય;
જેણે કરી ગ્રહણ લીધો બાળને, તે ગઇ વિક્રાંત હુતો જ્યાંય. ૩૦
વિક્રાંતકેરી રાણીએ, પ્રસવ્યો હતો જે પુત્ર;
તેને સ્થળે એને ધરીને, તે બાળ લીધો સૂત્ર. ૩૧
વિક્રાંતકેરા બાળને, લઇ મૂક્યો ત્રીજે ઘેર;
તે ત્રીજા બાળને ક્રમે ભક્ષ્યો, કરી અધમ એવી પેર. ૩૨
એ અતિ નિર્દય રાક્ષસી, એ રીતે કરે છે રોજ;
ઉભય સ્થળના બાળક બદલી, કરે ત્રીજાની ખાવા શોધ. ૩૩
એ નિત્યકર્મ એનું સહી, હવાં કહું વિક્રાંતકેરી વાત;
તેણે સુતને ક્ષત્રિય ઘટિત જે, વિદ્યા ભણાવી વિખ્યાત. ૩૪
ક્ષત્રિય ઘટિત સંસ્કાર સર્વે, કરાવ્યા પામી આનંદ;
પછે વિધિપૂર્વક તે બાળનું, અભિધાન પાડિયું આનંદ. ૩૫
પછે તે કુમારને ઉપવીત આપ્યું, તદા કહે ગુરૂવર આમ;
હે ભ્રાત માત પાસે જઇ, કર તું અભિવંદન મહાધામ. ૩૬
એવું વચન ગુરૂનું સાંભળી, તે હશી બોલ્યો બાળ;
મારી કઇ માતાને નમું, તે મુને દાખવો આ કાળ. ૩૭
નમું જન્મદેનારીને કે, નમું ઉછેરનારીને મુન્ય;
ગુરૂ કહે મહાભાગ તારી, આ માત રહી મહાપુણ્ય. ૩૮
જારૂજકેરી પુત્રી છે એ, પટરાણી વિક્રાંતની સહી;
અભિધાન એનું હૈમિની એવું, જે જનયિત્રી તારી આ રહી. ૩૯
આનંદ કે' એ છે સહી, વિશાળ ગ્રામ વાસી બોધ;
એ નામના દ્વિજકેરી પત્ની, કરો ગુરૂ કંઈ શોધ. ૪૦

---

૨૯ બાહ્યેંદ્રિયો—બહારની ઈંદ્રિયો. ૩૯ જનયિત્રી—જન્મ આપનારી.
૪૦ બોધ—( એ નામના ).

જનયિત્રી છે ચૈત્રની એ, આને વિષે જે ઉપજ્યો;
તેતણો વિધિ કોણ પૂછે, વળી હું કઈ રીત નીપજ્યો. ૪૧
ઉત્પત્તિસ્થાન છે માહરૂં, અન્યસ્થળે નિર્વાણ;
ગુરૂ પૂછે આનંદને વળી, તું ક્યાંથકી આવિયો પ્રમાણ. ૪૨
ચૈત્ર કરી તું વદે મુખથી, કહે તે છે કોણ;
વિડંબનાની વાત અમને, આ તો જણાય છે ઓણ. ૪૩
રે કહે તું ક્યાં ઉપજ્યો, આ શું જણાએ સાર;
અવનવું લાગે અતિશે સુત, જે તું કરે શા ઉચ્ચાર. ૪૪
આનંદ કે' હે દ્વિજસત્તમ, અનમિત્ર ક્ષત્રી નામ;
તેને ઘેર ગિરિભદ્રા ભામિની, તેથી હું ઉપજ્યો મહાનામ. ૪૫
ત્યાંથકી લેઇ મુજને, જાતહારિણીએ જાણ;
હૈમિની પાસે મૂકિયો મુનિ, જેનું પૂરૂં કહું પ્રમાણ. ૪૬
તે હૈમિનીકેરા સુતને, દ્વિજવર્ય નામે બોધ;
તેને ઘેર લેઇ તે મૂકતી, એમ કરી રાખતી રોધ. ૪૭
એ બોધકેરા સુતને તે, ભક્ષી ગઈ નિર્વાણ;
તે બોધને ઘેર હૈમિની-કેરા સુતને સુજાણ. ૪૮
બ્રાહ્મણસંસ્કાર થયા સહી, એમ અફળાણું અણજાણ;
એવું થાયછે ને થતું આવ્યું, નથી મારી મિથ્યા વાણ. ૪૯
હે મહાભાગ મારા ગુરૂ થઇને, તમો કર્યા મુને સંસ્કાર;
તો વેણ તમારૂં માહરે, કેમ ઉથાપવું નિર્ધાર. ૫૦
તેણે કરી હું પ્રશ્ન પૂછું, કહો નમું કેઇ માતને ભૂદેવ;
મારે સમ્યક્ પ્રકારે સાધવી, ગુરૂદેવકેરી સેવ. ૫૧
ગુરૂ કહે હે વત્સ આ તો, અત્યંત સંકટ આવિયું;
અમે દુઃખમાં આવી પડ્યા, દુઃખદાણ વેણજ કા'વિયું. ૫૨

આ સ્થળે હાવાં કેમ કરવું, તે મુજને સૂઝે નહિં;
થઇ ભ્રમિત બુદ્ધિ માહરી, એમ કહી ગુરૂ રહ્યા સહી. ૫૩
આનંદ કે'છે દ્વિજસત્તમ, એમ જગતમાં ચાલે સદા;
તો કારણ કશું છે મોહતું, છે પુત્ર બંધવ કો કદા. ૫૪
જન્મ ધારણ કરીને તે, સગા થાયે અન્યના;
પૂર્વકેરા સગા સર્વે, ફીટી જાયે ધન્યના. ૫૫
મૃત્યુ થયા પછી એમ થાયે, સર્વ મુનિ દેવતા;
આ દેહ જન્મ્યા પછી મુનિ, સગા સહોદર જે સેવતા. ૫૬
તે દેહકેરો નાશ થાતાં, નાશ થાય નિર્વાણ;
અનુક્રમ એ રીત ચાલે, પછે કશો મોહ સુજાણ. ૫૭
એમ છે માટે કહું છું હું, આ સંસારમાં પ્રમાણ;
નથી ભ્રાતા કોઇ કોઇનો, કે નથી સુત સુજાણ. ૫૮
શા કારણે મતિ તમારી, ભ્રમિત થાય ભૂસુર;
આ દેહે કરી મુને બે પિતા, બે માતા થઇ ભરપૂર. ૫૯
વળી અન્ય દેહે અન્ય થાશે, માતાપિતા મુનિરાઇ;
ભૂસુર તેમાં કહો શેની, કોઇએ માનવી નવાઇ. ૬૦
એવું સર્વ સમજી ગુરૂ મોટા, હું તો તપ કરવા સાર;
આજથકી જાઇશ નિશ્ચે, મુનિ માનજો નિર્ધાર. ૬૧
આ રાયકેરો પુત્ર છે જે, ચૈત્રાભિધાની જેહ;
તે વિશાળ ગ્રામે છે સહી, અહીં તમો આણજો તેહ. ૬૨
માર્કંડેય કહે આ સુણીને, પરિજન બંધુ સહિત;
તે રાય વિસ્મય પામિયો, તજી સુત પરથી પ્રીત. ૬૩

---

૫૫ ધન્યના—ધન્ય એવા મનુષ્યના. ૬૨ ચૈત્રાભિધાની—ચૈત્ર એવા અભિધાન( નામ )વાળો.

પરિ કરી મમતા જવા દીધો, તેને વન વિષે ખચીત;
પછે દ્વિજે પુત્ર બુદ્ધિ કરી જે, વળી ધરી સમ્યક્ રીત. ૬૪
મોટો કર્યો હતો સુતને તે, રાયે લીધો તતકાળ;
તે દ્વિજકેરૂં મન મનાવ્યું, લીધો ચૈત્ર નામે બાળ. ૬૫
સ્વસુતને આણી કરી, કર્યો રાજ્યકારણ યોગ્ય;
આનંદ વનમાં વશી અતિ, તજી વસ્તુ અયોગ્ય. ૬૬
જે મુક્તિકેરાં બાધકારી, કર્મ હુતાં જાણ;
તેણે નાશકરવા તેહનો, તપ આરંભિયું નિર્વાણ. ૬૭
પછે તે તપ કરતા બાળને જોઇ, ત્યાં આવિયા બ્રહ્માભૂપ;
પૂછ્યું બાળને તું કોણ કારણ, તપ કરેછે અનુપ. ૬૮
આનંદ કે' બ્રહ્મા સુણો, જે બંધનકારી છે કર્મ;
તેનો નાશ કરવા તપ કરૂંછું, વળી ધારૂં ધ્યાને ધર્મ. ૬૯
શુદ્ધ કરવો આતમાને, એ હેતુ છે મનમાંય;
બ્રહ્મા કહે હે ભ્રાત તું, છું કર્મવાસનાએ આંય. ૭૦
એવી વાસનાએ યુક્ત છું, માટે મુક્તિકેરો જાણ;
અધિકારી તો તું નથી, મારૂં વચન સત્ય પ્રમાણ. ૭૧
કિંતુ અધિકાર પામી મનુતણો, પછે તું મુક્તિ પામીશ બાળ;
સુત પદ ધારવું છે તાહરે, છઠા મનુનું આ કાળ. ૭૨
માટે તું જા અને કરય તેમ, જેથી શુભ થાશે સર્વ;
ત્યાર પૂઠે તુજને, મળશે મુક્તિ રૂપી પર્વ. ૭૩
તું તપ કરવું ત્યાગી દે, એમ વધ્યા બ્રહ્માદેવ;
માર્કંડેય કહે તેણે વિધિકેરૂં, વચન માનિયું તતખેવ. ૭૪
વારૂ કરીશ હું તેમ વિધિ, એમ વદી ચાલ્યો તેહ;
તપથકી વિરામ પામ્યો, ચાલ્યો કર્મ કરવા એહ. ૭૫

---

૭૦ કર્મવાસનાએ (યુક્ત છે, અધ્યાહાર). ૭૫ વિરામ પામ્યો—અટક્યો.

નિવૃત્ત કરતાં તપથી તેને, બ્રહ્મા વદ્યા ત્યાં આમ;
તારૂં નામ ચાક્ષુષ વદાશે, મનુ થઇશ તું મહાધામ. ૭૬
એ પૂર્વકેરા નામથી, પ્રસિધ્ધ થયો પૂર;
ચાક્ષુષમનુ એવું નામ તેનું, પડ્યું ભૂમિમાં ભરપૂર. ૭૭
તેણે ઉગ્ર રાજાકેરી કન્યા, વિદર્ભા એવું નામ;
તેહ સાથે લગ્ન કીધું, કરી વિધિને પ્રણામ. ૭૮
પછે તે નારી વિષે, તેણે કર્યા સુત ઉત્પન્ન;
તે થયા પ્રસિધ્ધને પરાક્રમી, જોઇ જન થયા પ્રસન્ન. ૭૯
તેના મન્વંતર વિષે, જે દેવ ઋષિ ને ઇંદ્ર—
થયા તે સર્વે કહું હું, તું સુણ્ય ક્રૌષ્ટુકિચંદ્ર. ૮૦
તેના પુત્રકેરાં નામ ભાખું, તું સુણ્ય એકે ચિત્ત;
શુદ્ધ મન જોઇ તાહરૂં મુનિ, થાય કથા કે'વા પ્રીત. ૮૧
હે વિપ્ર યજ્ઞમાં હવ્યકેરૂં, ભક્ષણ કરનાર વિખ્યાત;
પ્રખ્યાત પુર પૃથ્વી વિષે, અષ્ટ દેવ ગણ સાક્ષાત. ૮૨
આર્ય નામે તે હતા, સુણ્ય તું ભૂદેવ;
હતો પ્રસિધ્ધ બળને પરાક્રમી, તે ગણ કહું તતખેવ. ૮૩
તે ગણમંડળકેરૂં દર્શન, દુઃખે કરી કરાય;
પ્રસૂત નામે આઠ તે પણ, અવનિતળે ગણાય. ૮૪
ત્રીજો ભાવ નામે આઠ સુરનો, ગણ હતો નિર્વાણ;
ચોથો યુથગ નામે આઠ સુરનો, ગણ હતો સુજાણ. ૮૫
હે દ્વિજસત્તમ તે મન્વંતરે, પાચમો લેખ નામે જાણ;
દેવકેરો ગણ હતો તે, અમૃતભક્ષક હતો પ્રમાણ. ૮૬

---

૮૩ પ્રસિદ્ધ બળ—પ્રસિદ્ધ છે બળ જેનું એવો.

શતક્રતુ કરી તેમનો જે, સ્વામી થયો'તો સાર;
તે યજ્ઞભાગને ભોગવનારો, હતો ઈંદ્ર નિર્ધાર. ૮૭
મનોજવ એવું નામ તેનું, હવાં વદું ઋષિ જે સાત;
સુમેધા વિરજા અને હતા, વિદ્યમાન પ્રખ્યાત. ૮૮
ઉન્નત્ત મધુ અતિનામ ને, સહિષ્ણુ નામે જાણ;
ઉરૂ પૂરૂ શતદ્યુમાન આદિ, મહાબલિષ્ટ પ્રમાણ. ૮૯
ચાક્ષુષકેરા સુતતે, થયા પૃથ્વીપતિ નિર્વાણ;
હે દ્વિજસત્તમ એ રીતે મેં, કર્યાં ચાક્ષુષમનુ વખાણ. ૯૦
ચાક્ષુષમનુનો જન્મ ભાખ્યો, વળી છઠો મનુ નિર્વાણ;
અધુના જે સપ્તમો, વૈવસ્વતમનુ અભિધાન. ૯૧
ચાલેછે તે કહું તુજને, સુણય એક ચિત્ત તુંય;
તે મન્વંતરના દેવાદિ કહું, કંઇ બાકી ન રાખું હુંય. ૯૨
આ કથા જે કો સાંભળે, વા ગાય ગીતે જેહ;
તે આ લોકે યશ પામશે, થશે પરલોકમાં સુખી તેહ. ૯૩
આ આખ્યાન લખાવી આપે, દ્વિજને કો દાન;
થાય શત યજ્ઞકેરૂં ફળ તેને, મળે સુખ સંપત્તિ મહાન. ૯૪
ગંગા ગયા ને ગોમતી, ભાગીરથી ને યમુનાય;
સ્નાન કરતાં જેહફળ તે, આ આખ્યાન સુણતાં થાય. ૯૫
સંવત સત્તરપાંસઠમાં, કર્યું યથામતિ મનુગાન;
પુરાણીનો ઉપકાર એ છે, જે જાણે ભૂત ભવિષ્ય વર્તમાન. ૯૬
પુરાણી સુત જન્મતાં, હતી કોણ તેમની માત;
જાતહારિણીએ લેઇ મૂક્યા, અન્ય સ્થળે વિખ્યાત. ૯૭
તે ઉંચકે અતિ નીચને ગૃહ, સહુ પુરાણી જાણે પેર;
ત્રિકાળજ્ઞાની શું ન જાણે, જેને સૂતપુરાણીકેરી મે'ર. ૯૮

જે ન જાણે તે કયમ કરે, કંઇ સારાં માઠાં કામ;
ભવિષ્યવેત્તા પુરાણી જાણે, જન્મ્યા હતા નીચે ઠામ. ૯૯
માટે કરતાં નીચ કારજ, કશી હોયે લાજ;
એ આપણા કુળનું કર્મ છે, તે કયમ વીસરાયે કાજ. ૧૦૦
એમ નીચ જાણી નીચ કારજ, જો કરે પુરાણીદેવ;
તો સાષ્ટાંગ નમવું તેમને, સહુ સજ્જને તતખેવ. ૧૦૧
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, ચાક્ષુષમન્વંતરે નિર્વાણ;
ષટ્સપ્તતિતમોધ્યાય પૂરણ, અહીં થયો પ્રમાણ. ૧૦૨

વલણ.

પ્રમાણ પૂરૂં અહીં થયું, ચાક્ષુષમન્વંતરનું સાર રે;
વૈવસ્વતમનુ હું વર્ણવું, યથામતિએ નિરધાર રે. ૧૦૩

---

# वैवस्वतमन्वंतराख्यान.

## કડવું ૧૪૩ મું.

### રાગધનાશ્રી.

શ્રીગુરૂ ગણપતિને લાગું પાય જી, નમું હરિ હર વિધિ સુખદાય જી;
કરો હંસવાહની શારદા સાર જી, યથામતિએ દ્વિજગુણ ગાય જી. ૧

ઢાળ.

ગુણ ગાય દ્વિજજન યથામતિએ, માત મયા જો કરો;
કૃપાકટાક્ષે કાર્ય થાયે, બાંય 'મારો' કહી ધરો. ૨
સેવા સેવક શું કરે, નહિ સેવક સંખ્યા જાણ;

૨ મયા—મમતા—પ્રીતિ.

અનન્ય ભક્ત તે થઇ ગયા, જેનાં કરી શકાય નવ વખાણ. ૩
દૃઢ ભક્તિ નહિ તેમના જેવી, તો ક્યમ કહું કરજો સા'ય;
દયા કરી દ્વિજ ઉપરે, કરજો મયા મહામાય. ૪
સ્વલ્પ સેવક મન જાણી, થોડી ભક્તિ આણી ઉર;
આઇ દ્વિજ ઉપર રીઝજો, ત્યમ સહુ રીઝજો ભૂસુર. ૫
કવિ કરૂણા કરી કિંચિત, તારજો મતિ મૂઢ;
છંદ પ્રબંધ મતિમંદ ન જાણું, ન જાણું કવિતા ગતિ ગૂઢ. ૬
જ્યમ માર્કંડેયે ક્રૌષ્ટુકિને, કહી કથા કર્યો પ્રવીણ;
ત્યમ મહાકવિ અનુગ્રહ કરી, કરાવજો કવિતા નવીન. ૭
માર્કંડેય કહે સુણ્ય ક્રૌષ્ટુકિ તું, કહું વૈવસ્વતતણું આખ્યાન;
સંપૂર્ણ સર્વ આજ તુજને, એનું સુણાવું વ્યાખ્યાન. ૮
માર્તંડ નામે સૂર્યની, મહાભાગ્યવતી નારી જેહ;
હતી વિશ્વકર્માની સુતા તે, સંજ્ઞા નામ નિઃસંદેહ. ૯
તેને વિષે સવિતાથકી, થયો પ્રખ્યાત યશવાન;
સંપૂર્ણ વિવિધ વિજ્ઞાને તે, મનુ જન્મિયો મહાન. ૧૦
વિવસ્વાનનો પુત્ર એ, માટે વૈવસ્વત કે'વાય;
જદા સંજ્ઞા સામું સૂર્ય જોતા, તદા તે ઘણી લજવાય. ૧૧
આંખો મીચી દે અતિ, જાણે તેને દુઃખ થાય અપાર;
ચક્ષુ ન મીચવા વિષે ભાખ્યું, પૂષાએ બહુ વાર. ૧૨
પણ તે અવગણ્યું ઘણી વાર જ્યારે, નારીએ નિર્ધાર;
ત્યારે સૂર્યને અતિ કોપ ચઢિયો, તેણે દયા કરી ન લગાર. ૧૩
કઠોર વચન તેણે કહ્યું, કરે મૂઢ નેત્રસંયમ તુંય;
મેં ના કહ્યું તોય નિત્ય કરતી, તો હવાં શાપ દેઉં હુંય. ૧૪

૧૧ વિવસ્વાન—સૂર્ય. ૧૪ નેત્રસંયમ—આંખો બંધ કરવી તે.

સંયમ કરનાર પ્રજાતણો, તુને થાશે સુત;
યમનામે તે સહી એમ, વાણી કહી અદ્ભુત. ૧૫
કહે માર્કંડેય એથી ભામિની, પામી ભય અતિ મન;
તે ચતુરાએ સ્વદૃષ્ટિ ત્યાં, કરી ચપળ તે દિન. ૧૬
ચતુરાને જોઇ ચંચળ, દૃષ્ટિવાળી ભાનુ;
પેખી પ્રભાકર પુનઃ બોલ્યા, જેને નથી કાંઇ છાનું. ૧૭
મુને નિરખી નજર ચંચળ કરી, માટે દેઉં તુજને શાપ;
ચંચળસુતા નદી તુજને, અવતરશે આણમાપ. ૧૮
માર્કંડેય કહે પછી સ્વામીશાપે, તે નારી વિષે નિર્વાણ;
યમયમી ઉત્પન્ન થાતાં, કરચ ક્રૌષ્ટુકિ પ્રમાણ. ૧૯
તે સંજ્ઞાનામે સ્ત્રી સૂર્યની, સૂર્યકેરૂં તેજ;
મહાકષ્ટે સહન કરતી, ચક્ષ મીચ્યાનું કારણ એજ. ૨૦
ચક્ષ મીચતાં શાપ દેતા, સ્વામી કરી અતિ ક્રોધ;
ચંચળ થતાં પણ તેમ થાતું, તદા કરવું કયમ દુઃખરોધ. ૨૧
સૂર્યકેરૂં તેજ તો, સે'વાય નહિ નિર્વાણ;
તદા વનિતા વિચાર કરવા, લાગી રહી સુજાણ. ૨૨
હું શું કરૂં કે કયાં જઉં, કે થાય જેથી નીરાંત;
કયમ કાંતને નવ ક્રોધ ઉપજે, એમ વિચારતી મહાંત. ૨૩
વિશ્વકર્મા પ્રજાપતિકેરી, કુંવરી સંજ્ઞા જેહ;
એ પ્રમાણે વિચાર કરતી, નિરંતર કરી સંદેહ. ૨૪
પછે નિશ્ચય કર્યો મન નારીએ, જાવું પિતાને ઘેર;
પણ મુજ પાખે પ્રભાકર રે' નહિ, તેની કરવી કંઈ પેર. ૨૫
પિતાને ગૃહ જાવાતણો, નિશ્ચય કર્યો જે વાર;

૧૯ યમી—યમુના. ૨૫ પ્રભાકર—સૂર્ય.

સ્વશરીરથી છાયારૂપ કરિયું, તે કરી મૂકી સૂર્યની નાર. ૨૬
તેને કહ્યું આ સૂર્યગેહે, હું જે રીતે વર્તતી પ્રમાણ;
સૂર્યને સંતાન સાથે, ત્યમ તું કરજે નિર્વાણ. ૨૭
કદા પૂછે તુંને તોપણ, ન વદીશ તું કંઇ વાણ;
હું ગઇછું તે નવ જણાવીશ, કરજે વેણ મારૂં પ્રમાણ. ૨૮
હું સંજ્ઞા છું સહી, એમ વદવું તારે બાળ;
સુણી છાયાસંજ્ઞા વદે ત્યારે, તું સુણ્ય દેવી વિશાળ. ૨૯
જ્યાં સુધી મારા કેશ સૂરજ, ખેંચશે નહિ સાર;
વળી શાપ નહિ દે ત્યાંસુધી, હું પાળીશ વચન નિર્ધાર. ૩૦
કિંતુ શાપ કેશાકર્ષણે, વા ઉભયમાંથી એક;
થાતાં કહીશ હું સર્વ જે, નહિ રાખું તારો ટેક. ૩૧
વારૂ એમ કહી ગઇ દેવી, સ્વપિતાકેરે ઘેર;
થયું પાપદગ્ધ તવવડે જેનું, એવા લહ્યા પિતા મહાસેર. ૩૨
આ અનિંદિત સુતાને લહી, વિશ્વકર્માએ આપિયું અતિ માન;
વળી કર્યો આદરસત્કાર અતિશે, એમ તે ત્યાં રહી મહાન. ૩૩
કેટલાક દિન ગયા પૂઠે, તે તન્વંગીને કહે તાત;
અતિ માનપૂર્વક પ્રશંસી તેને, કહી તાતે વાત. ૩૪
હે સુતા તારા વાસથી, મારા ઘણા દિન અર્ધમુહૂર્તે જાય;
વા તેટલા પણ નથી જણાતા, કે ક્યાં કાળ ગત મુજ થાય. ૩૫
પણ વા'લી મારી ધર્મકેરો, લોપ થાયે જેહ;
તે કેમ તે તુજને જણાવું, કર્ય શ્રવણ નિઃસંદેહ. ૩૬
બાળાએ બાંધવગૃહે, નવ ઘણા દિન રે'વું જાણ;
પ્રતિષ્ઠાહાનિ રહે તેની, કહે થાય સુજાણ. ૩૭

---

૩૧ કેશાકર્ષણે—ચોટલો ખેંચવાથી. ૩૫ અર્ધમુહૂર્તે—અર્ધામુહૂર્ત (ઘડી)ની પેઠે.

બાંધવકેરો સદૈવ એવો, હોયે મનોરથ બેન;
સ્ત્રી સ્વામીગેહે સદા સુહાવે, કરે રહી ચતુરા ત્યાં ચેન. ૩૮
હે સુતા તે તું ત્રિલોકપતિ જે, સૂર્ય નામ કે'વાય;
તેની પ્રીતિવતી પત્ની છું તું, માટે પિતાગેહ નવ રે'વાય. ૩૯
સ્વલ્પકાળ, માટે આવવું, એ તો ઉચિત છે સર્વત્ર;
કિંતુ તુંને સંજ્ઞા થયા, ઘણા દિન આવે અત્ર. ૪૦
માટે અઘટારત એહ થાયે, તેણે કરી નિર્વાણ;
સંજ્ઞા સ્વામીગેહ જા તું, વિશ્વકર્મા વદ્યા એવી વાણ. ૪૧
હુ પ્રસન્ન છું તારા પર અતિ, ત્યમ મારો પુરો આદર ભાવ;
સત્વર જાઓ સ્વામીગેહે, કદી ત્યાંનો કરવો નહિ અભાવ. ૪૨
અહો શુભે તું આવજે, મુને મળવા બીજી વાર;
વળી સ્વલ્પકાળ રહી અહીંઆં, તું જઈ જોજે ભર્તાર. ૪૩
માર્કંડેય કહે એ રીતનું, તણે સુણ્યું પિતાવેણ;
પછે પૂજન કરી પિતાતણું, ત્યાંથી ચાલી ગઇ સુખદેણ. ૪૪
તે ઉત્તરકુરૂભણી ગઇ ચાલી, જે ઇચ્છતી સવિતાતેજ;
મહાભય મનમાં એહનો, દર્શે તેજ એને એજ. ૪૫
અશ્વિનીનું રૂપ ધારી, લાગી તપ કરવા ત્યાંય;
હવાં છાયાસંજ્ઞા વિષે ભાખું, જે રહી સૂરજ જ્યાંય. ૪૬
આજ સંજ્ઞા છે સહીં, એમ માનતા સૂરજદેવ;
તે સ્ત્રીતણી સુશ્રૂષા કરીને, સાધતા અતનુસેવ. ૪૭
તેને વિષે બે પુત્ર ને, એક કન્યા કરી ઉત્પન્ન;
છાયાસંજ્ઞા જેવું રાખતી, સ્વપુત્ર મન પ્રસન્ન. ૪૮
તેવું સંજ્ઞાસુતકેરૂં, નવ રાખતી નિર્વાણ;

૪૭ સુશ્રૂષા—( પ્રીતિરૂપ ) સેવા.

હેત પણ નવ રાખતી તે, સ્વસંતતિ સમું પ્રમાણ. ૪૯
લાડમાં નવ આડ કરતો, જોઇ પક્ષપાત બીજી વસ્ત;
હતો મનુ મોટા મનનો તે, સરખી પ્રીતિ અપ્રીતિ જાણતો સમસ્ત. ૫૦
પણ યમથી તે નવ થયું, સહન દુઃખ લગાર;
તેથી તેણે ક્રોધ કરીને, કર્યો લાત મારવા વિચાર. ૫૧
કર્યો પગ ઉંચો તે કારણે, પણ વળી ક્ષમા ધારી ધ્યાન;
લાત તેને નવ મારી, યમસંજ્ઞાસુતે મહાન. ૫૨
તોપણ રીસાળ હોયે કામિની, તે ક્યમ ભૂલે સ્વભાવ;
તેણે અધર ફફડાવી હસ્ત હલાવી, દર્શાવિયોજ અભાવ. ૫૩
તારા પિતાની પત્ની હું છું, છતાં મર્યાદ મૂકે તુંય;
જો તું લાત મારવા આવિયો તો, તુંને શાપ દેઉં હુંય. ૫૪
જે પગવડે તું લાત હણતો, તે પગ પડો પૃથ્વી આજ;
માર્કંડેય કહે આ શાપ સુણીને, કંપિયો યમરાજ. ૫૫
તે પિતા પાસે ગયો ચાલી, વદ્યો નમસ્કાર કરી વાણ;
હે પિતા એક અવનવું મોટું, જે કોઇએ દીઠું નહિ નિર્વાણ. ૫૬
પુત્ર પરના પુત્રપ્રેમને, તજી માતા દે શાપ;
એ વિષે કંઇ વિચાર કીજે, છો દીર્ઘદૃષ્ટિ આપ. ૫૭
મનુ મુને કે'તા હતો કે, એ નો'ય આપણી માત;
ગુણ રહિત સુતપર કદા માતા, નવ થાય આવી સાક્ષાત. ૫૮
માર્કંડેય કહે યમનું વેણ સાંભળી, સૂર્યદેવે તે વાર;
ત્યાં સંજ્ઞાછાયાને બોલતી, કર્યો ક્રોધ અપાર. ૫૯
કહે સંજ્ઞા ક્યાં ગઇ છે, તદા ઉચ્ચરી તે નાર;
વિશ્વકર્માની સુતા ને, હું તમારી સ્રી સંજ્ઞા અવિચાર. ૬૦

---

૫૦ આડ—આડાપણું—હઠીલાઇ.

તમોએ આ સંતાન મુજમાં, કર્યાં ઉત્પન્ન દેવ;
મેં પતિસેવા પૂરી સાધી, તજી તન અહમેવ. ૬૧
વળી સૂર્યે પ્રશ્ન પૂછ્યા, તેના ઉત્તર એવા આપે;
નવ ખરૂં બોલે નારી તે, તેણે સૂર્યદેવ સંતાપે. ૬૨
ક્રોધ કરી કે' શાપ તુજને, દેઉં આણી વાર;
એમ તૈયાર થયલા જોઇ પતિને, વદી સંજ્ઞાછાયા નાર. ૬૩
પતિ આ પ્રમાણે સર્વ થયું છે, એમ કહ્યું બનિયું જેહ;
એમ સર્વ વૃત્તાંત સાંભળીને, સવિતા હવા નિઃસંદેહ. ૬૪
પછે વિશ્વકર્માકેરે મંદિર, ગયા સૂરજદેવ;
વિશ્વકર્માએ સ્વગેહ સૂરજ, નિરખી સાધી સેવ. ૬૫
ત્રણ લોકે પૂજિયા જે, પ્રભાકર પ્રતાપી;
તેનું પૂજન પેરેપેરનું કરી, અર્ઘ્યની અંજલિ આપી. ૬૬
પછે સંજ્ઞાકેરી ખબરઅંતર, પૂછી પૂષાએ સાર;
વિશ્વકર્મા કે' અહીં આવી હતી, મહાસંજ્ઞા શુદ્ધ વિચાર. ૬૭
કિંતુ પુનઃ તેને તમારે મંદિર, મેં મોકલી દીધી દેવ;
સૂર્યદેવે ધ્યાન ધરી જોયું, તે વેળાએ તતખેવ. ૬૮
તો ઉત્તરકુરૂમાં વડવા રૂપે, તપ કરતી જણાઇ નાર;
તપ કરવામાં મનોરથ તેનો, સમજ્યા સૂરજ તે વાર. ૬૯
તેના મનમાં ઇચ્છા એ હતી કે, સારો સ્વામી થાય શીતળ;
શીતળ મૂર્ત્તિ થાય તેમની, થાય શુભાકૃતિ અતિ નિર્મળ. ૭૦
હે દ્વિજસત્તમ પછે સૂર્યદેવે, કહ્યું સંજ્ઞાપિતાને આમ;
અહો વિશ્વકર્મા કરો મારૂં, ઓછું તેજ મહાધામ. ૭૧
તે કાજ સુરગણ સ્તુતિ કરતો, લહી વિશ્વકર્માએ સાર;

---

૬૯ વડવા—ઘોડી.

સંવત્સરભ્રમણવિષે કીધું, આછું સૂર્ય તેજ તે વાર. ૭૨
આથી ઉલટું પુરાણીને, ઘેર ઘેર લાઈ;
છે નારીઓનું તેજ અતિશે, જે શર્જન્જન લહે દુઃખદાઇ. ૭૩
જ્યમ સૂર્યશ્વશુરે સૂર્યકેરૂં, હર્યું થોડું તેજ;
ત્યમ પુરાણીપિતા સ્નુષાકેરૂં, હરો યૌવનહેજ. ૭૪
પછે ઉભયમાં શાંતિ રે'શે, છે પુરાણમાં પ્રમાણ;
હું વિનવુંછું પુરાણીને, રહો રખે આ દ્દષ્ટાંતથી અજાણ. ૭૫
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, વૈવસ્વત મન્વંતરે નિર્વાણ;
સપ્તસપ્તતિતમોધ્યાય પૂરણ, જેમાં પુરાણીનાં વખાણ. ૭૬

વલણ.

વખાણ જેમાં પુરાણીનાં, કર્યાં યથામતિએ સહી રે;
કો મહાકવિ પૂરૂં વર્ણવે, કિંચિત કથા આ તો કહી રે. ૭૭

## કડવું ૧૪૪ મું.

રાગ ધનાશ્રી.

માર્કંડેય કહે પછે ત્યાંય જી, આવેલા દેવ દેવર્ષિઓ જ્યાંય જી;
સહુ ત્રિલોકના સ્તુતિપાત્ર જી, કરવા લાગ્યા સૂર્યસ્તુતિ નમાવી ગાત્ર જી. ૧
વિનય વાણિએ બોલ્યા તેહ જી, ઋગ્વેદ રૂપી દેવ નમસ્કાર છે એહ જી;
સામ રૂપી દેવ તમને નમસ્કાર જી, કરૂં યજુઃસ્વરૂપી જુહાર જી. ૨
કરૂં સામના ધામને નમસ્કાર જી, જ્ઞાન એકસ્થાન રૂપ નમું આ વાર જી;
નમું તમ નાશ કરતા નિર્ધાર જી, સવિતા પ્રભુ સહુ કરૂં નમસ્કાર જી. ૩
શુદ્ધ તેજોમય જેનું સ્વરૂપ જી, વિશુદ્ધ નિર્મળ આત્મા મહાભૂપ જી;

૭૨ સંવત્સરભ્રમણવિષે—એક વર્ષના ફેરામાં. ૭૪ સ્નુષા—દીકરાની વહુ. ૩ સામના ધામ—સામવેદના મંત્રોના ધામ રૂપ.

શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ વરદાનદાતા જી, જે પ્રભાકર પૂર્ણ પ્રખ્યાતા જી. ૪
સર્વથી પર પરમાત્મા સાર જી, કરૂં તે સૂર્યદેવને નમસ્કાર જી;
સર્વ જગતમાં વ્યાપક અપાર જી, સ્વરૂપ જેનું નિરખાએ નિર્ધાર જી. ૫
આત્મમૂર્ત્તિ સૂરજ અવિધાર જી, કરૂં હરિતાશ્વ તમને નમસ્કાર જી;
આ રમણિક ઉત્તમ સ્તોત્ર જેહ જી, શ્રદ્ધા રાખી નરે સાંભળવું એહ જી. ૬
શીઘ્ર થઇ એકાગ્રચિત્તે સાર જી, ગુરૂદક્ષિણા આપી ગ્રહણ કરવું અવિચાર જી;
શૂન્ય થઇ શ્રવણ કરે જેહ જી, તેને થાય અફળ તો એહ જી. ૭
સર્વના કારણભૂત જ્ઞાનાત્માસ્થાન જી, જેનું પ્રકાશઆત્મસ્વરૂપ મહાન જી;
એવા સૂર્યદેવને છે નમસ્કાર જી, હે ભાસ્કર હે દિનકર્ત્તા અવિધાર જી. ૮
હે રાત્રિના હેતુ સંધ્યાના કરનાર જી, ચંદ્રિકાકાર સૂર્યને છે નમસ્કાર જી;
તમ ભ્રમણચક્રથી પામેલું વેધ જી, અખિલસચરાચર વિશ્વ અશ્વમેધ જી. ૯
એ મેધનો અશ્વ કરે ગતિ જેમ જી, ભમે છે બ્રહ્માંડ પ્રભુ તેમ જી;
તમારા કિરણેકરે સ્પર્શે જી, સર્વત્ર શુચિ પ્રભુ દર્શે જી. ૧૦
તમારા કિરણના સ્પર્શથકી જી, જલાદિક શુચિતાની સુણીએ વકી જી;
જ્યાં લગી આ વિશ્વમાં તમારાં જી, કિરણ પ્રગટ થયાં નથી ચોધારાં જી. ૧૧
ત્યાં લગી હોમ દાનાદિક ધર્મ જી, ફળદાતા થતાં નથી શુભ કર્મ જી;
સર્વે ઋગ્વેદના મંત્રો જેહ જી, યજુર્સામવેદના મંત્રો એહ જી. ૧૨
તે તમારા અંગમાંથી નીકળિયા જી, એવું મુનિ વદી ગયા બળિયા જી;
અહો જગન્નિયંતા દેવ જી, તમો ઋગ્વેદમય છો સાધુ સેવ જી. ૧૩
તમે યજુર્વેદમય છો સિદ્ધ જી, સામવેદમય છો પ્રભુ પ્રસિદ્ધ જી;
તેણે તમે ત્રયીમય કહેવાઓ જી, માટે નમું સર્વે ધરીને ભાવ જી. ૧૪
તમે છો બ્રહ્મનું પર અને અપર જી, છો અમૂર્તિ ને મૂર્તિમાન વર જી;

---

૬ હરિતાશ્વ—( હરિત—દિશાઓ રૂપી જેના ઘોડા છે એવા )સૂર્ય.
૯ અશ્વમેધ—અશ્વમેધ— યજ્ઞ જેવું. ૧૦ મેધ—યજ્ઞ. શુચિ—પવિત્ર.
૧૪ ત્રયીમય—ત્રણ વેદમય.

છો સ્થૂળ સૂક્ષ્મ રૂપે દેવ જી, નિમેષ કાષ્ઠાદિકાળરૂપ આવું એવ જી. ૧૫
છો અક્ષય રૂપ સવિતા ભૂપ જી, તે ભગવન પ્રસન્ન થાઓ અનુપ જી;
સ્વેચ્છાએ શમાવો તમારૂં તેજ જી, કરી નૃપ મુનિ ઉપર અતિ હેજ જી. ૧૬
માર્કંડેય કહે એ રીતે દેવે જી, રહિત દેવ ઋષિઓએ અતુએવ જી;
સ્તુતિ કરવા પરથી સૂરજે સાર જી, તેજના રાશિ રૂપે અવિચાર જી. ૧૭
નિર્વિકાર દેવે મૂક્યું તેજ જી, કરી નૃપ મુનિ ઉપર અતિ હેજ જી;
તેના ઋગ્વેદરૂપ તેજે પૃથ્વી થાશે જી, યજુર્મયથી નભ કેવાશે જી. ૧૮
સામમયથી સ્વર્ગ રૂપ જી, એમ થાશે ત્રૈણે અનુપ જી;
તેજના જે પંદર અંશ જી, વિશ્વકર્માએ ઓછા કર્યા અવતંશ જી. ૧૯
તેવડે મહાત્માએ જાણ જી, શિવત્રિશૂળ કર્યું નિર્માણ જી;
વિષ્ણુચક્ર વસુ શંકરકેરી જી, વળી વન્હિની ભયંકર શક્તિ અનેરી જી. ૨૦
કુબેરકેરી શિબિકા જાણ જી, બીજા દેવનાં દારૂણ અસ્ત્ર પ્રમાણ જી;
યક્ષ વિદ્યાધરનાં જે શસ્ત્ર જી, કર્યાં વિશ્વકર્માએ તે તેજથી અસ્ત્ર જી. ૨૧
પછે રહ્યો સોળમો બાકી જે ભાગ જી, તે હજી સૂર્ય ધારણ કરે મહાભાગ જી;
એ રીતે તેમનું તેજ પંદર ભાગે જી, વિશ્વકર્માએ ઓછું કર્યું અનુરાગે જી. ૨૨
પછે સૂર્યે લેઇ અશ્વનું રૂપ જી, ઉત્તરકુરૂભણી ગયા અનુપ જી;
ત્યાં વડવા રૂપવતી જોઇ સંજ્ઞા જી, તે તરૂણી રૂપ હતી મહાપ્રજ્ઞા જી. ૨૩
તેણે આવતા જોઇ સૂર્યદેવ જી, કરી પરનરની શંકા તતખેવ જી;
કરવા સ્વપૃષ્ઠનું રક્ષણ નારી જી, કરી સામું મુખ ગઇ સામી ખુંખારી જી. ૨૪
તે બે એકઠાં મળ્યાં જે વાર જી, તદા થયો નાસિકાયોગ નિર્ધાર જી;
એટલે વડવામુખથકી સાર જી, ત્યાં પ્રગટ થયા અશ્વિનીકુમાર જી. ૨૫

---

૧૫ પર અને અપર—પરસ્વરૂપ અને અપરસ્વરૂપ. ૧૭ રહિત—અહમેવે રહિત. ૨૧ શિબિકા—પાલખી.

૨૩ તે ૪૦—તે તરૂણી (સ્ત્રી) રૂપે મહાપ્રજ્ઞા( મોટી બુદ્ધિ )—જ હતી. રૂપક. અર્થાત તે મોટી બુદ્ધિવાળી સ્ત્રી હતી.

તથા વીર્ય મધ્યેથી લેઇ ઢાલ જી, ખડ્ગ કવચધારી વિશાળ જી;
અશ્વારૂઢ ધર્યાં પાણ બાણ જી, વળી અખૂટ ભાથા સહિત નિર્વાણ જી. ૨૬
એવો રેવંત નામે પુત્ર થયો ઉત્પન્ન જી, જેને જોતામાં થઇએ પ્રસન્ન જી;
પછે સૂર્યદેવે અતુલ સ્વરૂપ દાખ્યું જી, તે જોઇ સંજ્ઞાએ વેણ ભાખ્યું જી. ૨૭
આહા સ્વામી આનંદ હું પામી જી, સ્વસ્વરૂપ ધારી પતિને નામી જી;
જળ હરનાર હરિએ તદા જી, સ્વપ્રીતિવતી સંજ્ઞા સદા જી. ૨૮
ઘેર આણી આનંદ પામ્યા જી, એમ સંકટના દિન વામ્યા જી;
હવાં સંજ્ઞાનો પે'લો હતો જે પુત્ર જી, તે વૈવસ્વત મનુ થયો સૂત્ર જી. ૨૯
બીજો પુત્ર શાપથકી નિર્વાણ જી, દીર્ઘદૃષ્ટિ યમ થયો સુજાણ જી;
કૃમી માત્ર એના પગવતી જી, માંસ લેઇ પૃથ્વી પડશે વક્રગતિ જી. ૩૦
એવા એવા શાપનો અનુગ્રહ કીધો જી, એમ પિતાશ્રીએ બચાવી લીધો જી
એ પુત્ર ધર્મદૃષ્ટિ હતો સાર જી, સમાન મિત્ર શત્રુને જોનાર જી. ૩૧
તેણે સૂર્યે યોજના કરી તેની જી, યમરાજ્યાધિકારે જેની જી;
યમુના કલિંદદેશે વે'નારી થઇ જી, સરિતા રૂપે રહી તે વહી જી. ૩૨
અશ્વિનીકુમારને મહાત્મા પિતાએ જી, કર્યા સુરવૈદ્ય તેને સવિતાએ જી;
યક્ષોના સ્વામીપણા વિષે જી, રેવંત કેરી યોજના દીસે જી. ૩૩
હવાં છાયાસંજ્ઞાકેરા સુત જી, તેની યોજના કહું અદ્ભુત જી;
છાયાસંજ્ઞાનો મોટો જે પુત્ર જી, તેનું વૈવસ્વતવત્ કર્યું ઘરસૂત્ર જી. ૩૪
સાવર્ણિક એ સૂર્યના પુત્રનું નામ જી, જ્યારે બલિઈંદ્ર થશે મહાનામ જી;
ત્યારે તેમનું થાશે પ્રમાણ જી, એવી યોજના કરી એની સુજાણ જી. ૩૫
શનૈશ્ચરને ગ્રહમાં યોજ્યો જી, પિતાએ પૂર્ણ તેમાં પ્રયોજ્યો જી;

---

૨૬ રેવંતની ઉત્પત્તિ કહે છે. તથા ૪૦—સ્પષ્ટ છે. ૨૮ હરિ—સૂર્ય. ૩૨ તેણે—તેથી કરીને. ૩૩ સુરવૈદ્ય—દેવના વૈદ્ય. ૩૪ વૈવસ્વતવત્—વૈવસ્વત મનુના જેવું.

તેની ત્રીજી કન્યા જે તપતી જી, તે તો સંવરણૂકેરી થઇ પત્ની જી. ૩૬
તે રાજાથકી થયો તેને સુત જી, કરૂ નામે પૃથ્વીપતિ અદ્ભુત જી;
તે વૈવસ્વતમનુકેરો જાણુ જી, સમજ સાતમા મન્વંતર પ્રમાણ જી. ૩૭
તેના પુત્ર રાજાઓ કહું હું સ જી, ઋષિ સુર ઇંદ્ર સાંભળ્ય તું સ જી;
મુજપર કૃપા પુરાણીની પૂર જી, તેણે રહ્યું માર્કંડેયનું સ્વરૂપ પૂર જી. ૩૮
રે'વું કરજોડીને મારે સદા જી, જ્યમ ત્યમ કરવા પુરાણી મન મુદા જી;
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણ જી, સાવર્ણિક મન્વંતરે પ્રમાણ જી. ૩૯
વૈવસ્વતોત્પત્તિર્નામ જી, અષ્ટસપ્તતિતમોધ્યાય મહાકામ જી;
ભજતાં હરિ હર સુંદરશ્યામ જી, મળશે વૈકુંઠે મુજને ઠામ જી. ૪૦

વલણ.

મળશે વૈકુંઠે ઠામ મુજને, જો હશે શુદ્ધ અંતઃકરણ રે;
જનપ્રેમાનંદ વર્ણવે, શ્રીગુરૂના સાહી ચરણ રે. ૪૧

## કડવું ૭૯ મું.

રાગમારૂ.

માર્કંડેય કહેછે જેમાં, આદિત્ય વસુઓ જાણ;
રૂદ્ર સાધ્યા દેવ વિશ્વદેવા, મરુત્ ગણ ભૃગુ પ્રમાણ. ૧
અંગિરા એ અષ્ટ દેવગણ, વળી આદિત્ય વસુઓ જેહ;
ને રૂદ્ર એ સુત કશ્યપતણા, તું જાણ નિઃસંદેહ. ૨
સાધ્યા વસુઓ ને વિશ્વદેવો, એ ત્રણ ગણ ધર્મના પુત્ર;
ભૃગુના પુત્ર ભૃગુઓ કે'વાએ, અંગિરાના અંગિરસ દેવ સુત્ર. ૩

---

૩૮ પૂર—કદા ( સંખ્યા ગણતી નથી ). ૪૦ વૈવસ્વતોત્પત્તિર્નામ—વૈવસ્વતમનુની ઉત્પત્તિ, એ નામે.

એ સૃષ્ટિ મરીચિની જાણવી, હમણાં તેમનો અધિપતિ જેહ;
યજ્ઞ ભાગનો લેનારો મહાત્મા, ઉર્જસ્વી નામ ઇંદ્ર છે એહ. ૪
જે દેવો સહુ થઇ ગયા, જે થશે હવે નિર્વાણ;
જે અધુના થવાના સહી, તે સહુ સમાન લક્ષણવાળા જાણ. ૫
સર્વ ઇંદ્ર સહસ્ર નેત્રવાળા, વળી વજ્રવાળા સાર;
અનિનગરના નાશ કરતા, રાજ્યપ્રપંચી પ્રવીણ અપાર. ૬
બલિષ્ઠ શૃંગ નામે વાધવાળા, ગજારૂઢ થનારા મહાશૂર;
તે સર્વે શતક્રતુ જાણવા, મહાતેજસ્વી ભરપૂર. ૭
સર્વ ભૂતને પરાજય કરે એવું, જેમનામાં છે તેજ;
ધર્માદિક શુદ્ધ કારણોથકી, આવે જેમના પર હેજ. ૮
અધિપતિ સર્વ વિશ્વના, થાવા જેહ ગુણે શક્તિમાન;
ભૂત ભવિષ્ય વર્તમાન કેરા, જેહ સ્વામી મહાન. ૯
હે દ્વિજ લોક ત્રણ કહું હું, સાંભળજે તું સાર;
આ પૃથ્વી ભૂર્લોક કે'વાચે, અંતરિક્ષ દિવ નામ નિર્ધાર. ૧૦
સ્વર્ગકેરૂં નામ દિવ્ય છે, એ ત્રણ કે'વાચે લોક;
જન શુભાશુભ કરમેથકી, પામે ભલું ભુંડું ઓક. ૧૧
અત્રિ વસિષ્ટ કશ્યપ ને ગૌતમ, ભરદ્વાજ વિશ્વામિત્ર નામ;
ઋચિકપુત્ર જમદગ્નિ મહાત્મા, આ મન્વંતરે કરે સપ્તર્ષિ કામ. ૧૨
ઇક્ષ્વાકુ નાભાગ ધૃષ્ટ શર્યાતિ, નરિષ્યંત નાભગોદિષ્ટ;
કુરૂષ પૃષધ્ર અને લોકે, વિખ્યાત વસુમાન ક્ષિપ્ર. ૧૩
એ વૈવસ્વત મનુ કેરા નવ પુત્રો, મેં કહ્યા તુંને જાણ;
વૈવસ્વત મન્વંતર કહ્યો, હે દ્વિજસત્તમ નિર્વાણ. ૧૪

---

૧૧ ઓક—સ્થાન.

આ મન્વંતરની કથા સુણવાથી, પામે મોક્ષ પાપી જન;
પઠન કરતાં મહાપુણ્ય પામે, અવબોધ વળી થાય દહન. ૧૫
ધન ધાન્ય પુત્ર પરિવાર મળે, મળે મિત્ર વધે સ્વજન;
દુર્જનતા હોયે તે ટળી, થાય નરવર તે સજ્જન. ૧૬
પણ પુરાણી જેવું મન રાખીને, જો વાંચે જન કોઇ;
તો તે જન તરે ન કદાપિ, રહે ભવોભવ રોઇ. ૧૭
સંવતસત્તરસેં પાંસઠમાં, કહ્યું મન્વંતર આખ્યાન;
વૈવસ્વત મનુ કેરૂં કર્યું, યથામતિ વ્યાખ્યાન. ૧૮
શ્રોતા વક્તા સર્વને થાય, કથા સુણ્યે ભણ્યે કલ્યાણ;
કાંઇ ચાતુર્વિંશી દ્વિજ ન જાણે, કરો સાંચ કવિ સુજાણ. ૧૯
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, સાવર્ણિકે મન્વંતરે સાર;
છે વૈવસ્વતકીર્તન જે મધ્યે, થયો ઊનાશીતિતમોધ્યાય આ વાર.૨૦

વલણ.

આ વાર મનુના ગુણ ગાતાં, થયો અધ્યાય પૂર્ણ રે;
હવાં થોડા દિનમાં પુરાણીકેરી, થાશે ચિંતા ચૂર્ણ રે. ૨૧

## કડવું ૧૪૬ મું.

રાગ સામેરી.

ક્રૌષ્ટુકિ કે' સ્વાયંભુવઆદિ રે, સપ્ત મનુ કહ્યા ગુરૂ પ્રસાદી રે;
કહ્યા તેના મન્વંતરોમાં જે દેવ રે, કહ્યા રાજા ઋષિઓ મુને તતખેવ રે.૧
હવાં આ કલ્પમાં બીજા જે સાત રે, મનુદેવ જેહ થશે પ્રખ્યાત રે;
તેહ કહો મુને ભૂસુર રે, તદા કહે માર્કંડેય વાણી મધુર રે. ૨

---

૨૦ ઊનાશીતિતમો–( અશીતિ—એંશી ) ઓગણાશીમો.

છાયાસંજ્ઞાનો પુત્ર સાવર્ણિ રે, તેહ કહું તુંને વર્ણી રે;
જે તેની પૂર્વના મનુ સમાન રે, મેં કહ્યો થશે અષ્ટમો મનુ મહાન રે. ૩
રામ વ્યાસ ગાલવ દીપ્તિમાન રે, કૃપ ઋષ્યશૃંગ ઋષિ મહાન રે;
અશ્વત્થામા સપ્તર્ષિમાં થાશે રે, જ્યારે મહાબલિ રાજા કે'વાશે રે. ૪
સુતપામિતાભા મુખ્યા નામ રે, એવા ત્રિવિધ દેવો થશે મહાધામ રે;
એ ત્રણનો વીશ વીશ કેરો ગણ રે, એમ સુરવર ગણાશે મુનિજન રે. ૫
તપ તપ્ત શક્ર ને દ્યુતિ રે, જ્યોતિ પ્રભાકરકેરી કરવી સ્તુતિ રે;
પ્રભાસ દયિત ધર્મ જાણે રે, તેજોરશ્મિ ચિરક્રતુ પ્રમાણ રે. ૬
ઇત્યાદિક સુતપા એવો જેહ રે, વીશનો ગણ લઇ ફરશે તેહ રે;
પ્રભુ વિભુ ને વિભાસ રે, ઇત્યાદિ વીશનો ગણ થશે પ્રકાશ રે. ૭
એ ગણ અમિતાભા દેવનો જાણ રે, કરચ સમજી દ્વિજવર તું પ્રમાણ રે;
ત્રીજો ગણ સાંભળ્ય દ્વિજરાજ રે, દમ દાંત ઋત કહું આજ રે. ૮
સોમ વિત્ત આદિક જેહ રે, વીશનો ગણ ગણાશે તેહ રે;
એહ મુખ્ય દેવતણો ગણ સાર રે, વળી તુંને આગળ કહું નિર્ધાર રે. ૯
એ દેવો મન્વંતરના અધિપતિ મોટા રે,તેઓ થશે મન્વંતર જે નહિ ખોટા રે;
હે મુનિ જે અદ્યાપિ પ્રતિજ્ઞાથકી રે,રહે બંધાયલો દૈત્ય પાતાળમાં ટકી રે.૧૦
તે વિરોચનનો પુત્ર જેહ રે, તેમાંનો બલિ ઇંદ્રિ થશે કહું એહ રે;
વીરજા અર્વવીર નિર્મોહ રે, સત્યવાક્ કૃતિ વિષ્ણુ સોહ રે. ૧૧
ઇત્યાદિક રાજાઓ જેહ રે, સાવર્ણિકે મનુના પુત્ર થાશે તેહ રે;
જેમાં પુરાણી પીંખાઇ જાશે રે, રાખશે દુષ્ટતા તો માર ખાશે રે. ૧૨
જો સમજશે તો સારૂં રે, નહિ તો થાશે વરવી ગતિ એમ ધારૂં રે;
શંખ ફુંકી કહું કાનમાંય રે, મૂઢમતિ ન સમજે ક્યાંય રે. ૧૩

---

૫ સુતપામિતાભા—સુતપા અને અમિતાભા. ૧૨ સાવર્ણિકે–સાવર્ણિ મનુના મન્વંતરમાં.

ઇતિ શ્રીમાર્કંડેયપુરાણ રે, સાવર્ણિકમન્વંતરે પ્રમાણ રે;
થયો અશીતિતમોઅધ્યાય સાર રે, પુરાણીદેવીના લઇએ પાર રે. ૧૪

વલણ.

પાર લઇએ આ વાર નિશ્ચે, હરિ હર વિધિના ગુણ ગાઇ રે;
ભટ પ્રેમાનંદે ખરી માની, ઉમાશંકરકેરી સગાઇ રે. ૧૫

---

# देवीमाहात्म्य.

## કડવું ૧૪૭ મું.

રાગ કેદારો.

ગુરૂ ગણપતિ ને શારદ, નમું દેવર્ષિ નારદ;
યશ પારદ જેવા જેના ઉજળા રે. ૧
નમું સકળ દેવાધિદેવ, સાધું સમ્યક્ શિવની સેવ;
ટાળે અહમેવ મારો યશ નિર્મળારે. ૨

ઢાળ.

યશ નિર્મળા અવિનાશી સર્વે, ભજું પૂરે ભાવે;
જ્યાં થાય કીર્તન તેમનું ત્યાં, વે'લા વે'લા આવે. ૩
દેવી સેવી જેણે તેનાં, ગયાં દુઃખ આઘેરાં;

---

૧૪ પુરાણી દેવી—જૂની દેવી અથવા પુરાણી રૂપી દેવી અથવા પુરાણીની દેવી. ૧ પારદ—પારો.

(જોઇ)સકળ દેવની સેવ કરવા, ચિત્ત કર્યાં અનેરાં. ૪

વ્યાસે પુરાણે ભારતે, સહુ દેવના ગુણ ગાયા;
વેદકેરો ભેદ જાણી, કરી ઇશ્વર જેવી કાયા. ૫

મોટાને સહુ મોટું આપે, તે કરે મોટું જાતે;
લઘુતણી તો રીત કે'વી, મારે સમ્યક્ વાતે. ૬

જે પથે મહાજન ગયા તે, પથે જાવું જાણી;
એમ વિચારી ધારિયું ઉર, પ્રતીતિ પૂર્ણ પ્રમાણી. ૭

સહુ દેવ ભજતાં વ્યાસજીને, મળ્યું મનનું માન્યું;
કદા કિંચિત્ મળે મુજને તો, મેં પૂરૂં મળ્યું પિછાન્યું. ૮

હવાં દેવી માહાત્મ્ય કે'વા, મતિ કરવી મારે;
પુરાણી સર્વે એમ ધારે, વળી આવું વિચારે. ૯

માર્કંડેય કર્યું તેમાં શું, પુરાણ સે'લાં સર્વે;
દેવીમાહાત્મ્ય કરે ત્યારે તો, જાણીએ આવ્યો ગર્વે. ૧૦

અર્થ એ માહાત્મ્યકેરા, જાણે માર્કંડેય કે વ્યાસ;
શુક જૈમિનિ જાણે ન જાણે, છે મહાગૂઢાર્થ પ્રકાશ. ૧૧

ભારતમાં શ્રીવ્યાસ મુનિએ, કહ્યું મુખે જાણ;

---

૪ અનેરાં — ભિન્ન. અર્થાત્ બીજા દેવોની સેવા કરવાથી ચિત્તને જૂદું કરી દેછે—બીજા દેવની સેવા કરવાની વૃત્તિ જતી રહે છે. લોકોમાં પણ કહેવાય છે કે "कलौचंडीविनायकौ" કલિયુગમાં ચંડી અને ગણપતિ એ બેજ તત્કાળ ફળ આપનાર દેવ છે." અથવા બીજા, દેવના ગુણનું તો પ્રસંગોપાત મેં કાંઇ કથન કર્યું છે પણ સઘળા દેવમાં ગણાયલી દેવી રહી જતી હતી તેનું પણ કથન કરવું યોગ્ય છે, એવા વિચારથી કવિ કહેછે: એમ જોઈ ઈ૦—૨૫૯૮.છે.

ભારતના અષ્ટ સહસ્ર ને અષ્ટશત, જે ગૂઢ શ્લોક પ્રમાણ. ૧૨
તેનો અર્થ હું જાણું જાતે, વા શુક જાણે શુદ્ધ;
સંજય જાણે વા ન જાણે, છે જેની મોટી બુદ્ધ. ૧૩
એવું અડાવી પુરાણી દે, સમજ્યા વિનાનું અબુધ;
જો હોય સમજાણ કોઇમાં કે, હોય કાંઇ બુધ. ૧૪
તો આવી અનૃત વાણી કોઇએ, વદે નહિ નિર્વાણ;
હું અલ્પમતિએ દાખવું છું, પંડે કરી પ્રમાણ. ૧૫
અતિ સ્વલ્પમાં છે સ્વલ્પ આતો, દેવીમાહાત્મ્ય જેનું નામ;
શક્રાદય તો મહાકઠિન કે', નવ સમજાય કોઇ ઠામ. ૧૬
કાવ્ય નહિ કાવ્યાભાસ જેવા, છે શ્લોક કોઇ કોઇ માંય;
અક્ષર શૂન્ય ને મન એમ લાગે, બાકી કઠિન નથી ક્યાંય. ૧૭
ભારતકેરા શ્લોક વ્યાસે, ભાખિયા મુખ જેહ;
કઠિન તે તો છે કઠિન, ભલે ખટ શાસ્ત્ર શીખ્યો તેહ. ૧૮
કિંતુ વમળમાં આવશે, નવ અર્થ થાય નિઃસંદેહ;

---

૧૩ ભાગવત માટે પણ એમજ કહેવાયછે "अहंवेद्मिशुक्रोवेत्तिसंजयोवेत्तिवानवा ॥ भक्त्याभागवतंशास्त्रंनबुद्धयानचटीकया"—ભાગવત શાસ્ત્રનો અર્થ હું જાણુંછું, શુક જાણે છે, અને સંજય તો જાણે છે કે નથી પણ જાણતો; એ શાસ્ત્ર ભક્તિવડે સમજાય એવું છે, પણ બુદ્ધિથી કે ટીકાથી સમજાય એવું નથી. અને એવુંજ દેવીમાહાત્મ્ય વિષે પણ કહેછે. ૧૪ બુધ—બુદ્ધિ. ૧૬ શક્રાદય—ચંડી પાઠમાંના દેવીસ્તુતિના શ્લોક.

૧૭ કાવ્યાભાસ જેવા—ઉપરથી જોતાં કાવ્ય જેવા અલંકૃત અને દુર્બોધ માલમ પડે પણ વિચારતાં સાધારણ પુરાણ જેવાજ સેહેલા જણાય એવા.

છે અર્કને જ્યમ આગિયો, તેવું દૃષ્ટાંત માનો એહ. ૧૯
સમજાવી કહીએ આટલું, તોય ધુણાવે શિર;
કે' મહાવ્યાઘ્ર જેવા અર્થ છે, દેવીમાહાત્મ્યકેરા વીર. ૨૦
વિનયને વિદાય કરવો, જો નવ મૂર્ખ માને વાત;
દૃષ્ટાંતથી સિદ્ધાંત સર્વે, આવી જાશે જાત. ૨૧
દેવીમાહાત્મ્યકેરા અર્થ રૂપી, વ્યાઘ્ર માનો જેહ;
તે વ્યાઘ્રકેરા કર્ણ સા'યા, ગણી દાખું તેહ. ૨૨
ભાલણ માધવ દેવસુરી, વળી કણબી તળજો એક;
એમણે દેવીમાહાત્મ્ય પ્રાકૃત કર્યાં, ધરી અર્થનો ખરો વિવેક. ૨૩
જેને અર્થ રૂપી વ્યાઘ્ર માનો, તેના સા'યા તેમણે કાન;
વળી તમારા વ્યાઘ્ર રૂપી અર્થના, દ્વિજ ચિંબોળશે કાન મહાન. ૨૪
સમજાવવા આ વેણ કે'વું, પડે મારે મુખ;
હું ગર્વ કિંચિત નથી કરતો, હે મહાકવિ પ્રમુખ. ૨૫
માર્કંડેય માંહે નથી કાંઇ, કવચ અર્ગલા કીલક સાર;
પ્રાધાનિક વૈકૃતિક મૂર્તિ-રહસ્યના વિચાર. ૨૬

---

૧૯ કિંતુ ઇ૦—ભલે છ શાસ્ત્ર શીખ્યો હોય તથાપિ ભારતના કઠિન શ્લોક જોઇને વમળમાં આવશે ભ્રમિત થશે. દેવી માહાત્મ્યની ભારતની સાથે તુલના કરનાર પ્રતિ કહે છેઃ છે. ઇ૦—૨૫૯ છે અર્ક—સૂર્ય.

૨૧ વિનયને ઇ૦—જો એટલું કહેતાંએ જે મૂર્ખ મારી વાત માનતા નથી તેમના આગળ મારે હવે વિનય તજી દેવો પડે છે.

૨૬ કવચ ઇ૦—ચંડીપાઠની પેહેલાં દેવીની સ્તુતિરૂપ અર્થના બોધક ત્રણ અધ્યાય અને અંતે તેની ઉપાસના રૂપ અર્થના બોધક ત્રણ અધ્યાય

એ ભીખી ખાવા કાજ કીધા, બટ્ અધ્યાય જાણું;
આધુનિક ને ક્ષેપક એ, દીસે છે નિર્વાણ. ૨૭
કોઇ સૂતપુરાણી જેટલું, શીખ્યો હશે પુરાણી;
તેણે સ્વજાતિ ઉદ્યમાર્થે, દીધા ગોઠવી આણી. ૨૮
સૂતપુરાણી કવિ નો'તા, રખે ભૂલતા કોઇ ભાઈ;
સાચા વકતા હતા જાતે, જેનો જોઇ ગયા હઠીલાઇ! ૨૯
હવાં દેવીકેરૂં માહાત્મ્ય કે'તાં, વિચાર મનમાં થાય;
સાહિત્યશાસ્ત્રે નાયક કહ્યો, જ્યાં વીરરસ ગવાય. ૩૦
વીરરસ આ માહાત્મ્ય મધ્યે, ભાખે પુરાણી દેવ;
તમારી દેવી રૂપી નાયકા, કરે નાયક કયાની સેવ? ૩૧
સાહિત્યકેરા શાસ્ત્ર ને શિર, મૂકી વદ્યા મૂઢ! પાગ;
હવાં વ્યાસ મહાત્માએ નામ કેવુ, ધર્યું કરી અનુરાગ. ૩૨
તેહ જણાવું વળી પછીથી, નામ પડિયાં જેહ;
તેવડે પ્રતીતિ થાશે, જાશે દૂર સંદેહ. ૩૩
દેવીમાહાત્મ્યને સપ્તશતી, વળી ચંડીપાઠ કે' કોય;

---

ઉપાસના કરનારાઓએ દાખલ કર્યા છે. તેમાંથી પેહેલા ત્રણનાં નામ કવચ, અર્ગલા, અને કીલક છે; તથા છેલ્લા ત્રણનાં નામ પ્રાધાનિકરહસ્ય, વૈકૃતિકરહસ્ય અને મૂર્તિરહસ્ય, એવાં છે.

૨૭ આધુનિક—નવીન. ક્ષેપક—પાછળથી કોઇએ ઉમેરેલા. ૨૮ આણી—કોઇ ગ્રંથમાંથી શોધી કાઢીને. કેમકે તે નવા કરવા જેટલી તો પુરાણીઓમાં શક્તિ હોય નહિ, તે કહે છેઃ સૂત ઇ૰—સ્પષ્ટ છે. હઠિલાઇ—(બળરામે વધ કર્યો તે પ્રસંગમાં ).

કાવ્ય કે આખ્યાન કેમ નવ, નામ અર્પ્યાં સોય? ૩૪
જોઇ નાનો સ્તોત્ર કહે, મોટું માહાત્મ્ય કે'વાય;
અજ્ઞ જન ગુણ ગાય તેના, તેટલા જ્ઞાતથી કેમ ગવાય! ૩૫
હજુ ચાલવાનો પંથ બાકી, રહ્યો છે નિર્વાણ;
માટે બહુ બોલી થાકવું નવ, વળી અતિ નવ કરે સુજ્ઞ પ્રમાણ. ૩૬
ગુરૂચરણે ધ્યાન ધારી, હું વિનવું ગુરૂદેવ;
સંકટ સમે પ્રભુ સા'ય કરજો, નિકટ આવીને તતખેવ. ૩૭
હવાં દેવીમાહાત્મ્યકેરો, કરૂં હું આરંભ;
સહુ એક ચિત્તે સાંભળો, તજી કામ મોહ ને દંભ. ૩૮
અનિર્વચનીય જેહ માયા, છે તેહનું આખ્યાન;
યથામતિ ગતિ જેટલી, કરૂં તેટલું વ્યાખ્યાન. ૩૯

### વલણ.

હોયે તેટલું વ્યાખ્યાન કરૂં હું, પુરાણીકેરે કાજ રે;
નહિ તો પિષ્ટપેષણ શે કરૂં, દ્વિજ નવરો નથી કંઇ આજ રે. ૪૦

## કડવું ૧૪૮ મું.

### રાગ ધનાશ્રી.

માર્કંડેય કે' સૂર્યતનય સાવર્ણિ જેહ જી, કે'વાયો અષ્ટમો મનુ તેહ જી;
તેની ઉત્પત્તિ કહું વિસ્તારી જી, તે તું સાંભળજે આ વારી જી. ૧

---

૪૦ પુરાણીઓને માટેજ હું દેવી માહાત્મ્યનું આખ્યાન કરૂં છું; અન્યથા તેમ કરવાની કાંઈ જરૂર નથી તેનું કારણ બતાવે છેઃ પિષ્ટપેષણ ઇ૦—ભાસણ વગેરે ચંડીનું વ્યાખ્યાન કરી ગયા છે, માટે તેની જરૂર તો નથી તથાપિ હું ફરીને તેનું તેજ વ્યાખ્યાન કરૂછું તે પિષ્ટપેષણ (દળેલાને દળવા જેવું) છે. તોપણ પુરાણીઓ જે એમ કહે છે કે ચંડીના અર્થ તો થાયજ નહિ, તેમની ખાત્રી કરવા માટે ફરી કરૂં છું. ૧ સૂર્યતનય—સૂર્યનો પુત્ર.

સૂર્યતનય સાવર્ણિ મહાભાગ જી, પામ્યો મહામાયાનો જ્યમ અનુરાગ જી;
તેની કૃપાએ મન્વંતરાધિપ થયો જી, તેતું સાંભળ્ય સુખી થઈ ગયો જી. ૨
પૂર્વે સ્વારોચિષ મન્વંતરમાંય જી, ચૈત્રવંશે ઉપજેલો સુરથરાય જી;
અખિલ પૃથ્વીનો ધણી તેહ જી, રાજા થઈ રહ્યો નિઃસંદેહ જી. ૩
તે સ્વપ્રજા પાળતો જાણી જી, પ્રીતિ ઔરસપુત્ર જેવી આણી જી;
સમ્યક્ પ્રકારે પાળે સ્વજન જી, ધરે પૂર્ણ પ્રીતિ સહુ પર રાજન જી. ૪
પ્રધાન આણપે વલ્લભ માને જી, કદા ન આવે ખોટે અનુમાને જી;
રાજ્યઅંગ સર્વે જાણે તેવાં જી, ભલાં માને સહુ પોતા જેવાં જી. ૫
ગણે સ્ત્રીને વિશ્વાસનું પાત્ર જી, સંશય નવ આણે રજમાત્ર જી;
નીતિશાસ્ત્રનો એક વિભાગ જી, તેનાપર ધાર્યો અતિ અનુરાગ જી. ૬
સુહૃદ પ્રધાનાદિ પોષવા ભાખ્યું જી, તે એણે બાકી નવ રાખ્યું જી;
મનુએ કહ્યું મુખે આમ જી, જે ગૃહ ગૃહિણી માને સુખધામ જી. ૭
તેહ ગેહમાં લક્ષ્મી વસે જી, ભરાય મંદિર તો રસબસે જી;
એવાં એવાં ઉપલકનો લેઇ બોધ જી, કર્યો ન તેના વચ્યાનો સાચો શોધ જી. ૮
સ્ત્રી પુત્રાદિક કરે કાંઇ માઠું જી, કે' નૃપને જ્ઞાન તારૂં નાઠું જી;
તદપિ રંજન કરે તેને જી, સારૂં કરવું વશ્યું મન જેને જી. ૯
ભલો રાજા કહે જન સર્વ જી, જેનું ચાલે તે માને મોટો પર્વ જી;
ચલણ પ્રધાનકેરૂં પૂર જી, સેનાપતિ તો સાચો શૂર જી. ૧૦
કરે તેનું મન માન્યું તેહ જી, સ્ત્રી રાજાધિરાજ નિઃસંદેહ જી;
રાયનું ધાર્યું કંઇ નવ થાય જી, તોય રાગા વા'લાના ગુણ તે ગાય જી. ૧૧
એ વાત વિસ્તરી ચોપાસ જી, સુરથકેરો કોઇને નથી ત્રાસ જી;

---

૩ ચૈત્રવંશે—ચૈત્ર નામે રાજાના વંશમાં. ૮ ઉપલકનો—મુનિઓએ કહેલાં વાક્યોનો શબ્દાર્થ જેવો થતો હોય તેવા ઉપરચોટિયા અર્થનો.

તે જૂના અરિએ જાણ્યું જી, સમય સાધવા મનમાં આણ્યું જી. ૧૨
જેનું સ્વરાજ્યમાં ચાલે ન કાંઇ જી, શો માલ હશે તે માંહી જી;
વિચારી તેમણે મતિ આવી જી, પ્રધાનાદિકનું પ્રબળ ભાવિ જી. ૧૩
તે વિચારી કેટલા ભણી વળિયા જી, રાયના શત્રુ જે મહાબળિયા જી;
પ્રથમ તેની કોલાનગરી લેવી જી, હવાં રે' રાજ્યધાની એને કેવી જી. ૧૪
એમ તેના શત્રુ ઉપન્યા અનેક જી, ત્યારે સુરથે કર્યો વિવેક જી;
રાજ્યઅંગ મેળવી ભાખ્યું જી, અરિનું બળ સર્વે દાખ્યું જી. ૧૫
જ્યાં દાબ નહિ જન ઉપર જી, ત્યાં શું કરે સુરથ સામંત મહાવર જી;
કોઇ કે' મને આવે છે તાવ જી, કો સાથે જવાની ના કે' સાવ જી. ૧૬
રાણી મંત્રીએ વિચારી મતિ જી, હવાં એની રોધી નાખવી ગતિ જી;
જાય એકલો તો ટળે ફાંસજી, એમ સહુનું સ્થૂળ થયેલું માંસ જી. ૧૭
બીણના પણ માંટી એહ જી, એને ટાળવો નિઃસંદેહ જી;
રાયે કહ્યું સર્વને થાઓ તૈયાર જી, પણ મુખ્ય યોદ્ધા ન માને લગાર જી. ૧૮
કેટલાંને ભલો જોઈ ભૂપ જી, આવી દયા જોઈ દયાનો કૂપ જી;
દયાળુ થયા સાથે સર્વ જી, એટલે શૂરને વાધ્યો ગર્વ જી. ૧૯
સુરથ લાવલશ્કર લેઇ ચઢિયો જી, અરિગણ પર જાતાં નવ અડિયો જી;
જેનો મનાયો મહાબલિષ્ટ દંડ જી, તે સેના લેઈ સાંઢ્યો પ્રચંડ જી. ૨૦
જઇ અરિશુ યુદ્ધ માંડ્યું જી, અરિએ ભેદ કરવાનું નવ છાંડ્યું જી;
આ ભલાને નહિ કંઈ ભેદ જી, ભણ્યો ભલાઇ કરવાનો વેદ જી. ૨૧
તેથી થયું તે ત્રાગું આજ જી, કથવ્યું સુરથકેરૂં જે કાજ જી;
કોલાવિધ્વંસિયો હતા ઘોડા જી, તેમણે ઘણા શૂરના ગર્વ તોડ્યાજી. ૨૨
સ્વલ્પ યુદ્ધમાં જીત્યો સુરથ જી, નાઠો ભાગ્યો જોઇ સ્વરથ જી;

---

૧૪ કોલા—એ નામની સુરથ રાજાના તાબાની નગરી. ૨૧ ભેદ કરવાનું-પ્રધાન સામંત વગેરેને ફોડવાનું.

સૂર્યતનય સાવર્ણિ મહાભાગ જી, પામ્યો મહામાયાનો જ્યમ અનુરાગ જી;
તેની કૃપાએ મન્વંતરાધિપ થયો જી, તેનું સાંભળ્ય સુખી થઈ ગયો જી. ૨
પૂર્વે સ્વારોચિષ મન્વંતરમાંય જી, ચૈત્રવંશે ઉપજેલો સુરથરાય જી;
અખિલ પૃથ્વીનો ધણી તેહ જી, રાજા થઈ રહ્યો નિઃસંદેહ જી. ૩
તે સ્વપ્રજા પાળતો જાણી જી, પ્રીતિ ઔરસપુત્ર જેવી આણી જી;
સમ્યક્ પ્રકારે પાળે સ્વજન જી, ધરે પૂર્ણ પ્રીતિ સહુ પર રાજન જી. ૪
પ્રધાન પ્રાણપે વલ્લભ માને જી, કદા ન આવે ખોટે અનુમાને જી;
રાજ્યઅંગ સર્વે જાણે તેવાં જી, ભલાં માને સહુ પોતા જેવાં જી. ૫
ગણે સ્ત્રીને વિશ્વાસનું પાત્ર જી, સંશય નવ આણે રજમાત્ર જી;
નીતિશાસ્ત્રનો એક વિભાગ જી, તેનાપર ધાર્યો અતિ અનુરાગ જી. ૬
સુહૃદ પ્રધાનાદિ પોષવા ભાખ્યું જી, તે અણે બાકી નવ રાખ્યું જી;
મનુએ કહ્યું મુખે આમ જી, જે ગૃહ ગૃહિણી માને સુખધામ જી. ૭
તેહ ગેહમાં લક્ષ્મી વસે જી, ભરાય મંદિર તો રસબસે જી;
એવાં એવાં ઉપલકનો લેઇ બોધ જી, કર્યો ન તેના વધ્યાનો સાચો શોધ જી. ૮
સ્ત્રી પુત્રાદિક કરે કાંઇ માઠું જી, કે' નૃપને જ્ઞાન તારૂં નાઠું જી;
તદપિ રંજન કરે તેને જી, સારૂં કરવું વશ્યું મન જેને જી. ૯
ભલો રાજા કહે જન સર્વ જી, જેનું ચાલે તે માને મોટો પર્વ જી;
ચલણ પ્રધાનકેરૂં પૂર જી, સેનાપતિ તો સાચો શૂર જી. ૧૦
કરે તેનું મન માન્યું તેહ જી, સ્ત્રી રાજાધિરાજ નિઃસંદેહ જી;
રાયનું ધાર્યું કંઇ નવ થાય જી, તોય રાગા વા'લાના ગુણ તે ગાય જી. ૧૧
એ વાત વિસ્તરી ચોપાસ જી, સુરથકેરો કોઇને નથી ત્રાસ જી;

---

૩ ચૈત્રવંશે—ચૈત્ર નામે રાજાના વંશમાં. ૮ ઉપલકનો—મુનિઓએ કહેલાં વાક્યોનો શબ્દાર્થ જેવો થતો હોય તેવા ઉપરચોટિયા અર્થનો.

તે જૂના અરિએ જાણ્યું જી, સમય સાધવા મનમાં આણ્યું જી. ૧૨
જેનું સ્વરાજ્યમાં ચાલે ન કાંઇ જી, શો માલ હશે તે માંહી જી;
વિચારી તેમણે મતિ આવી જી, પ્રધાનાદિકનું પ્રબળ ભાવિ જી. ૧૩
તે વિચારી કેટલા ભણી વળિયા જી, રાયના શત્રુ જે મહાબળિયા જી;
પ્રથમ તેની કોલાનગરી લેવી જી, હવાં રે'રાજ્યધાની એને કેવી જી. ૧૪
એમ તેના શત્રુ ઉપન્યા અનેક જી, ત્યારે સુરથે કર્યો વિવેક જી;
રાજ્યઅંગ મેળવી ભાખ્યું જી, અરિનું બળ સર્વે દાખ્યું જી. ૧૫
જ્યાં દાબ નહિ જન ઉપર જી, ત્યાં શું કરે સુરથ સામંત મહાવર જી;
કોઇ કે' મને આવે છે તાવ જી, કો સાથે જવાની ના કે' સાવ જી. ૧૬
રાણી મંત્રીએ વિચારી મતિ જી, હવાં એની રોધી નાખવી ગતિ જી;
જાય એકલો તો ટળે ફાંસજી, એમ સહુનું સ્થૂળ થયેલું માંસ જી. ૧૭
બીજાના પણ માંટી એહ જી, એને ટાળવો નિઃસંદેહ જી;
રાયે કહ્યું સર્વને થાઓ તૈયાર જી, પણ મુખ્ય યોદ્ધા ન માને લગાર જી. ૧૮
કેટલાંને ભલો જોઈ ભૂપ જી, આવી દયા જોઈ દયાનો કૂપ જી;
દયાળુ થયા સાથે સર્વ જી, એટલે શૂરને વાધ્યો ગર્વ જી. ૧૯
સુરથ લાવલશ્કર લેઇ ચઢિયો જી, અરિગણ પર જાતાં નવ અડિયો જી;
જેનો મનાયો મહાબલિષ્ટ દંડ જી, તે સેના લેઈ સાંઢયો પ્રચંડ જી. ૨૦
જઇ અરિશુ યુદ્ધ માંડ્યું જી, અરિએ ભેદ કરવાનું નવ છાંડ્યું જી;
આ ભલાને નહિ કંઈ ભેદ જી, ભણ્યો ભલાઇ કરવાનો વેદ જી. ૨૧
તેથી થયું તે ત્રાગું આજ જી, કથળ્યું સુરથકેરૂં જે કાજ જી;
કોલાવિધ્વંસિયો હતા થોડા જી, તેમણે ઘણા શૂરના ગર્વ તોડ્યાજી. ૨૨
સ્વલ્પ યુદ્ધમાં જીત્યો સુરથ જી, નાઠો ભાગ્યો જોઇ સ્વરથ જી;

---

૧૪ કોલા—એ નામની સુરથ રાજાના તાબાની નગરી. ૨૧ ભેદ કરવાનું—પ્રધાન સામંત વગેરેને ફોડવાનું.

કોઈ દયાળુએ લીધો સાથ જી, લેઇ ગયા પુરભણી ઝાલી તે હાથ જી.૨૩
બલિષ્ઠ અરિએ જીતાયો જેહ જી, મહાભાગ સ્વરાજ્યે આવ્યો તેહ જી;
તેના પોષ્યવર્ગે ધાર્યું એમ જી, શે એ આવ્યો કુશળક્ષેમ જી ! ૨૪
એને ન પેસવા દઇએ તો સારૂં જી, પણ તે વ્યર્થ ગયું સહુ ધાર્યું જી;
ભલાભલા માણસ થયા ભેળા જી, તેમણે વરતી દુઃખિતની વેળા જી.૨૫
તે કારણે રાજા રાજ્ય બેઠો જી, રાજ્યકાજ કરવામાં તે પેઠો જી;
પછે સ્વનગરના દુરાત્મા દુષ્ટ જી, થઇ ગયેલા મંત્રીઓ જે રૂષ્ટપુષ્ટ જી. ૨૬
તેણે દુર્બળ થઇ ગયેલો જોઇ રાજા જી, સેના ભંડાર લીધા મૂકી માઝા જી;
એમ સ્વામીપણું હરી લીધું જી, વળી અપમાન અતિશે કીધું જી. ૨૭
તેમાં હતી નારી મળેલી જી, જેહ સુરથે સુદ્ધાં કળેલી જી;
એવો જોઇ રાજ્યતંત્ર જી, પોતે થઇ ગયેલો પરતંત્ર જી. ૨૮
જ્યાં ભોગવિયું સ્વામીપણું સાર જી, ત્યાં ન મળ્યો જોઇતો આ'ર જી;
વિચારી તેણે મન એવી મતિ જી, ધરે નવ મારા પર કોઇ રતિ જી.૨૯
એવે કોઇ દયાળુદિલે વાત જી, કહી નૃપતિને વિખ્યાત જી;
એક બે દિનમાં પ્રાણનું સંકટ જી, સુરથનૃપ આવી પડશે ઝટપટ જી. ૩૦
એ સર્વ સાંભળી જોઈ જાણી જી, તેણે મૃગયા જવાની મતિ આણી જી;
એકલો થઇ અશ્વારૂઢ જી, નગર તજી ચાલ્યો લહી ગતિ ગૂઢ જી. ૩૧
તે જઈ પો'ચ્યો મા'વિકટવનમાં જી, જેને તાલાવેલી લાગી તનમાં જી;
નહિ સેવક કોઇ સાથ જી, એક સા'ય ત્રિભુવનનાથ જી. ૩૨
છે ભલમનસાઇ આવી જી, જેણે પીડા નૃપતિને ઉપજાવી જી;
એવે જોયું તે રાયે એક વન જી, જ્યાં છે નિરૂપદ્રવ પશુજન જી. ૩૩
મુનિ શિષ્યોએ શોભાયમાન જી, એવો જોયો આશ્રમ મહાન જી;

---

૨૯ રતિ—પ્રીતિ. ૩૦ દયાળુદિલે—દયાળુ દિલના માણસે. ૩૧ ગતિ ગૂ૦—અર્થાત્ છાનો માનો.

ધાર્યું મનમાં તેણે આમ જી, આ કોઇ મહાજ્ઞાનીકેરો હશે ઠામ જી. ૩૪
તે ગયો તે મધ્યે ચાલ્યો જી, તેને મુનિસત્તમે ત્યાં ભાળ્યો જી;
ક્રોષ્ટુકિ! તેણે વાંચ્છયો નૃપ અપાર જી, જોઇ તેને કર્યો આદરસત્કાર જી. ૩૫
એમ પામ્યો ભલો નૃપ માન જી, રહ્યો તે મુનિઆશ્રમમાં મહાન જી;
અરોપરો ફરતો તેહ જી, ત્યહાં સૂક્ષ્મ સમય રહ્યો એહ જી. ૩૬
પડ્યો એકલો જ્યારે ભૂપ જી, ત્યારે તેને સા'તો મમત્વ અનૂપ જી;
આકર્ષાયું મમત્વવડે જેનું ચિત્તજી, તેસ્થળે વિચારવા લાગ્યો ધરી પ્રીત જી. ૩૭
જે પુર મારા પૂર્વજે પૂર્વે પાળ્યું જી, તે મેં અકર્મીએ શું ટાળ્યું જી!
મારે મૂકી આવવું પડ્યું આંહી જી, હું રાજા વસું વન માંહી જી. ૩૮
કયો રાજ્યનીતિનો માર્ગ મેં મૂક્યો જી, કોઇને પ્રસન્ન કરવા હું નથી ચૂક્યો જી
રે રે મારી પ્રજા થાશે દુઃખી જી, જેને મેં રાખી'તી સમ્યક્ સુખી જી. ૩૯
દુરાચરણી મારા સેવક જેહ જી, તેને ધર્મવડે પાળતા હશે તેહ જી?
કોણ જાણે મારો સદામદ હાથી જી, જે મહાશૂરો લઢવામાં સાથી જી. ૪૦
તે મા'વત સહિત અરિને હસ્ત જી, શકે વશ થયો હોય સાજ સમસ્ત જી;
હાય તેની ગતિ થશે કેવી જી, શું તેને પીડા પડશે મારા જેવી જી. ૪૧
જે મારી કૃપાવડે નિર્વાણ જી, દ્રવ્ય ભોજનાદિકે પ્રમાણ જી;
નિરંતર મુજને અનુસરતા જી, શું તે થયા હશે અન્ય વશે નરતા જી. ૪૨
જે ચતુર મારી ચાકરી કરતા જી, તે હશે શું બીજાની ચિત્ત ધરતા જી;
એમાં સંદેહ નથી કાંઇ જી, એમ શોચ કરતો મનમાંહી જી. ૪૩
જેને અનીતિએ ખર્ચવાનું વ્યસન જી, જેનું સદા આચરણ એવું ને મન જી;
તેવો રોજ ખરચ કરતા હશે જી, શું મારો ભંડાર લુંટાઇ જશે જી. ૪૪

---

૩૫ વાંચ્છયો—ઇચ્છયો—'ભલે પધાર્યા એમ ઇચ્છયું. ૩૭ મમત્વ—પોતાનાં પરિજનની મમતા (૨૫ પાશ.) ૪૪ એવું—અનીતિનું. મન—મન પણ અનીતિ ભરેલું.

જે મહાદુઃખે મેં સંચી રાખ્યો જી, એવું એવું તે રાજા ઘણું ભાખ્યો જી;
એના એ વિચાર કરે રાત દા'ડો જી, થાય તેના ચિત્તે મમત્વનો તાડો જી. ૪૫
વિચારગ્રસ્ત થઇ તે ફરે વનમાં જી, જેને લાગ્યો મમત્વતાપ અતિ તનમાં જી;
તેને મળિયો તેના જેવો જી, કાષ્ટકિ સાંભળ્ય હતો તે કેવો જી.
એક ચિતે સાંભળ્યે મમત્વ રૂપ જી, એને જેણે જીત્યો તે જ્ઞાનરૂપ જી; ૪૬

વલણ.

જ્ઞાનરૂપ તે સર્વથા, જેણે મમત્વ જીત્યો જાણ રે;
ભટ પ્રેમાનંદ કરે તેનાં, ભવોભવ અતિ વખાણ રે. ૪૭

## કડવું ૧૪૯ મું.

રાગ સામેરી.

સૈરિષ્ટ નામે એક પુરમાં, રાજા વીરબાહુ કરે રાજ રે;
ચાર વર્ણ ત્યાં વાસ વસતી, થાય મનવાંચ્છિત સર્વનાં કાજ રે. ૧
ધન અતિશે તે રાયને વા'લું, કર્યો'તો તેનો સંગ્રહ અપાર રે;
યથા રાજા તથા પ્રજા હોયે, એમાં કરવાનો નહિ વિચાર રે. ૨
તે નગરમાં સમાધિ નામે, એક વસતો હતો નગરશેઠ રે;
તેણે અનંત ધન મેળવ્યું, કરી પુરજન પુરપતની વેઠ રે. ૩
કોઇને મારી કોઇને ઉથાપીને, કોઇને પાડી ત્રિવિધ ત્રાસ રે;
કોઇની આંખમાં ધૂળ નાખીને, અતિ ધન મેળવિયું પાસ રે. ૪
ગૃહિણી માગે દ્રામ તો, તેને મારવા ધાય રે;
પુત્ર નાગાપૂગા ફરે તે, ઓછો ખરચ લહી મકલાય રે. ૫
પાસે આવી કો પૈસો માગે તો, કહે ઝેર ખાવા નથી તેહ રે;
શૃંગાર સુંદરીઓ માગે તો, લઢવા ઊઠે એહ રે. ૬

૪૬ એને–મમત્વરૂપ મનોવિકારને. ૫ ગૃહિણી–સ્ત્રી.

કહે તારે પીએરથી લાવ્ય તું, નહિ કોડી આપું હુંય રે;
બીજી વાતો હશીખુશી કરે પણ, કહે ધન શબ્દ સાંભળી શુંય રે. ૭
છતે કાને તે બે'રો થાયે, અંધ થાયે ધનને માટે રે;
રાત્રિએ ભંડાર પાસે બેશી રે', કોઇ લેઈ જાશે એમ ઉચ્ચાટે રે. ૮
મણિધર જ્યમ મણિ સાચવે, પળ ન મૂકે વીલો રે;
તેમ વૈશ્ય મંજૂષા સાચવે, બંધ્ર પડવા દે નવ ઢીલો રે. ૯
જ્યમ યોગી સમાધિ સાધે, જાણે નવ કાંઇ જાતે રે;
ત્યમ સમાધિ નામ વૈશ્ય તો સાધે, સમાધિ ધનની વાતે રે. ૧૦
એવું જોઈ જુવતી આદિકતે, અકારો તે લાગ્યો રે;
પુત્ર મોટા થએલાએ વિચાર્યું, આ વૃદ્ધ જોઇએ ત્યાગ્યો રે. ૧૧
એક પૈસો નવ ખરચવા આપે, છતે પૈસે દુખી શો થઇએ રે;
મારા મારા કહી મુખ સૂકાયે, જ્યારે એની પાસે જઇએ રે. ૧૨
પણ પૈસો છોડવાની વેળા, આવે જ્યારે એને રે;
ટાઢિયો તાવ ચઢે ડોસાને, અંગે આવે કંપારી તેને રે. ૧૩
સમજાવી થાક્યા તોયે ન માને, તદા કરવો એને પૂરો રે;
આપી સંમત્તિ સર્વે જણે તેમાં, ન મારતાં મૂકવો અધૂરો રે. ૧૪
કિંતુ વૈશ્યને હોયે દયા અતિ મનમાં, તેથી વિચાર્યું મળી સર્વે રે;
એને મારી કૂટી વનમાં મૂકીઆવો, જેનું ચિત્ત ન હજી ધર્વે રે. ૧૫
એ પ્રમાણે ઘાટ ઘડીને, સહુ રહ્યાં રાત્રિની જોતાં વાટે રે;
મણિધર થઈ મંજૂષા પાસ બેઠો, વૃદ્ધ વૈશ્ય ધનકાજે ઉચ્ચાટે રે. ૧૬
તેને સર્વેએ મળી માર મારિયો, પછે ઉંચલી લીધો સાર રે;
મુખ બંધ કરી રાખ્યું તેનું, જ્યમ કરી શકે ન પોકાર રે. ૧૭
એક વનમાં તેને ઉંચલી નાખ્યો, કહ્યું ડોસા ઘેર ન આવીશ રે;

---

૯ મંજૂષા-પેટી.

તેના કાલાવાલા કોઇએ નવ માન્યા, સહુ નાશી ગયા વશાવીશ રે. ૧૮
તે અથડાતો કૂટાતો અટવાતો, ફરતો વનોવન રે;
તે એક દિવસના સમાજોગે, આવી પો'ચ્યો જ્યાં સુરથ રાજન રે. ૧૮
હા પુત્ર! હા પત્ની! એમ વદતો, રે ક્યાં ગયું મારૂં ધન રે;
સૂમ જેવો વળી થઇ જાતો તે, ભટકતો અનુદિન રે. ૨૦
એવે દુઃખે સુરથ રાય દુખિયો, તેણે વૈશ્ય જોયો જાતે રે;
આશ્રમ નિકટ મળ્યા તે ઉભય, વળી વળગ્યા તે વાતે રે. ૨૧
વૈશ્યને જોઇ રાજાએ પૂછ્યું, અરે ભાઇ! તું છે કોણ રે;
તું શું કરવાને આવિયો અહીંઆં, મેં તો દીઠો તુંને ઓણ રે. ૨૨
તું ઉદાસ ને શોકગ્રસ્ત દિસે છે, તેનું કારણ છે શુંય રે;
તારી સ્થિતિ રીતિ કહે મુજને, કેમ દુખિયો દીસે તુંય રે. ૨૩
એ રીતે તેણે રાજાકેરૂં, સ્નેહ ભરિત કહેલું વેણ રે;
સાંભળી વિનયી નમ્ર થઇ તે બોલ્યો, કરી પ્રત્યુત્તરનું કે'ણ રે. ૨૪
શ્રીમંત કુળ માંહે ઉપજેલો, હું છું વૈશ્ય સમાધિ નામ રે;
મારાં દુરાચરણી સ્ત્રીપુત્રોએ મુજને, કાઢી મૂક્યો ધનલોભકેરે કામ રે. ૨૫
સ્ત્રીઓ અને પુત્રોએ મારૂં, ધન ખુંચી લીધું ભાઇ રે;
ધન હીન કરી મુને આમ છેહ દીધો, જેથી મરૂં છું હું અથડાઈ રે. ૨૬
અંતરનાં સગાંએ કાઢી મૂક્યો, તેથી અથડાતો આવ્યો વન રે;
મહાદુઃખ હું પામું છું ભાઇ, મારૂં ધન ને તેમાં છે મન રે. ૨૭
અહીં રહ્યાં મુને એમ થાયે, મારા પુત્ર સ્વજન હશે સુખી રે;
કામિની કુશળ હશે કે નહિ, તે હું કાંઈ નથી જાણતો દુઃખી રે. ૨૮
કોણ જાણે તે સર્વે મારે ઘેર, અત્યુના સુખશાંતિમાં હશે રે;
કે આવ્યાં હશે કંઇ આપદામાં તે, તેનું દુઃખ મને દિલ વસે રે. ૨૯

મારા સુત સદાચારી હશે કે, દુરાચારી થયા હશે તેહ રે;
મારૂં મેળવેલું ધન નાશ કર્યું હશે, કયમ હું જાણી શકું એહ રે. ૩૦
મારી ચિંતા તેમને નવ થાયે, મેં મહાદુઃખે મેળવ્યું ધન રે;
ભાઇ તેમણે મુજને કાઢી મૂકયો છે, તેથી સેવવું પડે છે વન રે. ૩૧
રાજા કહે જે તારાં ધનલોભી, સ્ત્રી પુત્રો પ્રમાણ રે;
તેમણે ધન વા'લું કરી તજ્યો તુજને, તો તું કયમ કરે તેનાં વખાણ રે. ૩૨
તજ્યો તેમણે જેમ તુંને તો તું, તેમને તજે ન કેમ રે;
વળી વળી સ્નેહ કર્યા કરે એશું, નથી વા'લપણકેરો વે'મ રે ! ૩૩
વૈશ્ય કે' મારે વિષે આપ વદો તેવું, છે યથારથ સહુ રે;
પણ હું શું કરૂં મારૂં મન ન માને, મને સાંભરે સજ્જન બહુ રે. ૩૪
એ ધન લોભિષ્ટે પિતૃસ્નેહ મૂકયો, પતિસ્નેહ મૂકયો નિર્વાણ રે;
સ્વજન સ્નેહ મૂકી દઇ મુજને, કાઢી મૂકયો પ્રમાણ રે. ૩૫
તોયે તે મુજને સાંભરે છે, નથી સાંભરતો તગને હુંય રે;
ભાઇ શું કહું વારંવાર હું, મુને દુઃખ આવી પડ્યું આ શુંય રે. ૩૬
અહો મતિમાન તમે રાજા જેવા છો, તો સાંભળો સારી એક વાત રે;
ગુણ વિહોણાં સગાંપર મારૂં, મન પ્રેમવાળું થઇ જાય પ્રખ્યાત રે. ૩૭
એ સર્વે હું જાણું છું જાતે, પણ તેનું કારણ જાણું નહિ રે;
તેમને અર્થે નિઃશ્વાસ મૂકું હું, મારૂં મન ઉદાસ કરૂં છું સહી રે. ૩૮
અપ્રીતિવંતા ભણી જોવાય નહિ જ્યમ, ત્યમ શું કરવું મારે ભાઇ રે;
મન કઠોર થતું નથી નઠોર ઉપર, તજી શકાતી નથી સગાઇ રે. ૩૯
રાજા કે' ભાઇ મારે એમ છે, જેવું તારે જાણ રે;
આપણ બન્ને એક સરખા છું, છે સરખાં દુઃખ પ્રમાણ રે. ૪૦
હું રાજા ને તું વૈશ્ય ધની છું, મળ્યા આવી ઠીકેઠીક રે;
પણ તને સમજાવી હું નથી શકતો, કે તારી ટાળી શકતો નથી બીક રે. ૪૧

ચાલો જઈએ મુનિ આશ્રમમાં, જઇ પૂછિયે તેમને સર્વ રે;
સમજાવશે મહામુનિ આપણને, જે જ્ઞાનધ્યાન રૂપી છે સર્વ રે. ૪૨

વલણ.

સર્વ રૂપ છે મુનિ મોટા, કરશે પવિત્ર આપણી કાય રે;
સંશય સર્વ છેદશે, જાશે દિન દુઃખદાય રે. ૪૩

## કડવું ૧૫૦ મું.

### રાગ ગોડી.

માર્કંડેય કે' સુણય તું વિપ્ર, તુંને કથા કહું છું [1]ક્ષિપ્ર;
વૈશ્ય સમાધિ નામે જેહ, સુરથ ઉત્તમ રાજા ધરી સંદેહ. ૧

ઢાલ.

સંદેહ ધરીને ઉભય જન તે, ગયા મુનિની પાસે;
સ્વઘટિત રીતે ઉભય જણે ત્યાં, ઋષિવંદન કર્યું [2]વર આશે. ૨
પછે નિકટ બેઠા તેમની, તે કરવા લાગ્યા વાત;
વિવિધ પ્રકારના પ્રશ્ન પૂછે, નૃપ વણિકની જાત. ૩
રાજા કહે હો ઋષીશ્વર, જે નવ રે' મુજ મન સ્વાધીન;
મુજ ચિત્તને દુઃખ દે ઘણી, કહું તેવી વાત થઇ હું દીન. ૪
આપને પૂછવા ઇચ્છું હું, અહો મુનિસત્તમ આજ;
હું જાણું છું મુનિવર સહુ, તોય અજ્ઞાની થઈ દ્વિજરાજ. ૫
મારા રાજ્ય ઉપરથી તથા, [6]રાજ્યાંગપરથી જાણ;
મારી મમતા ખસતી નથી, તેનું કારણ કહો સુજાણ. ૬

---

૧ ક્ષિપ્ર—ઉતાવળે. ૨ વર આશે—સારી આશા રાખીને (જ્ઞાન મેળવવા રૂપ). ૬ રાજ્યાંગ—રાજ્યનાં અંગ પ્રધાન, ભંડાર, સેના, દેશ, વગેરે.

આ વૈશ્યને તેની વનિતાએ, અને પુત્રે મળી મુનિદેવ;
પરિજને પરો કર્યો છે, ધરી મન અહમેવ. ૭
સ્વજનોએ ત્યાગ એનો, કર્યો છે નિર્વાણ;
તદપિ તેમનાપરથી એનો, નવ સ્નેહ મટે સુજાણ. ૮
એનું કારણ કહો મુનિવર, એ રીતે કયમ થાય;
અમો ઉભય વિષયે દોષ દેખું, પણ મમત્વ ખેંચે કાય. ૯
હૃદય ખેંચાયું રહે મુનિ, મમત્વવડે નિર્વાણ;
અત્યંત દુઃખી થઇને રહ્યા છું, તેનું કારણ કહો સુજાણ. ૧૦
અમો ઉભય જ્ઞાની છીએ, હે મુનિ મહાભાગ;
તદપિ આવો મોહ કયમ થાયે, જાણી કેમ ન થાયે ત્યાગ. ૧૧
મુને અને આ વૈશ્યને, વિવેકાંધતા કયમ આવી;
તેના સમી મૂઢતા કયમ મળતી, તે સહુ મુનિ કહો સમજાવી. ૧૨
મુનિ કહે પ્રાણીમાત્રને, ઇંદ્રિયગોચર છે વિષયજ્ઞાન;
હે મહાભાગ તે વિષય ઉભય પ્રકારે, થાય ભિન્ન ભિન્ન પ્રાપ્ત મહાન. ૧૩
કેટલાક પ્રાણીઓ દિવાઅંધ છે, કેટલાક ક્ષપાઅંધ છે જાણ;
કેટલાક પ્રાણી વાસરરાત્રિએ, છે સમાન દૃષ્ટિ પ્રમાણ. ૧૪
માનવ જ્ઞાનવંત છે એ સત્ય કથા પણ, કેવળ તેજ છે જ્ઞાનવાન;
એમ નથી પણ છે પશુપક્ષી, મૃગાદિ જ્ઞાનવાન મહાન. ૧૫

---

૧૧ જ્ઞાની—પરિજન વગેરેએ અમને તજ્યા છે તો તેમના ઉપર અમારે સ્નેહ ન કરવો એવા જ્ઞાનવાળા.

૧૨ વિવેકાંધતા—જે વાસ્તવિક રીતે પોતાનું નથી તેને વિષે પોતાપણું માનવા રૂપ મોહ.

૧૩ ઇંદ્રિગોચર છે—ઇંદ્રિયોથી જાણવામાં આવે એવા વિષયોનું જ્ઞાન પ્રાણીમાત્રને છે. ૧૪ દિવાઅંધ—દિવસે આંધળા. ક્ષપાઅંધ—રાત્રે આંધળા. વાસરરાત્રિએ—દિવસે અને રાતે. સમાન દૃષ્ટિ — સરખી દૃષ્ટિવાળા. બન્ને વખતે આંધળા કે બન્ને વખતે દેખતા

જે જ્ઞાન તે પશુપક્ષીઓને છે, તે જ્ઞાન મનુષ્યોને છે ભાઇ;
જે મનુષ્યોને છે તે પશ્વાદિકને છે, તે સર્વે જાણવું સુરથ રાઇ. ૧૬
આહાર ભય મૈથુનાદિકકેરૂં, છે ઉભયને જ્ઞાન સમાન;
વિચારી જોતાં નહિ ફેર જાણશો, એવાં જ્ઞાન અનેક સરખાં માન. ૧૭
પેલાં પક્ષીઓ જો જે જ્ઞાનવાન છે, તોયે સ્વક્ષુધાથકી પીડાય;
ચંચુમાં ઘાલી ચણ પૂરે બચ્ચાંને, એહ મોહ વિના કે' શું કહેવાય. ૧૮
પુત્રો પ્રતિ છે પુરૂષને એ પેરે, અભિલાષયુક્ત થાવાકેરૂં મન;
નરશાર્દૂલ તમે શે નથી જોતા, વૈશ્યસુત એવા અનુદિન. ૧૯
તેઓ લોભથકી પ્રત્યુપકારી, નથી થતા નિર્વાણ;
એમ છે તોપણ જન્મમરણાદિક, સંસારે સ્થિતિ કરનાર જે પ્રાણ- ૨૦
તે મહામાયા બળે મમત્વ રૂપી વમળે, સંયુક્ત છે મોહરૂપી ગુફા એક;
તેમાં પુરૂષ પશ્વાદિક છે પડેલા, તજી સારાસાર વિવેક. ૨૧
તેણે કરી કંઇ નથી એ મધ્યે, આશ્ચર્ય પામવા જેવું રાય;
જગતસ્વામિની તમોગુણપ્રધાનશક્તિ જે, મહામાયા નામ કે'વાય. ૨૨
તેનાથી અખિલ વિશ્વ રાજા ! રહ્યું મોહ પામી સદાય;
એ માયા જ્ઞાનીનરના ચિત્તને ખેંચી, બળેબળે મોહસ્વાધીન કરે રાય. ૨૩
આ સ્થાવર જંગમ સર્વ વિશ્વને, તે દેવી કરે છે ઉત્પન્ન;
તે વરદાનદા દેવી મુક્તિ આપે છે, જો થાય પુરૂષ પર પ્રસન્ન. ૨૪
એ પરમ સનાતની વિદ્યામાયા, છે મુક્તિનું કારણ તેમ;

---

૧૯ એવા—વૈશ્ય જેના ઉપર પ્રીતિ કરીને તેમનું પોષણ કરે છે તથાપિ તેઓ લોભે કરીને પ્રત્યુપકારી નથી થતા એવા. ૨૦ જન્મમરણાદિક—જન્મ મરણ રૂપ ( સંસાર ).

૨૨ જગતસ્વામીની—પરમેશ્વરની. તમોગુણપ્રધાનશક્તિ-અજ્ઞાન રૂપી તત્વ જેમાં મુખ્ય છે એવી ઈશ્વરની શક્તિ ( સત્તા ). ૨૩ અખિલ—સઘળું.

સર્વેશ્વરી સંસાર રૂપી બંધનનું, છે કારણ એ તો એમ. ૨૫
રાય કહે ઋષીશ્વર કહો મુજને, કોણ મહામાયા કહો તે આપ;
તે કેમ ઉપજી દ્વિજસત્તમ કહો, તે શાં કર્મનાં કરેછે માપ. ૨૬
હે બ્રહ્મજ્ઞાની હું સુણવા ઇચ્છું, તે દેવીસ્વભાવ સ્વરૂપ સર્વ;
આજ ભાખો મુને ઉત્પત્તિ તેની, જેમ જાયે ગળી મારો ગર્વ. ૨૭
ઋષિ કે' તે દેવી નિત્ય છે, જગત્ એજ સ્વરૂપ છે જેનું;
આ સર્વ તેણે વિસ્તારિયું છે છતાં, જન્મવું ભિન્ન ભિન્ન છે તેનું. ૨૮
નિત્ય છતાં દેવકાર્ય કરવાને, જ્યારે તે પ્રગટ થાય;
ત્યારે લોકો તેને ઉત્પન્ના કહે છે, તું સાંભળજે મુનિરાય. ૨૯
કલ્પાંતે જગત એક સમુદ્ર રૂપે, થઇ ગયું ત્યારે સમર્થસ્વામ;
શેષ શય્યાપર યોગનિદ્રા ધરી, સૂતા રાજિવલોચન રામ. ૩૦
તે સમે વિષ્ણુના કર્ણમેલથી, મધુકૈટભ દાનવ પ્રખ્યાત;
મહાભયાનક ઉત્પન્ન થઈ તેઓ, તત્પર થયા બ્રહ્માનો કરવા ઘાત. ૩૧
તે સમયે હરિપદ્મનાભિમાં રહેલા, પદ્મનાભ પ્રજાપતિ જેહ;
તેમણે ઉભય ભયાનક દૈત્યને દીઠા, જોયા સૂતેલા વિષ્ણુ નિઃસંદેહ. ૩૨
એકાગ્ર ચિત્તે થઇ અવિનાશીને, જાગ્રત કરવા જાણ;
જેણે નારાયણનેત્રે નિવાસ કર્યો છે, વિશ્વેશ્વરી જગતમાત પ્રમાણ. ૩૩

---

૨૮ નિત્ય — ઉત્પત્તિનાશરહિત. ૨૯ ઉત્પન્ના — ઉત્પન્ન થયેલી. ૩૦ કલ્પાંતે — કલ્પની અંતે અથવા કલ્પના વિરામ પામે ત્યારે. એક સમુદ્રરૂપે — અર્થાત્ એક સરખું — વિવિધતા રહિત. સમર્થસ્વામ– સદ્રૂપ બ્રહ્મ. શેષશય્યા ઇ૦ —પ્રત્યેક નામ રૂપાત્મક પદાર્થને સૃષ્ટિ- માંથી બાદ કરતાં કરતાં છેવટે જે સત્તામાત્ર તત્વ બાકી રહે છે તે શેષ. એ શેષ તત્વમાં સ્થિતિ કરવી—કલ્પના માત્રનો ત્યાગ કરીને સત્તામાત્ર સ્વરૂપે રહેવું તે શેષશય્યા ઉપર શયન કરવાનું કહેવાય છે. યોગનિદ્રા— સમાધિ ( સ્વકીય સત્તા રૂપમાં નિમગ્ન થઇ રહેવા રૂપ નિદ્રા ). ૩૨ પદ્મનાભિમાં— નાભિમાંથી થયેલા કમળમાં. પદ્મનાભ—બ્રહ્મા.

સ્થિતિસંહારકર્ત્રી ભગવતી, અતુલ યોગનિદ્રા વિષ્ણુની સાર;
તેની સ્તુતિ કરવા બ્રહ્મા લાગ્યા હતા, જે વિધિતેજસ્વામી નિર્ધાર. ૩૪
બ્રહ્મા ભણે હે દેવી તું છે, સ્વાહા સ્વધા ને વષટ્કાર;
સ્વરાત્મિકા અમૃત રૂપી તું છે, વળી નિત્ય વેદમાં હ્રસ્વ રૂપ સાર. ૩૫
દીર્ઘ પ્લુત રૂપે ને પ્રણવરૂપે તું, તું છું એ ત્રણમાત્રાઓરૂપ સદાય;
તેમાં અર્ધમાત્રા જે નિત્ય છે, જે ન જને ઉચ્ચારી શકાય. ૩૬
એવી આદ્ય તે તું જ છે, વળી તું સાવિત્રી રૂપ મનાય;
સર્વોત્તમ દેવી તું જગત નીપાવે, આદ્ય તારા ગુણગાણ કોણ ગાય. ૩૭
તું છે સર્વને નિરંતર ધારણ કરતી, તું જગત સરજનારી છું જાણ;
તું છું લાલનપાલન સંહાર કરતી, અંતે મા'દેવી પ્રમાણ. ૩૮
જગતોત્પત્તિકાળે તું સ્રષ્ટિ રૂપે, પાલન કરતાં સ્થિતિ રૂપે સાર;
પ્રલયકાળમાં સંહાર રૂપે તું, છું હે દેવી નિર્ધાર. ૩૯
તું મહામેધા મહામાયા વિદ્યા, છું મહાસ્મૃતિ ને મહામોહ રૂપ;
સર્વ મહાવિદ્યા મહાસુર રૂપી તું, છું બૃહદ્ દેવી તદ્રૂપ. ૪૦
તું છું ત્રિગુણધારિણી પ્રકૃતિ સહુની, તું છું બ્રહ્માલયકાળરાત્રિ જાણ;
વાસરનો જેમાં લય થાય છે, તે તું છું મહારાત્રિ પ્રમાણ. ૪૧

---

૩૫ સ્વાહા—અગ્નિને બલિદાન આપવાના ઉચ્ચાર રૂપ. સ્વધા—પિતૃને બલિ આપવાના ઉચ્ચાર રૂપ. વષટ્કાર—દેવને બલિ આપના ઉચ્ચાર રૂપ. સ્વરાત્મિકા—સ્વર રૂપ. હ્રસ્વ—હ્રસ્વ ઉચ્ચાર—લઘુ માત્રા.

૩૬ પ્લુત—ત્રણ માત્રાના ઉચ્ચાર રૂપ. પ્રણવ રૂપે—ઓમ્કાર રૂપે.
૩૯ જગતોત્પત્તિ ઇ૦—જગતની ઉત્પત્તિ વખતે સૃષ્ટિ રૂપે તુંજ થાય છે અને પાલન કરતી વખતે જગતની સ્થિતિ રૂપ પણ તુંજ થાય છે.

૪૦ મેધા—બુદ્ધિ. બૃહદ્—મોટી. ૪૧ બ્રહ્માલયકાળરાત્રિ—બ્રહ્માનો જેમાં લય થાય છે એવી કાળરાત્રિ રૂપ.

પ્રાણીમાત્ર જેમાં જન્મ મરણાદિક, આવાગમન અનુભવે દેવી;
એવી દારૂણ મોહરાત્રિ પણ તું છું, પાપી તરિયા તુંને આઇ સેવી. ૪૨
તું લક્ષ્મી છું તું ઇશ્વરી છું, તું છું -હ્રીં નામે બીજ;
તું જ્ઞાનરૂપ મતિ છું તું લજ્જા, તું તુષ્ટિ પુષ્ટિ માનવ રીઝ. ૪૩
તું શાંતિ ને ક્ષમા રૂપ છે, તું છે ખડ્ગ ભલ્લ પ્રમાણ;
ગદા ચક્ર શંખ ધનુષ્ય તું છું, તું છું બાણ ભુશુંડી જાણ. ૪૪
પરિઘધાત્રી તું છું દેવી, છે તારૂં મહાભયાનક રૂપ;
સમ્યક્ પ્રકારે શિવ તુંને સેવે, સેવે નરમણિ મોટા ભૂપ. ૪૫
તું સુંદર ને અતિ સુંદર છે, વળી પ્રસન્નતાવાળા સમગ્ર પદાર્થ;
તે કરતાં તું છું અતિશય સુંદર, પરથી પર પરમેશ્વરી સર્વ સાર્થ. ૪૬
અખિલેશ્વરી વિશ્વાત્મા રૂપ દેવી, પ્રત્યેક ઠામે સત્ અસત્ વસ્તુ જેહ;
તે સર્વની શક્તિ તું છે આઇ, તો શી હું તારી સ્તુતિ કરૂં કે' તેહ. ૪૭
જે જગતને સરજે પાળે સંહારે, એવો જે દેવાધિદેવ;
તેને નિદ્રાવશ તેં કરી રાખ્યો, તો કોણ સમર્થ સ્તવન કરી કરવા સેવ.૪૮
તેં મુને વિષ્ણુને સદાશિવને, ધારણ કરાવી છે દેહ;
તો તારી સ્તુતિ કરવા કોણ છે, શક્તિમંત દેવી તેહ. ૪૯
આ પ્રકારે સ્તવન કરેલી દેવી, તારા ઉદાર સામર્થ્યે તું આજ;
આ મધુકૈટભને મોહ પમાડજે, છે ઉભય ઉન્મત્ત અસુર રાજ. ૫૦
સત્વર જગતસ્વામીને કરચ જાગૃત, વળી ઉભય દાનવ કરવા નાશ;
પ્રભુને પ્રેરણા કરજે દેવી તું, કરી મારૂં સ્તવન સાર્વ પ્રકાશ. ૫૧

---

૪૩ બીજ—અક્ષર. મંત્રોમાં જે અર્થ વિનાના પણ કાંઇક સંકેતવાળા અક્ષરો મૂકાય છે તેને બીજ કહે છે.

૪૪ ભુશુંડી—એક જાતનું લડાઇનું હથિયાર. ૪૫ પરિઘધાત્રી—પરિઘ ( ભોગળ )નામે આયુધને ધારણ કરનારી. ૫૦ ઉદાર-અતિ મોટું.

ઋષિ કે' બ્રહ્માએ સ્તવન કરેલી, તામસી દેવી જેહ;
મધુકૈટભને હણવાસાટે, ગઈ વિષ્ણુને જગાડવા તેહ. ૫૨
તેનાં નેત્ર મુખનાસિકા બાહુથી, હૃદય ઉરથી નીકળી ઊભી;
અવ્યક્તજન્મા વિધિની દૃષ્ટિ આગળ, રહી ઊભી અગ્નિને દૂબી. ૫૩
તે દેવીથકી મુક્ત થયેલા એવા, જગતપતિ વિષ્ણુ એકીભૂત;
સમુદ્રશયનથકી ઝટ ઊઠયા, જોયા અતિ બલિષ્ટ ને અદ્ભૂત. ૫૪
મહાપરાક્રમી ક્રોધાક્રાંત નેત્રવાળા, કરતા બ્રહ્મા ભક્ષવા ઉદ્યોગ;
તેવા દુરાત્મા મધુકૈટભ નિરખ્યા, જદા તજ્યો નિદ્રારૂપિયો યોગ. ૫૫
પછે આસનથી ઊઠી ઉભય સાથે, સર્વવ્યાપક વિષ્ણુએ સાર;
પંચસહસ્ર સંવત્સર સુધી, બાહુયુદ્ધ કર્યું નિર્ધાર. ૫૬
તે અતિશય બળે ઉન્મત્ત થયેલા, મહામાયાએ મોહ પમાડેલા જાણ;
તે ઉભય વિષ્ણુને કે'વા લાગ્યા, તું માગ્ય અમારી પાસ વરદાન. ૫૭
તારૂં યુદ્ધકૌશલ્ય નીરખી અમે, થયા છું અતિ પ્રસન્ન;
અમો સુખ માગ્યું તુંને અરપું, માગ્ય માગ્ય તું શેષશયન. ૫૮
તમો ઉભય મારાપર પ્રસન્ન થયા તો, બન્નેનો વધ થાય મારે હાથ;
અન્ય વરદાન મારે નવ જોઇએ, એટલું આપો દાનવનાથ. ૫૯
એ રીતે વરદાન લેઇ ઠગેલાએ, જોયું સકળ વિશ્વ જળમય જાણ;
તેમણે રાજિવનેત્રવાળા રામને, કહ્યું હણવાતણું પ્રમાણ. ૬૦
જે સ્થળે પૃથ્વી જળમાં નવ ડૂબી, ત્યાં અમારો વધ કરવો તમારે;
ઋષિ કહે રાય વૈશ્ય સાંભળો, તદા હરિ શું વિચારે. ૬૧
વારૂ તેમ થાઓ એમ કહીને, હરિએ ચક્રે કાપ્યો તેમનો કટિજંઘાભાગ;
શંખ ચક્ર ગદાધરે કીધા, તેમના શિરના સહસ્ર વિભાગ. ૬૨
એ રીતે વિધિએ સ્તુતિ કર્યાથી, થઇ નિદ્રાદેવી ઉત્પન્ન;
તે દેવીનું પુનરપિ કહું બળ હું, તે તું સાંભળ્ય એક મન. ૬૩

---

૬૦ રાજિવનેત્રવાળા—કમળ સમાન નેત્રવાળા.

પુરાણી કહો કાંઇ કઠિન આમાં, છે માર્કંડેય કરતાં;
સુજને તો કાંઇ નથી લાગતું, છે સર્વ સરળ ગુરૂપદ ધરતાં. ૬૪
દંભકેરા દાવપેચ નહિ, નહિ મોહાંધપણું જ્યાંય;
ત્યાં સદા સરળ મહાકઠિન તે પણ, ન વિચારવું પડે પુરાણી ક્યાંય. ૬૫
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, સાવર્ણિકે મન્વંતરે જાણ;
દેવીમાહાત્મ્યે મધુકૈટભનો વધ, એકાશીતિતમોધ્યાય પ્રમાણ. ૬૬

### વલણ.

એકાશીતિતમોધ્યાય પૂરો, દેવીમાહાત્મ્યની માંહી રે;
જન પ્રેમાનંદ યથામતિએ, વર્ણવે વટપત્તને હરિ ગાઇ રે. ૬૭

## કડવું ૧૫૫ મું.

### રાગ મેવાડો.

સુરથ અને સમાધિ હો, સાંભળે એકે મને;
સેવા બેઠાં સાધી હો, કે'વા માંડ્યું મુનિજને. ૧
મુનિ કહે સુણ્ય રાજા હો, પૂર્વે સુરઅસુરને થયું;
યુદ્ધ મૂકી માઝા હો, તે જોઇએ દેવીમાહાત્મ્યે કહ્યું. ૨

### ઢાળ.

દેવીમાહાત્મ્ય માટે કે'વું મારે, સુર અસુરનું યુદ્ધ;
શતસંવત્સર ઉભય લઢિયા, તેમાં દાનવ જીત્યો અબુદ્ધ. ૩
દૈત્યાધિપતિ મહિષાસુર હતો, દેવાધિપતિ પુરંદર જાણ;
લઢતાં અસુરે સુરસેના હરવી, મહિષાસુર થયો ઇંદ્ર પ્રમાણ. ૪

---

૬૪ માર્કંડેય—માર્કંડેયપુરાણ. ૩ ઉભય—સુર અને અસુર બન્ને.
૪ પુરંદર—ઇંદ્ર.

પરાજય એમ દેવ પામ્યા, તદા પ્રજાપતિ આગળ કીધ;
શિવ વિષ્ણુકેરે સ્થાનકે, પ્રયાણ કરતા સિદ્ધ. ૫
તે ઉભયને પરાભવ થયો તે, વળી મહિષાસુરતણી અનીતિ;
તે વર્ણવી આ રીત કે'તા, થઇ જેવી તેવી પ્રતીતિ. ૬
મહિષાસુર તો સૂરજ થયો, થયો ઇંદ્ર અગ્નિ વાયુ;
તેણે ચંદ્ર યમ વરૂણકેરાં, હર્યાં શો નવ આયુ! ૭
એ સર્વના અધિકાર તેણે, લઇ લીધા દેવ!
અમો ભટકતા અહીં તહીં ફરૂં, કરો સા'ય પ્રભુ તતખેવ. ૮
મહિષાસુરે સ્વર્ગથી કાઢિયા, તે સુરસમૂહ ઘનશ્યામ;
પૃથ્વીપર નર પેઠ ભમતા, સહુ તજી સુરનાં કામ. ૯
એ સહુ દુરાચરણ કહ્યાં દાનવનાં, અમો આવિયા તમ શરણ;
તો પ્રભુ યુક્તિ પ્રયુક્તિ શોધો, ક્યમ પાપી પામે મરણ. ૧૦
આ રીતે સુરનાં વચન સુણીને, વક્રભ્રૂયુક્ત મધુસૂદન;
તેવા મુખવાળા શિવસહિત, અતિ કોપ ધરતા મન. ૧૧
અતિશય ક્રોધથી પૂર્ણ થયેલા, વિષ્ણુ વિધિ શંકર દેવ;
તેમના મુખમાંથી તેજ નીકળ્યું, મહાજ્યોતિ તતખેવ. ૧૨
ત્યમ ઇંદ્રાદિક સુરશરીરથી, બૃહદ્ તેજ પ્રગટ્યું જાણ;
તે સર્વકેરૂં તેજ ત્યાં, એકત્ર થયું પ્રમાણ. ૧૩
(જાણે)જ્વાળામુખીએ નગ બળે શું! તેમ જ્વાળે દિશાઆંતર વ્યાપ્યું;
તે તેજ દાનવસમૂહે જોયું, દૃષ્ટિએ સ્થિર સ્થાપ્યું. ૧૪
સર્વ દેવના શરીરથી નીકળ્યું, જેહ અતુલિત તેજ;
તે કાત્યાયનના આશ્રમ પાસે, મળી જાતું ધરી હેજ. ૧૫
તે તેજમાંથી જેની કાંતિએ, ત્રણલોક થઇ ગયા વ્યાપ્ત;
એવી એક અબળા ઉપજી, જેને જોઇ ડરે પ્રિય આપ્ત. ૧૬

---

૧૧ વક્રભ્રૂ–વાંકી ભમર (ક્રોધથી). ૧૬ પ્રિય આપ્ત–વહાલો સ્વજન.

શિવતેજે તેનું વદન નીપન્યું, યમતેજથી કેશ;
વિષ્ણુતેજથી બાહુ ઉપન્યા, એમ થઇ વનિતા વરવેશ. ૧૭
વળી ચંદ્ર તેજથી ઉરજ ઉંચા, મઘવાતેજથી મધ્યભાગ;
વરૂણતેજે જંઘા ઉરૂ થાતાં, નિતંબ પૃથ્વીતેજ મહાભાગ. ૧૮
ઉભય પદ પદ્મનાભતેજે, સૂર્યતેજે પદઆંગળી;
હસ્તઅંગુલિ વસુતેજે, નાસિકા ધનદતેજે સાંભળી. ૧૯
દંત દક્ષાદિક પ્રજાપતિના, તેજથી નિર્માણ;
ત્રિનેત્ર પાવકતેજથી, ઉત્પન્ન થયા પ્રમાણ. ૨૦
ઉભય સંધ્યાતેજથી, થઈ ભ્રૂકુટિ ધનુષ્ય સમાન;
વાયુતેજથી શ્રવણ ઉભય, થયાં તેહનાં મતિમાન. ૨૧
તે પ્રમાણે અન્યદેવ તેજના, એકીભાવથી થઇ ભવાની;
સમસ્તદેવતેજસમૂહથી તે, ઉપજી એમ પિછાની. ૨૨
જેને મહિષાસુરે અતિ દુઃખ દીધું, એવા દેવ આનંદ પામ્યા;
પછે શસ્ત્રાસ્ત્ર આપવા લાગિયા, જેને દુઃખના દિન જામ્યા. ૨૩
સ્વય શૂલમાંથી શૂલ કાઢી, શંકરે આપ્યું તેને;
ચક્રમાંથી ચક્ર કાઢી, વિષ્ણુએ આપિયું એને. ૨૪
શંખ આપ્યો વરૂણે, અગ્નિએ શકિત આપી;
ધનુશરથી ભાથો ભરેલો, વાયુએ વસ્ત આપી પ્રતાપી. ૨૫
સહસ્રાક્ષિ સુરેંદ્રે વજ્રથી, વજ્ર જૂદું કરી આપ્યું;
ઘંટા ઐરાવત હસ્તીથી આપી, એમ અસ્ત્રનું દુઃખ કાપ્યું. ૨૬
યમે સ્વકાળદંડથી દંડ દીધો, વરૂણે પાશ આપ્યો પાંશરો;
આપી રૂદ્રાક્ષમાળા પ્રજાપતિએ, વિધિ કહે કમંડલુ આ ધરો. ૨૭
સવિતાએ સર્વ રોમછિદ્રમાં, સ્વકિરણ અરપ્યાં જાણ;

---

૧૯ ધનદ—કુબેર. ૨૬ સહસ્રાક્ષિ—હજાર આંખ્યોવાળો.

નિર્મળ ઢાલ ને ખડ્ગ આપ્યાં, તદા કાળે નિર્વાણ. ૨૮
ક્ષીરસાગરે હાર નિર્મળ, દિવ્ય મસ્તકનો મણિ;
નિત્યપ્રતિ નૂતન થાય એવાં, વસન આપિયાં મહતા ગણી. ૨૯
ચંદ્ર સૂર્ય સમાન આપ્યાં, ઉજ્જ્વળ કુંડળ જોડ;
વળી વેસર આપી પૂજિયા, પુરાણીદેવીકેરા કોડ. ૩૦
વળી ઉજ્વળ અર્ધચંદ્ર આપ્યો, અંગદ બાહુબંધને કાજ;
અર્પ્યાં ઝાંઝર નિર્મળ વજ્રકેરાં, આપ્યું કંઠાભૂષણ ક્ષીરરાજ. ૩૧
રત્નજડિત મુદ્રિકા આપી, મગફળી આંગળીએ ધારવા;
વિશ્વકર્માએ અતિ તીક્ષ્ણ ફરશી, આપી અસુરને મારવા. ૩૨
અનેક પ્રકારનાં અસ્ત્ર આપ્યાં, આપ્યું કવચ અભેદ;
નવ કરમાય એવો હાર કમળનો, સાગરે આપિયો નિર્વેદ. ૩૩
તે દેવીમસ્તક તથા હૃદયે, પે'રાવિયો સ્વહસ્ત;
પછે એક રમ્ય અબ્જ આપ્યું સહી, એમ અર્પી તેણે વસ્ત. ૩૪
હવાં વાહન કાજે હિમગિરિએ, સિંહ આપ્યો એક;
વળી નાના પ્રકારનાં રત્ન આપ્યાં, વપુ વિષે ધારી વિવેક. ૩૫
મદ્ય કરવાનું પાત્ર આપ્યું, કુબેરે સુરા ભરી;
પછે નાગસ્વામીએ શું આપિયું, જે રહ્યા આ ધરણી ધરી. ૩૬
મહામાણવડે અલંકૃત અતિ, એવો નાગહાર દીધો સાર;
અન્યદેવે અલંકાર અર્પ્યા, વળી આયુધ અપરંપાર. ૩૭
એમ સર્વ આપી સન્માન કરેલી, દેવી અટ્ટહાસ્ય કરતી જાણ;
પછે ગર્જના તેણે ઘોર કીધી, જે શબ્દે નભ પૂરિયું નિર્વાણ. ૩૮
વ્યોમ વ્યાપ્તમાન થયું એમ, તેનો પ્રતિધ્વનિ પડિયો જેહ;

---

૩૧ અંગદ—બાજુબંધ. વજ્ર—હીરા. ક્ષીરરાજ—ક્ષીરસમુદ્ર. ૩૩ અભેદ—અભેદ્ય—ન તૂટે એવું. ૩૪ રમ્ય—રમણીક. અબ્જ—કમળ.

તેથી જન સહુ ક્ષોભ પામ્યા, સમુદ્ર કંપી ઊઠ્યા તેહ. ૩૯
ત્યાં ચલાયમાન પૃથ્વી થઇ, સર્વ પર્વત કંપ્યાં પૂર;
સિંહારૂઢ દેવીને જય જય કે'તા, મહામોદ સહિત મળ્યા સુર. ૪૦
નમ્ર અંતઃકરણ ભક્તિવડે જેનાં, એવા મુનિ સ્તુતિ કરવા લાગ્યા;
ત્રિલોક ક્ષોભેલા જોયા અસુરે, કે યુદ્ધ કરવા અનુરાગ્યા. ૪૧
પોતાની સર્વ સેનાને કરી, યુદ્ધ કરવા તૈયાર;
હથિયાર ઉગામી હાકટી, કહે હાં શું છે આ વાર. ૪૨
એમ મહિષાસુર ક્રોધથી બોલી, સર્વ અસુર લેઇ પળતો;
જેણી દિશાથી શબ્દ આવ્યો, તેણી દિશાએ તે વળતો. ૪૩
જેની કનક સમ કાંતિએ સઘળું, ત્રિલોક થયું વ્યાપ્તમાન;
ત્યાં દાનવ એવી દેવી જોતો, મહાતેજસ્વી દેદીપ્યમાન. ૪૪
જેના પાદસ્પર્શથી પૃથ્વી નમી છે, જેના મુકુટે ઉઝરડાયું આકાશ;
(જેના)ધનુષ્યપણછ ટંકારવડે કરી, થઇ ડામાડોળ પાતાળ પામ્યું ત્રાસ. ૪૫
એક સહસ્ર બાહુવડે દેવી, દશદિશામાં વ્યાપી રહી;
એવી મહિષાસુરે દેવી દીઠી, લલના લાવણ્યવતી લહી. ૪૬
તેની સાથે તે બોલવાલાગ્યો, શે ઊભી થઇ તું સજ;
જો યુદ્ધ કરવાની ઇચ્છા હોય તો, તું નવ કરતી તેમ રજ. ૪૭
મહિલા સાથે મહિષાસુરે લઢવું, એ અતિ નારી અયોગ્ય;
તારા જીત્યા અમો છું સર્વે, રહે રાણી તું આરોગ્ય! ૪૮
દેવી કહે જો શૂર હોય તો, હાકટી આવ્યને સામો;
શૃગાલ તું સર્વદા દીસે છે, વ્યર્થ કરી આવ્યો ઉધામો. ૪૯
અલ્યા તું શૂરવીર ક્યાં છે, અધર્મી અસુર છું જાતે;

---

૪૦ મોદ—હર્ષ. ૪૧ ત્રિલોક ૪૦—દેવીના અટ્ટહાસ્યવડે ત્રણ લોક ક્ષોભેલા ( ખળભળી ઉઠેલા ) જોયા એટલે દૈત્યો યુદ્ધ કરવાને તૈયાર થયા.

કયમ શૂર સતી શચી દૂભવે, કાંઈ વિચારી જો તું વાતે. ૫૦
મહિષાસુરને ક્રોધ ચઢ્યો અતિ, તે બોલ્યો વાણી ક્રૂર;
પ્રથમ પ્રહાર કરૂં નહિ તુજને, હું છું મહામહિષાસુર અસુર. ૫૧
દેવી કહે હું પ્રથમ કરૂં છું, સહન કરય ઘા મારો;
પછે દેવી દૈત્યનું યુદ્ધ મંડાણું, આવી પો'ચ્યો અસુરનો વારો. ૫૨
ઘણે પ્રકારે યુધ્ધમાં મૂક્યાં, શસ્ત્ર અસ્ત્ર જે સાર;
તેવડે દિશા અંતર પ્રકાશ્યું, ત્યાં સહુ થઇ રહ્યું ઝાતકાર. ૫૩
મહિષાસુરનો સેનાપતિ, ચિક્ષુર નામે મોટો દૈત્ય;
તે યુદ્ધ કરવા પ્રથમ આવિયો, સર્વાંગ સજી સાહિત્ય. ૫૪
ચતુરંગણી સેના લેઇને, ચામર અસુર આવ્યો સામો;
અનેક અસુર છે તેની સાથે, રહ્યા લઢવા કરી ઉધામો. ૫૫
સાઠય સહસ્ત્ર રથ લેઇને આવ્યો, ઉદગ્ર લઢવા જાણ;
તેણે યુદ્ધ અતિ આરંભિયું, જે થયો શૂરવીર પ્રમાણ. ૫૬
એક કોટિ રથ લેઇને, મહાહનુ ત્યાં આવ્યો;
પંચાશ લક્ષ રથ સહિતે આવ્યો, નામે અસિલોમા જે કા'વ્યો. ૫૭
તેણે દારૂણ યુદ્ધ આરંભિયું, લઢે દેવી સામો દુષ્ટ;
મહિષાસુર કે' ન મારશો કોઇ, ધરો જીવતી થઉં સંતુષ્ટ. ૫૮
સાઠય લક્ષ રથ સહિત કરતો, બાષ્કલ દાનવ સંગ્રામ;
વળી અનેક સહસ્ર હસ્તી હરિ લેઇ, તે યુદ્ધ કરતો ઉદ્દામ. ૫૯
કોટિ રથે ચોપાસ વીંટાયો, બાષ્કલ નામ અસુર;
તેણે યુધ્ધારંભ કર્યો અવનિપર, મહાશૂર સામદ થઇ પૂર. ૬૦
બિડાલ દૈત્યે પાંચ અબ્જ રથ—સહિત કરવા માંડ્યો સંગ્રામ;
બીજા રથ હસ્તી હરિએ વીંટાયા, અનેક દીર્ઘ અસુર મહાનામ. ૬૧

---

૫૦ કયમ ઇ૦—જે શૂરો હોય તે શચી( ઇંદ્રાણી ) સતીને કેમ દૂભવે ?

સર્વે તૂટીપડચા દેવી ઉપર, લઢવા લક્ષણવંતા;
તે સમરે કોટચાવધિ રથ, તેટલા ગજ વળી ઝુલતા. ૬૨
અનેક અશ્વ અસવાર સહિતે, વીંટાયલો મહિષાસુર;
સેનકેરા મધ્યભાગે વિરાજે, જેણે જીત્યો વાસવ ભરપૂર. ૬૩
કેટલાક દાનવે તોમર લીધાં, કેટલાકે ભિંદિપાલ શક્તિ;
મૂશળ ખડ્ગ ને પરશુ ધારી, પટ્ટિશ ધારી કેટલી વ્યક્તિ. ૬૪
એવાં આયુધ હસ્તે ગ્રહી, કરવા લાગ્યા દેવીશુ સંગ્રામ;
કેટલા શક્તિઓ ફેંકવા લાગ્યા, કેટલા ફેંકે પાશ ઉદ્દામ. ૬૫
ખડ્ગકેરા ઘાયે કરી કોઇ, દેવીને હણવા ઇચ્છે;
આલ્યો ઉદ્યોગ દેવી હરવાનો, કોઇ મારવા તેને વાંચ્છે. ૬૬
પછે સ્વશસ્ત્ર અસ્ત્રની વૃષ્ટિ કરતી, દેવી આવી સામી;
તેણે દાનવનાં શસ્ત્રાસ્ત્ર કાપિયાં, કર્યા વ્યર્થ જીતના કામી. ૬૭
દેવર્ષિએ સ્તવન કરેલી, જેનું શ્રમરહિત છે મુખ;
એવી મહાબલિષ્ટ દેવીએ, હરવા માંડ્યું દેવનું દુઃખ. ૬૮
દાનવકેરા દેહ ઉપર, શસ્ત્ર અસ્ત્ર મૂકવા લાગી;
દેવીવાહન જે હરિ હતો તે, ક્રોધ યુક્ત થયો શુભ ત્યાગી. ૬૯
ખંખેરી કેશવાળી ખોંખારી, પાડી તેણે મહારાડ;
જ્યમ તૃણવને વન્હિ ફરી પાડે, જે તે સ્થળે ઉજાડ. ૭૦
તે રીતે સિંહે ફરવા માંડ્યું, દાનવ સેન મોઝાર;
પછે યુધ્ધ કરતી ચંડી મૂકવા, લાગી નિઃશ્વાસ વારંવાર. ૭૧

---

૬૨ સમરે—સંગ્રામમાં. ૬૫ ઉદ્દામ—પ્રચંડ. ૬૭ કામી—ઇચ્છાવાળા. ૬૯ હરિ—સિંહ. ૭૦ જ્યમ ઇ૦—જેમ તૃણવને ( ઘાસના વનમાં ) વન્હિ ( અગ્નિ ) ફરીને જે તે સ્થળે ઉજાડ ( ઉજ્જડપણું ) પાડે ( કરે )તેમ.

૭૧ નિઃશ્વાસનો અર્થ નીસાસો મૂકવો, એવો કરીને પ્રેમાનંદ પુરાણીઓને પૂછે છે: કહો ઇ૦—સ્પષ્ટ છે. ( જુઓ કડી ૭૨ મી. )

કહો પુરાણી શપથ લેઇ, કોઇ શૂરનું વાંચ્યું આવું !
નિઃશ્વાસ નાખે એવું કહે, તો જાણવું પાણી લજાવ્યું ! ! ૭૨
પ્રાકૃત માંહે એમ સમજાયે, હશે સંસ્કૃતમાં સારૂં !
હવાં દેવીએ નિઃશ્વાસ નાખિયો, તેથી ઉપન્યું ગણનું લારૂં. ૭૩
દેવીશક્તિવડે વૃદ્ધિ પામેલા, તે ગણ દૈત્યસમૂહ કરે નાશ;
પરશુ ભિંદિપાલ ખડ્ગ લેઇ, પટ્ટિશ પકડી પમાડે ત્રાસ. ૭૪
એમ યુદ્ધ કરવા લાગ્યા ગણ સર્વ, કેટલાક શંખ વજાડે શૂર;
કેટલાક ગણ પટહ વાદ્ય વાયે, કો ગણ વગાડતા રણતૂર. ૭૫
તે યુદ્ધ રૂપી મહોત્સવે મળી ગણ, મૃદંગ વગાડવા લાગ્યા;
ધન્ય દેવી અમે રાક્ષસ હણીએ, એમ વદી વદી અનુરાગ્યા. ૭૬
પછે દેવીએ ત્રિશૂળ ગદા શક્તિનો, વરસાવિયો વરસાત;
ખડ્ગાદિક આયુધવતે વળી, અસંખ્ય દાનવ કર્યા નિપાત. ૭૭
ઘંટાકેરા નાદે કેટલાને, મોહ પમાડી દીધા;
કેટલાક દાનવ પાશે બાંધી, ખેંચી પૃથ્વીસરસ્યા કીધા. ૭૮
વળી અન્ય કેટલાક તીક્ષ્ણ ખડ્ગે, ઝપાટ સપાટ ભેદ્યા;
ગદાએ કચ્ચરઘાણ કર્યા કંઇ, કંઇ છેલડીએ ભલ્લથી છેદ્યા. ૭૯
મૂશળ વાગ્યે કુશળ નાઠું, વમન કરે રૂધિર;
ત્રાહ્ય ત્રાહ્ય કરી દાનવકેરા, પડતા ચોદિશ વીર. ૮૦
કેટલાકની શૂળે વેધી, છાતી ફાડી નાખી;
પૃથ્વી ઉપર અરિને પાડ્યા, તીને શબ્દે ભાખી. ૮૧
કેટલાકને રણભૂમિ મધ્યે, શરસમુદાયથી વીંધ્યા;
શરવ્યાપ્તે ચારણી જેવાં અંગ, કરી નાખ્યાં કારજ સીધ્યાં. ૮૨

---

૭૪ પરશુ—ફરસી. ભિંદિપાલ, પટ્ટિશ—એ પ્રાચીનકાળમાં વપરાતાં યુદ્ધનાં હથિયાર હતાં. ૭૫ પટહ—પડઘમ. ૮૨ શરવ્યાપ્તે—તીરથી આમ થવાથી.

સૈન્યને મોખરે જેહ ચાલતા, તે દૈત્યોએ તજ્યા પ્રાણ;
ગર્દન મર્દન થઇ કોની, કપાયા કેટલાકના પાણ. ૮૩
કેટલાકનાં મસ્તક કાપ્યાં, કેટલાકના વચ્ચેથી બે ભાગ;
મહાઅસુરની જંઘા કપાઇ, પડ્યા પૃથ્વી સમરનો તજી લાગ. ૮૪
કેટલાકના દેવીએ કીધા, દ્વય ભાગ ભરપૂર;
તેથી એક બાહુ એક નેત્ર કપાયું, એક પાગ કપાયા પડ્યા અસુર. ૮૫
કેટલાકનાં મસ્તક કાપ્યાં, તોય લઢવા ઊઠે કબંધ;
ઉત્તમ આયુધ હસ્તે ઝાલી, શૂરવીર લઢે સંબંધ. ૮૬
એમ માથાવિહોણાં કબંધ અતિશે, દેવીશું લઢવા આવે;
વળી કેટલાંક ત્યાં નાચતાં તેવાં, જે સાચું શૂરત્વ મનમાં લાવે. ૮૭
માથાં કપાઇ ગયાં છે જેનાં, તેવે કબંધે કર ધરી તરવાર;
શકિત ઋષ્ટયાદિક આયુધ સા'યાં, થયાં કેટલાં ધડ તૈયાર. ૮૮
તુરિ વાદ્યના વર શબ્દે, નિમગ્ન થઇ નાચંતાં;
સંગ્રામમાં આમ તેમ તે ભટકે, યુદ્ધ કરવા અતિ રાચંતાં. ૮૯
કેટલાક મહાદાનવ મુખ બોલે, ઊભી રહે ઊભી રહે બાઇ;
અમો વીર સાથે કરચ યુદ્ધ તું આજે, જોઇએ તારી વીરત્વ કમાઇ. ૯૦
જ્યાં તે મહાસંગ્રામ થયો ત્યાં, ભગ્ન રથ હસ્તી પડિયા જાણ;
અશ્વ દૈત્ય અપાર પડ્યેથી, નવ માર્ગ રહ્યો નિર્વાણ. ૯૧
તે કાળે અસુરસેનામાં, હસ્તિ અશ્વ દાનવ મધ્ય;
શોણિતકેરા ઓઘવાળી, સરિતા વે'વા લાગી અવધ્ય. ૯૨
જ્યમ અગ્નિ તૃણકાષ્ઠઓઘને, ક્ષણમાં બાળી નાખે;
ત્યમ અસુર સૈન્યમાંથી નવદેવી, શેષ નાશ કર્યા વિણ રાખે. ૯૩
કંપાવી છે કેશવાળી જેણે, એવો તે દેવીસિંહ જાણ;

૮૬ કબંધ–માથા વિનાનાં ધડ ઋષ્ટયાદિક. ૮૮ ઋષ્ટિ (એ નામનું આયુધ) વગેરે. ૯૩ શેષ ઈ૦– નાશ કર્યા વિણ શેષ નવ રાખે, એવો અન્વય.

મહાગાઢ પાડી શાદ કરીને, દેવ અરિના શોધતો માગ. ૮૪
દાનવકેશ અંગમાં ફરતો, શોધતો ચોદિશ જીવ;
પળમાં અસુ હરી તે કરતો, દાનવગણને અશિવ. ૮૫
તે સંગ્રામમાં દેવીગણોએ, કર્યો અસુર સાથ સંગ્રામ;
જે જોઇ સુર આકાશે રીઝ્યા, કરવા લાગ્યા પુષ્પવૃષ્ટિ મહાનામ. ૮૬
એવું કોઇ કરો પુરાણી, જે થાય પુષ્પવૃષ્ટિ સાચ;
કે'વું ને કરવું નહિ એવી, તજો વૃથા વાચ. ૮૭
ઇતિ શ્રીમાર્કંડેયપુરાણે, સાવર્ણિકે મન્વંતરે સાર;
દેવીમાહાત્મ્યે મહીષાસુરસૈન્યવધે, દ્વ્યશીતિતમોધ્યાય અવિધાર. ૮૮

વલણ.

અવિધાર અધ્યાય થયો અહીં, ગુરૂજન કરો દ્વિજને સા'ય રે;
યથામતિએ જવા આગે, મન અતિ મલ્લાય રે. ૮૯

## કડવું ૧૫૨ મું.

### રાગ સારંગ.

ઋષિ કહે સાંભળ્ય રાય, વૈશ્ય સુણતાં પવિત્ર તું થાય;
એમ દેવીએ યુદ્ધ કીધું, જોયું દાનવે પાણી લીધું. ૧
મહિષાસુર સેનાપતિ ચિક્ષુર નામ, મહાઅસુરે સ્વસૈન્ય જોયું તે ઠામ;
જોઇ હણાતું કરીને ક્રોધ, ગયો દેવી સાથ યુદ્ધ કરવા માની બોધ. ૨
જેમ મેરૂ પર્વતના શિખર પર, પર્જન્ય જળ વૃષ્ટિ કરવા માંડે વર;
તેમ દૈત્ય સમરમાં દેવી ઉપર, શરવૃષ્ટિ કરવા આરંભી સ્વકર. ૩
જોઇ દેવીએ બાણસમૂહ કાપ્યા તેના, રમાણ રીતે અશ્વ વિડાર્યા એના;

---

૮૫ અસુ—પ્રાણ. અશિવ—અકલ્યાણ. ૮૮ દ્વ્યશીતિ—બ્યાશી.

હયના હાંકણહારા જેહ, હણ્યા શરવડે નિઃસંદેહ. ૪
તત્કાળ ધનુષ ને કાપી ઊંચી ધ્વજા, ધ્યાને ધારી ધનુ કાપ્યાની કજા;
એવા દૈત્યના દેહને દેવીએ વીંધ્યો, દેવીશર વાગતાં તે મન ઓધ્યો. ૫
ધનુષ્ય જેનું કપાઇ ગયું છે જાણ, હણાયા અશ્વ સારથી રથ નિર્વાણ;
તે વિહોણો દૈત્ય ગયો દેવી સન્મુખ, ધાયો ઢાલ તરવાર ધારી મહારૂખ. ૬
તે અતિ વેગવાન અસુરે તદા, જાણ્યે હરિ હત્યો તીક્ષ્ણ અસિથી સદા;
કર્યો હરિને મસ્તક ખડ્ગપ્રહાર, કર્યો દેવી વામ હસ્ત પર ઘા તે વાર. ૭
હે રાજસૂનુ હસ્તમાં વાગતાં તેહ, ભાગી ગયો ખડ્ગ નિઃસંદેહ;
તદા ક્રોધથકી રક્ત નેત્રવાને, મહાશૂળ લીધું તે બળવાને. ૮
કોઇ સૂર્યબિંબ નાખે જાજ્વલ્યમાન, આકાશ વિષેથી નીચે મહાન;
તેમ તેણે તે ભદ્રકાળી પર, નાખ્યું શૂલ ધરીને સ્વકર. ૯
દેવીએ આવતું શૂલ જોઇ સાર, સામું પોતાનું શૂલ નાખ્યું નિર્ધાર;
તેણે આવતું દૈત્યશૂલ વિડાર્યું, સોપ્રકારે અસુરઅંગ કર્યું બિચારૂં. ૧૦
મહાબળવાન મહિષાસુરનો સેનાપતિ, મરાયો જોઇ ચામર કરતો ગતિ;
તે મહાઅસુર હાથી ઉપર બેશી, આવ્યો મૂઢ મોતના ઘરમાં પેશી. ૧૧
તેણે દેવીપર શક્તિ મૂકી મહાક્રૂર, તેને દેવીએ હણી હાકટી કર્યો ચકચૂર;
નિસ્તેજ હેજ વિનાનો કીધો, પૃથ્વી પર પાડીને સાદ દીધો. ૧૨
શક્તિ પડતાં ભગ્ન થઇ નિર્વાણ, નિરખી કોપે ભરાયો ચામર પ્રમાણ;
તેણે શૂલ ફેંક્યું મરણનું મૂળ, તેને પણ શરે દેવીએ કીધું ધૂળ. ૧૩
એવામાં સિંહ છલંગ મારી ચઢિયો, હસ્તિકુંભસ્થળ વિષે જઇ અડિયો;
તેણે કર્યું દાનવશુ બાહુયુદ્ધ, મૂળે જાતે હરિ તેણે થઇ ક્રુદ્ધ ! ૧૪

---

૪ રમણરીતે-રમતની પેઠે. ૬ રૂખ-રૂક્ષ-લુખો. ૯ ભદ્રકાળી—કલ્યાણ રૂપ કાલિકા-દેવી. ૧૪ સિંહે શામાટે યુધ્ધ કર્યું તે ઉત્પ્રેક્ષાથી વર્ણે છેઃ મૂળે ઇ૦—કેમકે તે જાતે હરિ ( સિંહ—ઇંદ્ર ) છે માટે તેણે ક્રુદ્ધ થઇને દૈત્ય સાથે બાહુયુદ્ધ કર્યું. હરિ( ઇંદ્ર )ને દૈત્યો સાથે વૈર છે તે તો પાછળ કહેવાઇજ ગયું છે.

યુદ્ધ કરતા હરિને અસુર, પડ્યા ઉભય પૃથ્વી ઉપર મહાશૂર;
ત્યાં તે કરતા અતિ દારૂણ પ્રહાર, લડતા એકએકપર ક્રોધી અપાર. ૧૫
પછે ચપળતાએ કૂદી ગયા આકાશ, પાછાં પડતાં ઉપજાવ્યો સિંહે ત્રાસ;
પાદપંજાની ઝપટે કરી, ચામર શિર ભિન્ન કરી નાખ્યું ઉધ્ધરી. ૧૬
યુદ્ધે ઉદગ્ર નામે અસુર જેહ, દેવીએ પાષાણ વૃક્ષે પૂરો કર્યો તેહ;
દંતમુષ્ટિતળના કરી પ્રહાર, કરાળ કરાળ રોળી નાખ્યો નિર્ધાર. ૧૭
ક્રોધાક્રાંત દેવીએ મારી ગદા, ઉધ્ધત ચુરેચુરા થઇ ગયો તદા;
ભિંદિપાલે બાષ્કલ શલે તામ્ર, વળી માર્યો અંધક ચક્ષુનો તામ્ર. ૧૮
ઉગ્રાસ્ય ઉગ્રવીર્ય ને મહાહનુ, ત્રિનેત્રી દેવીએ કર ધરી હનુ;
વિચારી ત્રિશૂલે હણ્યા સર્વ, એમ ગાળવા લાગી દેવી દૈત્યનો ગર્વ. ૧૯
બિડાલનું ધડપરથી ખડ્ગે કરી, મસ્તક ભૂમિ પાડ્યું રોષ ધરી;
દુર્ધર દુર્મુખ ઉભય હણિયા, મારી શર તેને યમના પ્રાઘૂર્ણ ગણિયા. ૨૦
એ પેરે સ્વસૈન્યનો જોઇ ક્ષય, મહિષાસુરે મન વિચાર્યો નય;
મહિષનું રૂપ લેઇ આવ્યો સામો, કર્યો દેવીગણ પર ભયંકરો ઉધામો. ૨૧
કોઇને માથું મારી નિર્વાણ, કોઇને લાતે હણ્યા પ્રમાણ;
કોઇને પૂચ્છ ઝપાટે ઝપટ, કોઇને શૃંગે ચીરી કરતો ચપટ. ૨૨
કોઇને ધ્રોડવાના વેગથકી, ભમતો શમે ન ધરી તે ગતિ;
કોઇને શબ્દથકી નિર્વાણ, કોઇના શ્વાસોચ્છ્વાસ વાયુએ હરતો પ્રાણ. ૨૩
એમ ગણ ઘણા પૃથ્વીપર પાડ્યા, દાનવે દેવીના દૂત ઉજાડ્યા;
નાયક નાયિકા લઢે કેવાં, છે પુરાણીએ જોવા જેવાં. ૨૪
જો હોય ચરિત કાવ્ય કે આખ્યાન, તો તેમાં આવું ન થાય વ્યાખ્યાન;
દેવીગણ સમૂહ પાડી તેહ, દેવીસિંહ હણવા ધ્રોડ્યો એહ. ૨૫
તદા અંબિકાએ કર્યો કોપ, ચઢી ગયો ક્રોપનો અંગોઅંગ ઓપ;

---

૧૬ ઉદ્ધરી—ધડથી જૂદું કરીને. ૧૭ મુષ્ટિતળ—મુક્કી કરાળ-વિકાળ. કરાળ—એ નામનો અસુર. ૧૮ તામ્ર—રાતો (નેત્રમાં). ૧૯ હનુ—હડપચી (દૈત્યોની). પ્રાઘૂર્ણ—પરોણા. ૨૧ નય—રાજનીતિ.

ક્ષુરે ક્ષમાપડ ખોદી નાખ્યું, મહાવીર્યવાને કોપી મહાબળ દાખ્યું. ૨૬
ઉંચા અદ્રિ ઉખેડી નાખવા લાગ્યો, ગર્જના કરવા લાગ્યો અનુરાગ્યો;
તેના વેગ ભ્રમણવડે જગતી, ઘસી ખણાઇ થવા લાગી મગતી. ૨૭
પૂચ્છે હણેલો સાગર ચારે પાસ, જગતને બોળવા લાગ્યો પ્રકાશ;
ઝૂલતાં શીંગડાંથી નિર્વાણ, મેઘ ભગ્ન ભેદ પામેલા થયા જાણ. ૨૮
તેના શ્વાસવાયુએ ઉડયા આકાશ, તે પર્વત પૃથ્વીપર પડતા પ્રકાશ;
એવો દાનવ દેવીએ જોયો બરાયલો,મહિષરૂપી કોપે કરી આક્રરાયલો.૨૯
કર્યો તેના વધતણો વિચાર, તે સમે ચંડિકાએ નિર્ધાર;
બાંધ્યો દૈત્ય ઉપર નાખી પાશ, તદા તે પામ્યો મનમાં ત્રાસ. ૩૦
જોઈ બંધાયલો ભારે સંગ્રામ માંય, મહિષાસુરે મહિષસ્વરૂપ તજ્યું ત્યાંય;
જોત જોતામાં સિંહ થયો અસુર, તદા દેવીએ શિર કાપવા કરી ન અસૂર. ૩૧
એવામાં ખડ્ગપાણિ જણાયો તેહ, નરરૂપ દેવી દૃષ્ટે પડિયો જેહ;
કે કરી ચપળતા ચતુરાએ ઝટ, તેને ઢાલ તરવારે કાપ્યો કટ. ૩૨
એમ નરદેહ દેવીએ કાપ્યો જ્યારે, તે તુંગ માતંગ થાતો ત્યારે;
દેવીહરિ શુંડે ખેંચવા લાગ્યો, મુખે ગર્જના કરવામાં અનુરાગ્યો. ૩૩
એ રીતે ખેંચતા હસ્તિકેરી શુંડ, તે દેવીએ તરવારથી કાપ્યું તુંડ;
એટલે પાછો તે મોટો અસુર, મહિષદેહ ધરતો મહાક્રૂર. ૩૪
પૂર્વવત સ્થાવર જંગમ કંપાવ્યાં, વળી ત્રિલોકીજન ગભરાટમાં ચંપાવ્યાં;
પછે ક્રોધાક્રાંત જગતની માત, ચંડિકા વર મદ્યપાન કરતી વિખ્યાત. ૩૫

---

૨૬ ઓપ—ચકળકાટ ( ક્રોધનો ). ક્ષુરે—ખરીવડે. ક્ષમાપડ—પૃથ્વીનું પડ. ૨૭ અદ્રિ—પર્વત. જગતી—પૃથ્વી. ૨૮ મેઘ ૪૦—શીંગડાંથી ભેદ પામેલા મેઘ ભગ્ન થયા એ અન્વય. ૨૯ બરાયલો—મદવાળો.

૩૧ અસૂર—મોડું. અર્થાત્ વાર ન લગાડી. ૩૨ ખડ્ગપાણિ—હાથમાં તરવારવાળો. ૩૩ તુંગ—ઊંચો. માતંગ—હાથી. દેવીહરિ—દેવીના સિંહને. ૩૪ તુંડ—મુખ.

તેણે રકત નેત્ર થયાં છે સાર, એવી હસવા લાગી વારંવાર;
બળ પરાક્રમે ઉદ્ધત તેહ, કરવા લાગ્યો ગર્જના વધારી દેહ. ૩૬
નાખવા લાગ્યો શૃંગવતી નિર્વાણ, દેવી ભાગ્યી પર્વત ને પાષાણ;
નાખેલા પર્વત પથ્થર જેહ, કરી ચૂર્ણ બાણ સમુદાયે તેહ. ૩૭
પછે દેવી મદ કરી કંપિત, કરે કઠોરવાણીવ્યાપ્તાક્ષરે પ્રતીત;
દેવી કે' જ્યાંલગી કરૂં મદ્યપાન, ત્યાંલગી ક્ષણવાર ગરજી લે મહાન. ૩૮
પછે હું તુને મારીશ આ ઠામ, તદા સત્વર સુર ગર્જશે મહાનામ;
ઋષિ કે' એમ વદી દેવી ત્યાંથી કૂદી, તેના પર ચઢી નાખ્યો તેને ખુંદી. ૩૯
પછે પગવતી ગ્રીવા તેની દબાવી, મારવા માંડી બરછીએ મનસા તજાવી;
વળી દેવીએ પગતળે દબાવેલો તેહ, સ્વમુખથી મહાબળે કરી એહ. ૪૦
માત્ર અરધો નીકળ્યો બહાર, તદા અટકાવી રાખ્યો દેવીએ સાર;
ગાત્ર અર્ધ નીકળેલો કરતો યુદ્ધ, તેનું મસ્તક ખડ્ગે કરી છેદ્યું થઇ ક્રુદ્ધ. ૪૧
પછે તેને પીશી પૃથ્વી પાડ્યો, એવો મહિષાસુર દેવીએ ઉન્નડ્યો;
તદા આખા દાનવસૈન્ય મોઝાર, ત્યાં વરતાઇ રે'તો હાહાકાર. ૪૨
સકળ સેન નાસવા લાગ્યું ચોપાસ, સુરસમૂહ પરમાનંદે કરવા લાગ્યો હાસ;
દિવ્ય એવા મહર્ષિએ સહિત, દેવીસ્તુતિ સુર કરવા લાગ્યા ધરીપ્રીત. ૪૩
ગંધર્વસ્વામી ત્યાં ગાવા લાગ્યા, અપ્સરાસમૂહ નૃત્ય કરતા અનુરાગ્યા;
જેમ ધૂત્યે મળે પુરાણીને ધન, એમ સુર સર્વ થયા પ્રસન્ન. ૪૪
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, સાવર્ણિકે મન્વંતરે પ્રમાણે;
દેવીમાહાત્મ્યેમહિષાસુરવધ, ત્ર્યશીતિતમોધ્યાય થયો સંબદ્ધ. ૪૫

વલણ.

સંબદ્ધ અધ્યા' થયો અહીંઆં, સુણો પુરાણી દેવ રે;
ભટ પ્રેમાનંદ કરી ન જાણે, પુરાણી જનની સેવ રે. ૪૬

---

૩૮ કઠોરવાણીવ્યાપ્તાક્ષરે—કઠોર વાણીએ કરીને વ્યાપ્ત અક્ષરો-વડે—અર્થાત્ કઠોર ઉચ્ચારથી. ૪૦ માંડી—માંડીને. ૪૪ એમ—( પોતાના શરીરને શ્રમ ન પડતાં દૈત્યનો વધ દેવીએ કર્યો માટે ). ૪૫ ત્ર્યશીતિતમો—ત્ર્યાશીમો. સંબદ્ધ—સંબંધવાળો.

# શક્રાદય.

## કડવું ૧૫૩ મું.

### રાગ રામગ્રી.

મહામુનિ શિષ્યને કે' સહી, કહે ઋષિ વૈશ્યને રાય;
એમ મહિષાસુર દેવીએ હણ્યો, ગુણ સુરગણ કેમ ગાય. ટેક. ૧
તે એકે ચિત્તે સુણ્ય ક્રૌષ્ટુકિ, પુરાણીનો જેહ વાઘ;
ગુરૂકૃપાથી તેહ વર્ણવું, જ્યમ લાગે નહિ કંઇ ડાઘ. મહામુનિ૦ ૨
મહાવીર્યવાન દુરાતમા, મહિષાસુર સુરઅરિ સાર;
તેનું સર્વ સૈન્ય દેવીએ હણ્યું, તવ આનંદ પ્રવર્ત્યો અપાર. ,, ૩
ઊભાં રોમાંચ થયા થકી, ચારૂ છે જેના દેહ;
વળી નમન કરવા મિષે, નીચા નમિયા છે જેહ. ,, ૪
એવા સ્કંધ શિરને ધારણ કરે, તેવા ઇંદ્રાદિ સુરગણ સર્વ;
તે દેવીનું વાણીવડે તહીં, સ્તવન કરતા ગલિતગર્વ. ,, ૫
સમગ્ર સુરગણોની શક્તિતણા, છો સમુદાય રૂપ માત;
મૂર્ત્તિમતાં માને જે સહીં, તે પણ કરે તેવી વાત. ,, ૬
એવી દેવીએ આ વિશ્વનો, કર્યો સ્વશક્તિ વિસ્તાર;
તેથી સર્વ સુર મહાઋષિને, પૂજવા યોગ્ય અપાર. ,, ૭
એવી દેવી અંબાને સર્વે નમું, ભક્તિવડે કરી નમસ્કાર;
અમારૂં ભલું ભાવે કરો, માગું પાગે લાગી આ વાર. ,, ૮
જેના અતુલ સામર્થ્ય પ્રભાવને, કે'વા ભગવાન વિષ્ણુ;
તેમ શેષ વિધિ શિવ કોઇ નથી, નથી પરિપૂર્ણ મહાજિષ્ણુ. ,, ૯

---

૨ વાઘ—વાઘ જેવો દુર્ગમ આ 'શક્રાદય'નો અધ્યાય. ૫ સ્કંધ—ખભા.

તે ચંડિકા સમગ્ર વિશ્વનું કરે, પાલન કરવાની પેર;
દાનવથકી ભય જે થતો, કરો તે નાશકમતિ મે'ર. મહામુનિ૦ ૧૦
પુણ્યવાન પુરૂષના ગેહમાં, જે પોતે છે લક્ષ્મી સ્વરૂપ;
પાપી પુરૂષકેરા ગેહમાં, જે પોતે છે અલક્ષ્મીરૂપ. ,, ૧૧
જ્ઞાનવાન નરને હૃદે, જે બુદ્ધિરૂપ છે સાર;
છે સત્પુરૂષોકેરી જે સદા, શ્રદ્ધારૂપ અવિચાર. ,, ૧૨
કુળવાન પુરૂષથકી જે હવાં, છે તેની લજ્જાનું રૂપ;
પ્રણામ કરીએ એવી દેવીને, તું જક્ત પાળ્ય દેવી અનુપ. ,, ૧૩
એવા તારા અચિંત્ય સ્વરૂપનું, વળી અસુર ક્ષય કરનાર;
આઈ એવાં અત્યંત પરાક્રમતણું, કરે ગાન કોણ આ વાર.,, ૧૪
વળી સમરે અવનવાં ચરિત્રનું, વર્ણન દેવ દૈત્યે ન થાય;
તું એ ઉભયના સમુદાયમાં મળી, તદા તારા ગુણ કોણ ગાય. ,, ૧૫
તું સર્વ જગતની કારણભૂત છું, છું ત્રિગુણ યુક્ત સદાય;
તોય દોષ લીધે જાણી નવ શકે, શિવ વિષ્ણુ આદિક માય. ,, ૧૬
એવી આઇ તું અપાર છે, તું સર્વાધિષ્ઠાન કે'વાય;
આ સર્વ વિશ્વ તારૂં અંશભૂત છે, તું સર્વોપરિ નામે ગવાય. ,, ૧૭
તું છું અવ્યાકૃત આદ્યપ્રકૃતિ, તેનું રૂપ સમજાય કેમ;
તોય તુંને લહી અહીં સહી, માગું સર્વ કુશળક્ષેમ. ,, ૧૮
હે દેવી જેનું ઉચ્ચારણ કર્યે, સમગ્ર દેવગણ સંતોષાય;
વળી સર્વ યજ્ઞમાં તૃપ્તિ પામતા, એવી તું સ્વાહારૂપ કે'વાય.,, ૧૯
તું કારણ છે પિતૃગણ તૃપ્તિનું, તેણે સ્વધા કહે સહુ લોક;
એવાં બીજાં રૂપ તાહરાં, કહું તેહ થઇ અશોક. ,, ૨૦

---

૧૭ સર્વાધિષ્ઠાન—સર્વના સ્થાનરૂપ. ૧૮ અવ્યાકૃત—જૂદે જૂદે રૂપે નહિ થયેલી–કારણરૂપ.

હે દેવી અચિંત્ય છે તું સહી, મહાવ્રતરૂપ તેજ તુંજ;
આઇ તુંને મોક્ષનું કારણ માની છે, પછે વધુ રહ્યું કેવું શુંજ. મહા૦ ૨૧
સહુ દોષ જેમના નાશ પામિયા, સમ્યક્ રીતે કર્યો ઇંદ્રિસંયમ;
અનુત્તમ રીતે તત્વ મેળવ્યું, થઇ નરવર ધરી નિયમ. ,, ૨૨
એવા મોક્ષેચ્છક મુનિ જેહનો, કરે નિરંતર અભ્યાસ;
એવી પરમ ભગવતી તુ સહી, છું તે વિદ્યારૂપ પ્રકાશ. ,, ૨૩
તું શબ્દરૂપે દેવી અત્યંત છું, વિમળ ઋગ્વેદ યજુર્વેદ;
ઉદ્ગીથાભિધાન ગાનનો, તું ભંડાર છું નિર્વેદ. ,, ૨૪
ને તે ગાન રમણિક પદોતણો, પાઠવાળો સામવેદ જેહ;
છું તેનો ભંડાર ભરપૂર તું, માને મુનિઓ નિઃસંદેહ. ,, ૨૫
તે દેવી તું વેદત્રયી રૂપ છું, સાક્ષાત ભગવતી ભરપૂર;
છું પ્રાણીજીવન અર્થે તું સદા, જીવિકાવૃત્તિ સર્વની મધુર. ,, ૨૬
મહાપીડાએ પુરૂષ પૃથ્વીતણા, જેહ પીડાએ છે અપાર;
તેની પરમપીડા હરનાર તું, છું મહાદેવી વિશ્વમોઝાર. ,, ૨૭
સમગ્ર શાસ્ત્રતત્વ જે સહી, તે તેં દેવી જાણેલું સાર;
હે મહાદેવી તું મેધા રૂપ છે, આઇ કોણ પામે તારો પાર. ,, ૨૮
દુર્ગમ એવા સંસારાબ્ધિને, તરવાકેરી નૌકા રૂપ;
તું સંગ રહિત સદા સર્વદા, છું દુર્ગા દેવી અનુપ. ,, ૨૯
મધુકૈટભ અરિ વિષ્ણુના, કર્યો તેને હૃદયે તેં વાસ;
આઈ અન્ય સ્થળ તુંને નવ રૂચિયું! એવી લક્ષ્મીરૂપ તું પ્રકાશ. ,, ૩૦
તું ચંદ્રશેખરને વિષે રહી, સ્થાન કરી ભરપૂર;

---

૨૧ મહાવ્રત—અહિંસા, સત્ય, અચૌર્ય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, એ પાંચને પાતંજળ શાસ્ત્રમાં મહાવ્રત કહેલાં છે.

૨૪ ઉદ્ગીથ—સામવેદના ગાનનો એક ભાગ. ૩૦ તેને હૃદયે—વિષ્ણુના હૃદય ઉપર.

એવી ગૌરીરૂપા પણ તુંજ છું, જોઇ મોહ્યો ભસ્માસુર અસુર। મહા૦ ૩૧
પૂર્ણચંદ્ર પ્રતિબિંબ સમું, નિર્મળ મંદ કરતું હાસ્ય;
અનુત્તમ કનકકાંતિ સમું, રમ્ય મુખ જોઇ કરતું લાસ્ય. „ ૩૨
વગર વિચારે મહિષાસુરે, કર્યો કોપ વ્યર્થ પ્રકાશ;
વળી પ્રહાર કર્યો ક્રોધયુક્ત થઇ, એ મહાઅચરજનું સર્વાવાસ. „ ૩૩
જો હોય સુર વર કે નર કોઇ, તો કરે નહિ એવું કૃત્ય;
શશાપૂશ કામરૂ દેશે, રહે હારી બળી વપુ અત્ય. „ ૩૪
કિંતુ અસુર તે અસુર સહી, કરવા આવ્યો લહી લલના યુધ્ધ;
હવાં આઇનું સ્વરૂપ દાખવું, જવ અસુરપર થઇ રહી ક્રુધ્ધ. „ ૩૫
હે દેવી ક્રોધ પામેલું અતિ ઘણું, ભયાનક ભ્રૂ ચઢી સાર;
ઉગતા હરિ સમ કાંતિવાળું, રક્ત મુખ આઈ અપાર. „ ૩૬
એવું જોઇ સત્વર મહિષાસુરતણા, કયમ નીકળી ગયા ન પ્રાણ;
એ છે અત્યંત આશ્ચર્ય ભર્યું, જોઇ ક્રોધી કાળ ન થાય કોનીહાણ. „ ૩૭
હે દેવી પ્રસન્ન થા તું સહીં, જ્યારે ક્રોધયુક્ત તું થાય;
ત્યારે સંસાર અભ્યુદય અર્થે, અતિ ઉત્તમ થાય તારી કાય. „ ૩૮
પછે શત્રુઓના કુળતણો, કરે તતકાળ તું નાશ;
એ વાતથકી જ્ઞાત હું સદા, મેં જોયો તારો પૂર્ણ પ્રકાશ. „ ૩૯
અધુના આ મહિષાસુરતણી, અસંખ્યાત વરૂથિની જેહ;
જોતા જોતામાં નાશ તેહનો, કર્યો દેવી નિઃસંદેહ. „ ૪૦
અભ્યુદય કરનારી દેવી તું, સદૈવ જેના પર પ્રસન્ન;
તે નર દેશ વિદેશમાં, મનાય માનવંતને ધન્ય. „ ૪૧
ધન મળે છે તેમને, થાય કીર્તિવંતા તેહ;

---

૩૧ ચંદ્રશેખર—જેને માથે ચંદ્ર છે એવા—શિવ. ૩૫ હરિ—ચંદ્ર. ૪૦ વરૂથિની—સેના.

ધર્માદિ પુરૂષાર્થવર્ગ જે, તેમનો શિથિલ નવ થાયે એહ. મહામુનિ૦ ૪૨
પુત્ર કલત્ર પરિજનતણું, પોષણ કરતા કે'વાય;
ધન્ય કે'વાય તે ધરણીમાં, જો તું પ્રસન્ન દેવી થાય. „ ૪૩
હે દેવી પુણ્યશાળી પુરૂષ સહુ, ધર્મકાર્ય નિત્ય પ્રતિ જાણ;
આદર આનંદે કરે સહી, થાય પૂરા તેહ પ્રમાણ. „ ૪૪
પછે તમારી કૃપાવડે, સીધારે સ્વર્ગલોકની માંય;
તેથી નિશ્ચય થાય મનનો, તું ત્રિલોકીની ફળદાય સદાય. „ ૪૫
જો સંકટે સ્મરણ કર્યું તાહરૂં, તો સર્વ પ્રાણીભય હરે તુંય;
સંકટાદિક રહિત કાળમાં, પામે તારૂં સ્મર્ણ કરતા શુંય. „ ૪૬
અતિશય ઉત્તમ મતિ અર્પે તું. દારિદ્રય દુઃખનો કરે નાશ;
તું છું ભયહારિણી સદા સર્વદા, તું ઉપકાર કરતા રોજ પ્રકાશ. „ ૪૭
સદૈવ સરોજ અંતઃકર્ણવતી, મહામાયા જાજવલ્યમાન;
તારા જેવી એક તુંજ છું, ગુણવાન મતિમાન મહાન. „ ૪૮
દૈત્ય હણવાવડે દેવી સૌ, જગત સુખી થાયે જાણ;
આઈયાતુધાન નરક પામવા, પાપ કરે પૂર્ણ પ્રમાણ. „ ૪૯
તેની ચિંતા નથી મુજ મને, કિંતુ અલૌકિક તારો નેમ;
સંગ્રામે મૃત્યુ પામી ભલે, વસો અસુર સ્વર્ગમાં ક્ષેમ. „ ૫૦
એમ વિચારી વકારીને, બોલાવે યાતુધાન ને તુંય;
નિશ્ચય અરિનો પછે વધ કરે, અવનવું એ માંહે શુંય. „ ૫૧
દૃષ્ટિમાત્રથી સર્વ દૈત્યને, બાળી ભસ્મ કરવા સમર્થ;
તો શત્રુ ઉપર શસ્ત્ર શો સજે, ધારે તેમનો તું અર્થ. „ ૫૨
ભલે અરિ છતાં મારા અસ્ત્રથી, મૃત્યુ પામી શુચિ થાય છોય;

---

૪૩ કલત્ર—સ્ત્રી. ૪૮ સરોજ-કમળ. કમળ જેવા કોમળ અંતઃકરણ-વાળી. તારા જેવી ઈ૦—**અનન્વયાલંકાર.** ૪૯ યાતુધાન-રાક્ષસ.

એ એવડે શુભલોક પામશે, સમજે એવું આઇ તું સાથ. મહામુનિ૦ ૫૩
કરૂણામય મતિ એ પેરની, થાયે વેરી પર તું'ને જાણ;
આઇ એથી કરી આખા વિશ્વમાં, થઇ તારી કીર્તિ પ્રમાણ. „ ૫૪
ભયંકર કાંતિવાળા ખડ્ગના, ઝળકારા ઝણકારા જેહ;
સમુદાય બરછી આણી તેજનો, જોયા દૈત્યે નિ:સંદેહ. „ ૫૫
છતાં નાશ પામ્યાં ચક્ષુ નહિં, કહું તેનું કારણ આ વાર;
કિરણસંડળ ચંદ્રખંડને યોગ્ય, એવું મુખ તારૂં સાર. „ ૫૬
દાનવને જોવામાં આવતું, તેણે તેમના નેત્ર મોઝાર;
સમ્યક્ શિતલતા રહી હતી, નીકર થાત અંધ નિર્ધાર. „ ૫૭
દુરાચાર દુરાચારીતણા, નાશ કરનારૂં માત;
આચરણ સદા સર્વદા તારૂં, આઇ વિશ્વ આખે વિખ્યાત. „ ૫૮
જેની જોડી કોઇ નરનારી, નવ કરી શકે નિર્ધાર;
એવું અચિંત્ય આ રૂપ તાહરૂં, જોઇ અમો નમું વારંવાર. „ ૫૯
તેમ સુરપરાક્રમ હરણ કર્યા, જેમણે એવા દૈત્યનો નાશ;
કરનારૂં બળ બલિષ્ટ છે, છતાં ધર્યા ગુણ તેં પ્રકાશ. „ ૬૦
દાનવવધે તેં શસ્ત્રે કર્યા, તેનું કારણ સમજાય એક;
કે તેમના અઘની શાંતિ બને, વિચાર્યો એવો તેંજ વિવેક. „ ૬૧
એ રીતે અરિગણ ઉપરે, આઇ કર્યો તેં ઉપકાર;
દયા દર્શાવી આપી સર્વદા, પામે એવી દેવીનો કો પાર. „ ૬૨
આ તારા પરાક્રમને અમે, આપીએ શાની ઉપમા માત;
શત્રુને ભયંકર ભાસતું, છતાં મનોહર રૂપ પ્રખ્યાત. „ ૬૩
તે અન્ય સ્થળે જોઇએ ક્યહાં, વરદાન દેનારી દેવી;

---

૫૬ કિરણ ઈ૦—કિરણના મંડળવાળા ચંદ્રના ખંડ ( ભાગ )ને યોગ્ય —ચંદ્રના ખંડ જેવું.

આઇ ક્રૂરપણું સંગ્રામમાં, અંતઃકરણે રહી કૃપા જેવી. મહામુનિ૦ ૬૪
તેવાં ઉભયકારજ એક ઘડી, નહિ ત્રણલોકમાં હોય;
એ તો રહ્યાં દેવી તુજમાં, અન્ય સ્થળે નવ સોય. „ ૬૫
અરિગણનો નાશ કરવાવડે, તેં રક્ષ્યા ત્રિલોક સાર;
સંગ્રામે શત્રુસમુદાયને, મોકલ્યા હતી સ્વર્ગ મોઝાર. „ ૬૬
તેમ મદોન્મત્ત અસુરથી ઉપન્યું, જેહ દુઃખે ભય અમાપ;
તે નિવૃત્ત કર્યું દુઃખ અમતણું, જેણે જપું હરનિશ જાપ. „ ૬૭
હે દેવી રક્ષણ શૂલવડે કરો, હે અંબિકે વળી આમ;
રક્ષણ ખડ્ગે કરી અમતણું, કરો મહામાયા પૂરણકામ. „ ૬૮
ઘંટારવે અરિ ગાંજીને, કરી ધનુપણછ ટંકાર;
રક્ષણ કરવા ઉરમાં ધરો, મહામાયા નિત્ય નિર્ધાર. „ ૬૯
હે ચંડિકે પૂર્વ પશ્ચિમમાં, કરો દક્ષિણે રક્ષણ માત;
હે ઇશ્વરી સ્વભલ્લને ફેરવી, રક્ષો ઉત્તરમાં દિનરાત. „ ૭૦
વળી જે જે તારાં રમ્ય રૂપ છે, અત્યંત ભયંકર જેહ;
જે ત્રણલોકે વિસ્તરી રહ્યાં, જેને શેષ વર્ણે ન નેહ. „ ૭૧
તે રૂપે કરી સર્વ દેવનું, કરો રક્ષણ દેવી દયાળ;
વળી વસુંધરાને એમ રક્ષજો, વિપુલ વપુએ થઈ કૃપાળ. „ ૭૨
હે અંબિકે ખડ્ગ શૂલ ને ગદા, આદિક જે જે તારાં છે અસ્ત્ર;
જે તું હસ્તાંગુલિએ ઝાલી રહી, રક્ષજે દેવી ધરી તે શસ્ત્ર. „ ૭૩

વલણ.

તે શસ્ત્ર ધરી સહુ પેર દેવી, કરજે રક્ષણ અમારૂં માત રે;
આ વાર આધાર છે તાહરો, કહું વિનવી સાચી વાત રે. ૭૪

---

૬૬ હતી—હણીને. ૬૯ ઘંટારવે—ઘંટાના નાદથી. ૭૦ સ્વભલ્લને—પોતાના ભાલાને. ૭૨ વિપુલ—વિશાળ.

## કડવું ૧૫૪ મું.

### રાગ વેરાડી.

ઋષિજી વળતું બોલિયા, સુરથ સાંભળો;
એ રીતે સુરે કર્યું સ્તવન, વૈશ્ય વેળા વળો. ૧
નંદનવને જેહ ઉપજ્યાં, સુરથ સાંભળો;
આણ્યાં તેહ સુમન ચંદન, વૈશ્ય વેળા વળો. ૨
પ્રેમે પૂજેલી સુગંધીલેપથી, સુરથ સાંભળો;
ભક્તિભાવે સુરે કર્યા દિવ્ય ધૂપ, વૈશ્ય વેળા વળો. ૩
તેવડે પૂજી પ્રેમે પાર્વતી, સુરથ સાંભળો;
જે જગ્ત ધારિણી રૂપ અનુપ, વૈશ્ય વેળા વળો. ૪
જેનું પ્રસન્નતાએ વદન સુંદર છે, સુરથ સાંભળો;
એવી દેવી સુણી સ્તુતિ સર્વ, વૈશ્ય વેળા વળો. ૫
વળી જોઈ પગેલાગેલા દેવને, સુરથ સાંભળો;
આમ મુખે વદી મહાપર્વ, વૈશ્ય વેળા વળો. ૬
દેવી કહે સર્વ દેવતા, સુરથ સાંભળો;
માગો મુજ પાસે ઇચ્છિત વસ્ત, વૈશ્ય વેળા વળો. ૭
તમારી સમ્યક્ સ્તુતિએ પૂજાયલી, સુરથ સાંભળો;
અતિ પ્રીતે માગ્યું આપું સમસ્ત, વૈશ્ય વેળા વળો. ૮
દેવ બોલ્યા અમારો આ અરિ, સુરથ સાંભળો;
મહિષાસુર હણિયો આપ, વૈશ્ય વેળા વળો. ૯
તેણે કરી અમારૂં સર્વ કાર્ય તો, સુરથ સાંભળો;

---

૨ નંદનવન—ઇંદ્રનું વન. સુમન—પુષ્પ.

થયું સંપન્ન રહિત સંતાપ, વૈશ્ય વેળા વળો. ૧૦
હવે અધુરૂં કાંઇ રહ્યું નથી, સુરથ સાંભળો;
અમારૂં અભિલષિત કરવા જાણ, વૈશ્ય વેળા વળો. ૧૧
એમ છતાં મહેશ્વરી જો સહી, સુરથ સાંભળો;
પ્રીતિ વરદાન દેવા થાય પ્રમાણ, વૈશ્ય વેળા વળો. ૧૨
તો જ્યારે અમો સ્મરીએ આપને, સુરથ સાંભળો;
ત્યારે તમે પીડા પરી કરજો ભવાની, વૈશ્ય વેળા વળો. ૧૩
હે નિર્મળમુખિ! બીજું માગીએ, સુરથ સાંભળો;
જે નરે આ સ્તુતિ મોટી માની, વૈશ્ય વેળા વળો. ૧૪
વા સ્તુતિ પાઠે કરી તાહરી, સુરથ સાંભળો;
કરે સ્તુતિ જેહ સુજાણ, વૈશ્ય વેળા વળો. ૧૫
તેને અમારે લીધે અંબિકે, સુરથ સાંભળો;
સદા તું ધન ધાન્ય દેજે જાણ, વૈશ્ય વેળા વળો. ૧૬
દેજે વૈભવ નાના પ્રકારના, સુરથ સાંભળો;
સ્ત્રી આદિક સંપત્તિ ધનભંડાર, વૈશ્ય વેળા વળો. ૧૭
તેની વૃદ્ધિકરતી થજે તું સહી, સુરથ સાંભળો;
જો થઇ અમપર કૃપાળ, વૈશ્ય વેળા વળો. ૧૮
ઋષિ કે' એ રીતે સ્વાર્થે માગિયું, સુરથ સાંભળો;
(વળી) જગતાર્થે સુરે દેવી કરી પ્રસન્ન, વૈશ્ય વેળા વળો. ૧૯
તથાસ્તુ એવું દેવી ભણી, સુરથ સાંભળો;
થઇ અંતર્ધાન પછે રાજન, વૈશ્ય વેળા વળો. ૨૦
એ રીતે સુર શરીરથી, સુરથ સાંભળો;
ત્રિલોક હિતેચ્છા પૂરનાર, વૈશ્ય વેળા વળો. ૨૧

---

૧૦ સંપન્ન થયું—સિદ્ધ થયું.

પૂર્વે દેવી પ્રગટ થઇ હતી, સુરથ સાંભળો;
કર્યો તેના માહાત્મ્યતણો મેં વિસ્તાર, વૈશ્ય વેળા વળો. ૨૨
પુનઃ ત્રિદશ ઉપકારાર્થે, સુરથ સાંભળો;
દેવી વધ દૈત્યનો કરવા જાણ, વૈશ્ય વેળા વળો. ૨૩
વળી લોકરક્ષણને કારણે, સુરથ સાંભળો;
જે થઇ પાર્વતીદેહથકી પ્રમાણ, વૈશ્ય વેળા વળો. ૨૪
તેની ઉપજ નીપજ સહુ કહું, સુરથ સાંભળો;
યથારથ વર્ણવી આજ, વૈશ્ય વેળા વળો. ૨૫
દૃઢ મન કરી ધ્યાન ધારીને, સુરથ સાંભળો;
સુણશો તો થાશે કાજ, વૈશ્ય વેળા વળો. ૨૬
જે મિષ્ટાન્ન મળે પુરાણીને, સુરથ સાંભળો;
તે આ ચરિત્ર સુણ્યાનો પ્રતાપ, વૈશ્ય વેળા વળો. ૨૭
દેવી સર્વત્ર આપી જય દીપતી, સુરથ સાંભળો;
તેણે મળે અનૃતકેરૂં પાપ, વૈશ્ય વેળા વળો. ૨૮
ઇતિ માર્કંડેય પુરાણમાં, સુરથ સાંભળો;
સાવર્ણિકે મન્વંતરે સાર, વૈશ્ય વેળા વળો. ૨૯
દેવીમાહાત્મ્યે મહિષાસુરવધે, સુરથ સાંભળો;
શક્રાદિસુરકૃતદેવીસ્તુતિ અપાર, વૈશ્ય વેળા વળો. ૩૦
ચતુરશીતિતમોધ્યાય પૂરણ હવો, સુરથ સાંભળો;
કર્યો પુર આણીને અતિ ઉપકાર, વૈશ્ય વેળા વળો. ૩૧
લાગે સારૂં કરતાં માઠું સહી, સુરથ સાંભળો;
તો શું કરી મન મનાવીએ સાર, વૈશ્ય વેળા વળો. ૩૨

---

૨૩ ત્રિદશ—દેવ. ૩૦ શક્રાદિ સુરકૃત—ઇંદ્ર વગેરે દેવોએ કરેલી.

## વલણ.

શું કરી મન મનાવશો દ્વિજ, એ ચિંતા પાર પામું નહિ રે;
ચાતુર્વિંશી ભટ પ્રેમાનંદ, પુરાણી રીઝવે જયજય કહી રે. ૩૩

## કડવું ૯૫ મું.

### રાગ મારૂની દેશી.

કહે દેવીમાહાત્મ્ય ઋષિ મુખી રે, સુણે વૈશ્ય સુરથ સુખી દુઃખી રે;
માર્કંડેય કહે ક્રૌષ્ટુકિને રે, દેવીમાહાત્મ્ય સહુ જાણવીને રે. ૧
પૂર્વે શુંભ નિશુંભ દાનવ નામે રે, ગયા મદસેનાજોરે સુર સામે રે;
તેમણે સુરેંદ્ર પાસેથી નિર્ધાર રે, ત્રિલોકમખભાગ લઇ લીધા સાર રે. ૨
તેવી રીતે સૂર્યચંદ્રકેરો સાર રે, કુબેર યમ વરૂણનો નિર્ધાર રે;
અધિકાર દાનવે લેઇ લીધો રે, જાણ્યું ભોગ ભોગવતાં અર્થ સીધ્યો રે. ૩
વાયુકેરી ઋદ્ધિ ભોગવતા તેહ રે, વન્હિકર્મ સર્વ કરતા નિઃસંદેહ;
સુરને રાજ્યથકી કરી ભ્રષ્ટ રે, ભટકતા કરી દીધું હતું કષ્ટ રે. ૪
અધિકાર આધાર હરિયો દુષ્ટે રે, ઉભય અસુરે સુર કરી પૃષ્ઠે રે;
એમ કાઢી મૂકી કર્યું અપમાન રે, તેણે સુરગણે વિચારી સાન રે. ૫
અપરાજિતા દેવી જેહ રે, તેનું સ્મરણ સહુ કરવા લાગ્યા તેહ રે;
જો આપત્કાળમાં તમે મુને સ્મરશો રે, તો સર્વ સંકટ પરાં થયે તરશો રે. ૬
એવું દેવીએ દીધું છે વરદાન રે, એમ વિચાર કરવા લાગ્યા મહાન રે;
પછે ગયા હિમવાન પર્વત પ્રત્યે રે, જ્યાં જઇ વિષ્ણુ માયા સ્મરી સત્યે રે. ૭
શ્રદ્ધા યુક્ત થઇ નિર્વાણ રે, એવી સ્તુતિ કરવા લાગ્યા સુજાણ રે;
તે સહુ ઉભયને સુણાવું આજ રે, શું દેવ બોલ્યા ધારી મન કાજ રે. ૮
દેવ કહે અહો શિવાસ્વરૂપી રે, છો મહામાયા પ્રકૃતિ રૂપી રે;

૫ પૃષ્ઠે—પીઠે--પછવાડે.

વળી કલ્યાણ રૂપી દેવી જેહ રે, વળી વિંધ્યાદિકની દેવી નિઃસંદેહ રે. ૯
તેને નિયમપૂર્વક નમીએ રે, નિત્ય પ્રણામપૂર્વક સ્વર્ગે શમીએ રે;
રૂદ્રરૂપ નિત્યરૂપ ગૌરીરૂપ રે, ધાત્રીરૂપ વળી જ્યોત્સ્ના સ્વરૂપ રે. ૧૦
ચંદ્રરૂપ સુખરૂપ નિર્ધાર રે, કરીએ એવી દેવીને નિત્ય નમસ્કાર રે;
કલ્યાણી વૃદ્ધરૂપ આ વાર રે, સિદ્ધિરૂપ કરીએ નીચા નમી નમસ્કાર રે. ૧૧
નિર્ઋતિ રાજ્ય લક્ષ્મી અવિધાર રે, ભવાની કરીએ કર જોડી નમસ્કાર રે;
સંકટ રૂપ ને સંકટ પાર કરતી રે, સારરૂપ ને વિશ્વની ધરતી રે. ૧૨
જગતઉપાવની ખ્યાતિ રૂપ રે, કૃષ્ણરૂપ ને ધૂમ્ર સ્વરૂપ રે;
એવી દેવીને વારંવાર રે, કરીએ નીચા નમી સહુ નમસ્કાર રે. ૧૩
આદ્ય સર્વ સેવકને મનોહારી રે, ભવાની ધર્મદ્વેષીને ભયકારી રે;
છો જગતસ્થિતિ રૂપ નિર્ધાર રે, ક્રિયારૂપ દેવી કરીએ નમસ્કાર રે. ૧૪
સર્વ ભૂત મધ્યે જે દેવીને સાર રે, વિષ્ણુમાયા કહે અવિધાર રે;
કરીએ તે દેવીને વારંવાર રે, નહે સુરવર સહુ નમસ્કાર રે. ૧૫
જે ચેતના રૂપ સર્વ ભૂત મોઝાર રે, કહેવાય તે દેવીને કરીએ નમસ્કાર રે;
બુદ્ધિરૂપે સર્વભૂતે પામી વિસ્તાર રે, તેને વારંવાર કરીએ નમસ્કાર રે. ૧૬
સર્વ ભૂત મધ્યે નિદ્રારૂપ નિર્ધાર રે, ક્ષુધારૂપે રહી તેને કરીએ નમસ્કાર રે;
જે છાયારૂપે પામી વિસ્તાર રે, શક્તિરૂપ નમી કરીએ નમસ્કાર રે. ૧૭
તૃષ્ણારૂપધારીનો પમાય ન પાર રે, ક્ષાંતિરૂપ ધારી કરીએ નમસ્કાર રે;
જે જાતિ રૂપે રહી ઠારઠાર રે, લજ્જા રૂપ દેવી કરીએ નમસ્કાર રે. ૧૮
જે દેવી કરે શાંતિ રૂપે વ્યવહાર રે, શ્રદ્ધા સ્વરૂપીને કરીએ નમસ્કાર રે.
મનોહર કાંતિ રૂપે રૂપ ચાર રે, લક્ષ્મીરૂપ દેવી કરીએ નમસ્કાર રે. ૧૯
વિષ્ણુવિત્તરૂપે વર્ણો થઇ હાર રે, સ્મૃતિ રૂપ દેવી કરીએ નમસ્કાર રે;
દયા રૂપે દામોદરની થઇ દાર રે, તુષ્ટિરૂપ દેવી કરીએ નમસ્કાર રે. ૨૦

---

૧૨ નિર્ઋતિ—અલક્ષ્મી.

રહી માતા રૂપે ધરી જગભાર રે, કરીએ ભ્રાંતિરૂપ તને નમસ્કાર રે;
જે દેવી સર્વ ભૂત ઇંદ્રિયોકેરી રે, છે અધિષ્ઠાતા દેવી અનેરી રે. ૨૧
વળી સર્વ ભૂત મધ્યે વ્યાપ્તિરૂપ સાર રે, કરીએ દેવી વારંવાર નમસ્કાર રે;
જે જ્ઞાનરૂપે રહી અખિલ વિશ્વમોઝાર રે, તે દેવી કરીએ નમસ્કાર રે. ૨૨
પૂર્વે ઇચ્છેલો મનોરથ પાડચો પાર રે, ત્યારે જેનું કર્યું સુરે સ્તવન અપાર રે;
નિત્યપ્રતિ વાસવે સેવી જેહ રે, તે શુભમાત્રહેતુ પરમેશ્વરી એહ રે. ૨૩
તે અમારૂં કલ્યાણ કરો કુમારી રે, સમ્યક્ પ્રકારે પીડા સંહારી રે;
મદોન્મત્ત અસુરે પામેલાપરિતાપ રે, ભક્તિએ નમ્ર અંગ સુર આપ રે. ૨૪
તેવા સુર હે ઇશ્વરી કરીએ નમસ્કાર રે, સ્મરણે પામીએ આપદા પાર રે;
શુભ કરતાં વાર કરો નવ માત રે, કરો સુરનાં રૂડાં વાનાં સાક્ષાત રે. ૨૫
ઋષિ કહે છે હે રાજપુત્ર રે, એ રીતે સ્તવતા હતા સૂત્ર રે;
તે સમે ગંગાનદીમાં ના'વા રે, આવ્યાં'તાં પાર્વતી સુખ ઉપજાવા રે. ૨૬
તે સુભ્રુએ દેવને પૂછ્યું આમ રે, તમે અહીં કોની સ્તુતિનું કરો કામ રે;
તે સમય તેના શરીરકોશમાંથી રે, બોલી ભવાની ઉપજી જ્યાંથી રે. ૨૭
સંગ્રામે નિશુંભ દૈત્યે પરાજય કીધો રે, શુંભ દૈત્યે કાઢી મૂકી વૈભવ લીધો રે;
તેણે કરી સુર થઇ એકઠા સર્વ રે, કરે મારી સ્તુતિ માની મને પર્વ રે. ૨૮
પાર્વતી અંગકોશથી અબળા નીકળી રે, તેણે સર્વજને કૌશિકીનામે કળી રે;
એ દેવીઅંગથી નીકળ્યા પૂઠે રે, પાર્વતીઅંગરંગ પર રૂઠે રે. ૨૯
કરી કાયા શ્યામવર્ણની કહી રે, નામ કાલિકા ધરી હિમાચળે રહી રે;
પછે જેણે અત્યુત્તમ મનોહર રૂપ રે, ધારણ કરિયું ધરણીમાં અનુપ રે. ૩૦
એવી દેવી શુંભનિશુંભસેવકે દીઠી રે, લાગી ચંડ મુંડના મનમાં મીઠી રે;
કહ્યો તેમણે શુંભને સમાચાર રે, અખિલ હિમગિરિ દીપાવે એક નાર રે. ૩૧

---

૨૭ શરીરકોશ—શરીરરૂપી દોડો. ૨૯ કૌશિકી-કોશમાંથી ઉપજેલી.

શી મનોહરતા છે સ્વામી તેની રે, હું થી નવ કાંતિ કે'વાયે જેની રે;
એવું ઉત્તમરૂપ કોઇ સ્થળે નવ દીઠું રે, શકે હોય મોહતણું એ પીઠું રે. ૩૨
માટે હે યાતુધાનપતિ તે દેવી રે, તજવીજ કરી સાહી લાવવી એવી રે;
અહો દૈત્યેંદ્ર તે સુંદરાંગી રે, છે રામારૂપ રત્ન રમણની સાંગી રે. ૩૩
જે સ્વકાંતિએ કરી દિશા દીપાવતી રે, તેને નિરખવી જોઇએ યાતુધાનપતિ રે;
અહો રાક્ષસેંદ્ર જે ત્રણલોક માંહી રે, રત્નમણિ હય હાથી છે કયાંહી રે. ૩૪
તે સર્વ અધુના છે તમ ઘેર રે, જો કરી મહાદેવે તમપર મે'ર રે;
હસ્તિમાં રત્ન સરખો ઐરાવત રે, આ પારિજાતક દ્રુમ મહત રે. ૩૫
અશ્વ ઉચ્ચૈઃશ્રવા નામે જેહ રે, તમે લાવ્યા ઇંદ્ર પાસેથી તેહ રે;
વિધિનું જે રત્ન સરખું હંસયુક્ત રે, અદ્ભુત વિમાન સુખસંયુક્ત રે. ૩૬
તે તમે તેમની પાસેથી આણ્યું રે, રહ્યું આપણે આંગણે સર્વે જાણ્યું રે;
આ મહાપદ્મ નામે જે નિધિ રે, તમે ધનદપાસેથી આણ્યો કરી વિધિ રે. ૩૭
ન કરમાય એવી કમળની માળા રે, નામે કિંજલ્કિની મોહશાળા રે;
તે તમને સમુદ્રે આપી રે, અધુના કોઇએ આણ ન સ્વામી ઉથાપી રે. ૩૮
જેમાંથી સુવર્ણ સરે નિત્ય રે, એવું વરૂણછત્ર અત્ર શોભે સત્ય રે;
પૂર્વે પ્રજાપતિનો જે રથ ઉત્તમ રે, તે અધુના તમઘેર છે અસુરસત્તમ રે. ૩૯
મૃત્યુની ઉત્ક્રાંતિદ નામે શક્તિ રે, તે તમે હરણ કરી છે કરી શિવભક્તિ રે;
વરૂણ દેવતાનો જે પાશ મોટો રે, તે નિશુંભને હસ્તક છે શો ટોટો રે. ૪૦
સમુદ્રમાં ઉત્પન્ન થઇ જે જાત રે, તે રત્નાદિ તેને સ્વાધીન છે વિખ્યાત રે;
અગ્નિએ તમને સ્વસ્વરૂપ જેવો રે, શુદ્ધ વસન જોટો આપ્યો કેવો રે. ૪૧
હે દૈત્યપુરંદર એ પ્રમાણે રે, તમારી રત્નસિદ્ધિને કોણ વખાણે રે;
એવું છે માટે રત્નરૂપ કલ્યાણી રે, કેમ લાવી કરતા નથી તમે રાણી રે. ૪૨

---

૩૦ સાંગી—સાંગી( અલંકાર )રૂપ. ૩૬ ઉચ્ચૈઃશ્રવા–ઉંચા કાનવાળો. ૩૮ કિંજલ્કિની–કિંજલ્ક (પરાગ) વાળી. ૪૦ ઉત્ક્રાંતિદ –( પ્રાણને ) બાહાર

ઋષિ કે' આવાં સુણી ચંડમુંડનાં વેણ રે, શુંભે સુગ્રીવસાથે મોકલ્યું કે'ણ રે;
મહાવીર્યવાન દૈત્ય કરી દૂત રે, મોકલ્યો દેવી પાસે એ અદ્ભુત રે. ૪૩
તેને કહ્યું કે તારે જઇ રે, કે'વું મારા કે'વા પ્રમાણે સહી રે;
તે રમ્યાને સમજાવવી સારી પેઠ રે, આપવી તેને સુખમાગી ભેટ રે. ૪૪
જેમ તે પ્રીતિસહિત આવે અહીં રે, એવું તારે સત્વર કરવું તહીં રે;
પછે પર્વતના અતિ સુંદર પ્રદેશે રે, જ્યાં દેવી બેઠી હતી વર વેશે રે. ૪૫
ત્યાં જઈ મધુર વચન બોલ્યો આવાં રે, સ્નેહ જગતમાતને ઉપજાવા રે;
દૂત કહે અહો દેવી રે, ત્રિલોકની સમૃદ્ધિ જેને રહી સેવી રે. ૪૬
તેવો જનેશ્વર શુંભ નામે રે, દાનવ સાંભળ્યો હશે શ્યામે રે;
તે દાનવનો દૂત થઈ આવ્યો હુંયે રે, સર્વ સમ્યક્ પ્રકારે સમજ તુંયે રે. ૪૭
જેની આજ્ઞા સર્વ દેવજાતિ માંય રે, કદાપિ લોપાતી નથી ક્યાંય રે;
સમગ્ર દૈત્યના શત્રુ જે દેવ રે, પરાજય તેમને પમાડ્યા તતખેવ રે. ૪૮
તે દાનવેંદ્રનું કે'વું છે આમ રે, તું સમ્યક્ પ્રકારે સાંભળ્ય શ્યામ રે;
આ સર્વ ત્રિલોકીનો સ્વામી હું છું રે, તેવી શુદ્ધ સ્વરૂપા નારી તું છું રે. ૪૯
સર્વ સુર મારી આજ્ઞામાં વર્તે રે, મુને રોજ અપ્સરા રીઝાવે નૃત્યે રે;
સર્વ મખભાગકેરો નિર્વાણ રે, હું પૃથક્ પૃથક્ ભોગ કરૂં છું પ્રમાણ રે. ૫૦
ત્રણ લોકે જે રત્નો છે ઉત્તમ રે, તે સર્વ મારે સ્વાધીન છે અનુત્તમ રે;
દેવના ઇંદ્રનું જેહ વાહન રે, ઐરાવત રૂપ રત્ન પાવન રે. ૫૧
તે મેં આણ્યું બેસવા કાજે રે, સર્વસ્વ રિદ્ધિ વશી મારે રાજે રે;
ક્ષીરસાગરમંથન કરતાં જેહ રે, નીકળેલું અશ્વરત્ન ઉચ્ચૈઃશ્રવા તેહ રે. ૫૨
તે મુને પાગે લાગી આપ્યું દેવે રે, જે મારી સેવના સમ્યક્ સેવે રે;
તેમ તન્વંગી બીજા સર્વ રે, દેવ નાગ ને સિધ્ધ ગંધર્વ રે. ૫૩
પ્રેમી પદાર્થ ગણતા સાર રે, તે મારે ઘેર વશ્યા નિર્ધાર રે;

---

૪૪ રમ્યા—સુંદર સ્ત્રી.

હવાં હે દેવી સર્વ લોકમાંય રે, તમોને સ્ત્રીરત્નરૂપ ગણિયે આંય રે. ૫૪
માટે તમે અમારી પાસે આવો રે, અમો રત્નભોક્તાને ભામિની ભાવો રે;
હે ચંચળ કટાક્ષવતી નારી રે, તું ભજ મુજને આ વારી રે. ૫૫
વા મહાપરાક્રમી મારો ભ્રાત રે, નિશુંભ નામે જગત વિખ્યાત રે;
તેને વરય નારી તું આવી રે, જો રત્નરૂપ સૃષ્ટિમાં તું કા'વી રે. ૫૬
મારો આશ્રય કરવાથી તું દેવી રે, રહીશ અતુલ ઐશ્વર્યને સેવી રે;
માટે મતિવડે કરી વિચાર રે, થા મારે સ્વાધીન સુરૂપા નાર રે. ૫૭
ઋષિ કે' આ સાંભળી કલ્યાણી રે, ભગવતી દુર્ગા વાણી પ્રમાણી રે;
જગતધારિણી બોલી આમ રે, અંતર હસતી ગંભીર નાદ શ્યામ રે. ૫૮
દેવી કહે સાચી કહી તેં વાત રે, એમાં કાંઈ અસત્ય નથી સાક્ષાત રે;
શુંભ ત્રિલોકીના અધિપતિ સત્ય રે, નિશુંભ પણ તેવો મહામત્ય રે ૫૯
કિંતુ આ કાર્યમાં પ્રતિજ્ઞા મેં કીધી રે, તે મિથ્યા કરવાની આડ મેં લીધી રે;
સાંભળ્ય મેં અલ્પબુદ્ધિથી એહ રે, પૂર્વે કરી પ્રતિજ્ઞા કહું તેહ રે. ૬૦
જે મુને સંગ્રામમાં જીતે શૂર રે, જે ગર્વ મારો ઉતારે ભરપૂર રે;
હોય સામર્થ્યે સમોવડ મારી રે, તેવો વિશ્વે સ્વામી કરૂં હું વિચારી રે. ૬૧
માટ દૈત્યેંદ્ર શુંભ આવો આંહી રે, વા નિશુંભ જીતી લઈ જાઓ મનમાંહી રે;
પાણિગ્રહણ એટલા પૂઠે રે, જા કે' વાર નવ કરે દાનવ રૂઠે રે. ૬૨
દૂત કે' દેવી સુણ્ય તુંય રે, ગર્વભરિત બોલે શુંય રે;
મુજ આગળ એવું ન કે'વું રે, રહ્યું ત્રિલોકીએ દૃષ્ટાંત દેવું રે. ૬૩
કોણ નર એવો કે લઢે શુંભ સાથે રે, રહે કોણ ઊભો નિશુંભ નાથે રે;
બીજા દૈત્યો આગળ સંગ્રામે રે, નવ ઊભા રે' સુર મોઢે સામે રે. ૬૪
તું એકલી નારી કેમ રે, શુંભ નિશુંભથી વાંચ્છે ક્ષેમ રે;
જે શુંભનિશુંભાદિક સામે રે, સમરે વાસવાદિ મસ્તક નામે રે. ૬૫
કોઈ દેવ ઊભા રહી નવ શકે રે, તો તું સ્ત્રીજાતિ ક્યમ ટકે રે;

---

૬૩ ગર્વ ભરિત–ગર્વથી ભરેલ. ૬૫ સમરે—સંગ્રામમાં.

માટે એકલા મારા કે'વાથી રે, મૂકય શુંભ નિશુંભ લહેવાથી રે. ૬૬
ચતુરા ચાલી જા પાસે રે, દૈત્ય ભરિયા છે તારી આશે રે;
ખેંચશે વેણી ઝાલી મૃગાનેણી રે, થાશે કે'ણી ભારવકરની મેણી રે. ૬૭
જવું પડશે અવશ્ય તારે રે, માટે કાં પૂર્વથી નવ વિચારે રે;
દેવી કહે હા શુંભ છે એવા રે, વીર્યવાન બલિષ્ઠ નિશુંભ તેવા રે. ૬૮
કિંતુ શું કરૂં કહે દૂત રે, પૂર્વે કરી બેઠી પ્રતિજ્ઞા અદ્‌ભુત રે;
માટે તું જઇ કહે આ સર્વ રે, મેં જે તુંને કહ્યું ધરી ગર્વ રે. ૬૯
કે'જે દૈત્યપતિને આદર આણી રે, તે કરો મન ગમતું પછે જાણી રે;
આવા ભેદ પ્રપંચ લહે પુરાણી રે, થાવા શુંભ નિશુંભની રાણી રે. ૭૦
પછે મોહ પમાડે માણી રે, દુષ્ટ અકથ એવી કા'ણી રે;
નવ બોલે પુરાણી તાણી રે, જોતાં દર્શે ગુણની ખાણી રે. ૭૧
પણ જોવા ઇંદ્રિવાયણાવત જાણી રે, કહે પ્રેમાનંદ પ્રમાણી રે;
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે રે, સાવર્ણિકે મન્વંતરે પ્રમાણે રે. ૭૨
દેવીમાહાત્મ્યને દ્વિજ વખાણે રે, દેવ્યાદૂતસંવાદ પ્રાકૃત આણે રે;
પંચાશીતિતમોધ્યાય સુજાણે રે, કરચો પ્રાકૃત પૂરી વાણે રે. ૭૩

### વલણ.

કર્યો પ્રાકૃત પૂરી વાણે, યથામતિ ગતિ જેટલી રે!
ચંડીપાઠ પુરાણી ગ્રે'જો, કે'જો રહી પંક્તિ કેટલી રે? ૭૪

## કડવું ૧૫૬ મું.

### રાગ કેદારો.

ઋષિ કહે સુણ્ય સુરથરાય, ક્રૌષ્ટુકિને માર્કંડેય કે' કથાય;
જાય વ્યથા સુણે તેની સામટી રે. ૧

ઢાળ.

વ્યથા જાણે સર્વથા, દેવીમાહાત્મ્યનો પ્રતાપ;
ઋષિ કે' વચન એવું દેવીનું, સુણી લાગ્યો દૂતને તાપ. ૨
મહાક્રોધપૂરિત ગયો તે દાનવ, જ્યાં હતો દાનવરાજ;
સર્વ વિસ્તારી કહ્યું તેને, કહ્યું દેવીહતનું કાજ. ૩
તે દૂતનું એવું વચન સાંભળી, ક્રોધી બોલ્યો દાનવ ત્યાંય;
દૈત્યાધિપતિ ધૂમ્રલોચનને, કહ્યું જા તું વેગે નગ માંય. ૪
સર્વ સૈન્ય તારૂં લઇ સત્વર, સા' દુષ્ટાની વેણી;
બળાત્કારે આકર્ષણ કરીને, લાવ્ય પોકારતી મૃગનેણી. ૫
જો કદાપિ અન્ય કોઇ, તેનું રક્ષણ કરવા આવે;
તે સુર યક્ષ ગંધર્વ હોય પણ, તેને તુંજ હરાવે. ૬
ઋષિ કહે આજ્ઞા મળતામાં, સાઠ્ય સહસ્ર લેઈ શૂર;
વેગે ધૂમ્રલોચન ત્યાં ચાલ્યો, સેના સહિત ભરપૂર. ૭
તેણે હિમવાનમાં બેઠી દીઠી, દેવી જેણે ઠાર;
મહાઘોર ગર્જનાએ કહ્યું ઊઠયનારી, તેડે શુંભનિશુંભ ભરતાર. ૮
જો તું તારી મેળે આનંદી, નહિ આવે મુજ સ્વામી પાસ;
તો હું વેણી ઝાલી બૂમો પાડતી, તુને લેઇ જઇશ પ્રકાશ. ૯
દેવી કે' દૈત્યાધિપતિએ તુજને, મોકલિયો સેન સહિત;
મહાબલિષ્ટ તું એમ કરે તો, હું કરૂં કેમ ખચીત! ૧૦
ઋષિ કે' એવું સાંભળીને, દાનવ દોડયો તેના ભણી;
તદા ગર્જના કરી અંબિકાએ, ભસ્મ કરી નાખી તેતણી. ૧૧
સ્વામીકેરો નાશ જોઇ, કોપી દાનવસેન અપાર;
દેવીપર તીક્ષ્ણ બાણ શક્તિ, પરશુ વૃષ્ટિ કરી નિર્ધાર. ૧૨
જોઇ એવું દેવીવાહન, સિંહ જે કે'વાય;

કેશવાળી કંપાવી ક્રોધી, કૂદી પડયો કરી ગર્જનાય. ૧૩
અતિ ભયાનક ગરજી પંઝાવડે, કોઇને મુખમાં ધરી સાર;
કેટલાક હોઠે દબાવીને, અસુર વિડાર્યા અપાર. ૧૪
સિંહે કેટલાકની છાતી ફાડી, નખવડે નિર્વાણ;
કેટલાકના પંજાની થપાટે, કરી શિર ભિન્ન લીધા પ્રાણ. ૧૫
હસ્ત કોઇનાં શિર કોઇનાં, કાપી કર્યાં ચકચૂર;
કેશવાળી કંપાવી કોઇનાં, હૃદેથી રૂધિર પીધાં પૂર. ૧૬
એ રીતે દેવીવાહને, અતિ ક્રોધયુક્તે જાણ;
કહો મહાત્મા સિંહે ક્ષણમાં, સહુનો કર્યો કચ્ચરઘાણ. ૧૭
એમ ધૂમ્રલોચન દૈત્યને, દેવીએ મારિયો નિર્ધાર;
સિંહે ક્ષય કર્યો સહુ સેનનો, એમ દાનવે સાંભળ્યું સાર. ૧૮
દૈત્યેંદ્ર શુંભ કોપ કરીને, અધર ફફડાવા લાગ્યો;
ચંડમુંડને આજ્ઞા દીધી, અધુના યુદ્ધમાં અનુરાગો. ૧૯
હે ચંડ અહો મુંડ તમે, ત્યાં ઘણી સેન લઇને જાઓ;
બાલિકા બંધન કરી લાવો, સ્વામીસેવક થાઓ. ૨૦
વેણી ઝાલી લાવો બાંધી, કરો ઉભયમાંથી એક;
જો યુદ્ધ કરતાં સંશય પડે તો, સહુ દાનવ હરો તેનો ટેક. ૨૧
એ રીતે દુષ્ટા હણીને, સિંહને પણ મારી;
સત્વર લાવો વા પકડી લાવો, બાંધી અંબિકા બિચારી. ૨૨
પકડી શકાય તો પકડજો, નીકર જવા દેજો પુરાણી:
ચંડમુંડ કે' એમ કેમ થાયે, પુર આણી વિખેરૂં તાણી. ૨૩
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, સાવર્ણિકેમન્વંતરે જાણ;
દેવીમાહાત્મ્યે શુંભનિશુંભસેનાની, ધૂમ્રલોચનવધ પ્રમાણ. ૨૪

---

૨૨ હણીને—મારીને—તાડન કરીને. ૨૪ સેનાની—સેનાપતી.

ષડશીતિતમોધ્યાય પૂરણ, થયો પુરાણી દેવ;
યથામતિએ દ્વિજ કરશે, સમ્યક્ પ્રકારે સેવ. ૨૫

વલણ.

સમ્યક્ પ્રકારે સેવા સાધીશ, છું જન ચાતુર્વિંશી બ્રાહ્મણ રે;
પુર આણી પૂરે પૂરી, નવ રાખું મનસાવણ રે. ૨૬

## કડવું ૧૫૭ મું.

### રાગ સિંધુડો.

મારકંડેય કે' સુણ્ય ક્રૌષ્ટુકિ તું, સુરથને ઋષિ કહે વૈશ્ય સુણે;
શુંભની આગના પામી ચંડ મુંડ ત્યાં, દેવી ઉપર ચઢ્યા શીશ ધૂણે. ૧
અનેક દૈત્યો મળી સેન ચતુરંગણી, હસ્ત હથિયાર ધરી ક્રો ઉગામે;
મારિએ આજ નવ નારી ઉગારિયે, ધૂમ્રલોચન હણ્યો નારી નામે. ૨
તેમણે જોઇ હિમગિરિ નગ ઉપરે, શિખર સુવર્ણમય જ્યાં બિરાજે;
સિંહપર શક્તિ જોઇ ક્રોધ નવ કાયમાં, મંદ હસતી અતિ નારી રાજે. ૩
જોઇ તેને ઘણા ધનુષ્ય ખેંચી રહ્યા, ખડ્ગ હસ્તે ધરી જાય પાસે;
કેટલાકે મન મધ્ય વિચારિયું, પકડી લ્યો ઝકડી લ્યો નવ નાસે. ૪
ઉદ્યોગ એવો કરે રોગ સહી મર્ણનો, જોગ જૂઠો ધર્યો શસ્ત્ર સાહી;
ચંડ ને મુંડ કે' પકડી લાવો અહીં, નારીમાં ભારી શો માલ માંહી. ૫
અંબિકા એ સુણી, અરિ ઉપર અતિ કર્યો, ક્રોધઆક્રોશ કે વર્ણ પલટ્યો;
કાજળજશી શ્યામતા મુખ ઉપર થઇ, જોઇ જુવતી અરિસાથ અટક્યો. ૬
જે મુખપર વક્ર ભ્રૂકુટિ હતી તેથકી, ભાવ વિકરાળથી નીકળી કાળી;
કાલિકા હસ્તમાં ખડ્ગ ને પાશ લઇ, વદન વિક્રાળ કરી નીકળી બાળી. ૭

---

૨૫ ષડશીતિતમો—છાશીમો. ૧ રાગ સિંધુડો—ઝૂલણા છંદની ચાલ.
૬ ક્રોધઆક્રોશ—ક્રોધથી ગર્જના.

ખટ્વાંગ તેણે ધર્યું હસ્તમાં અવનવું, મનુષ્યમાથાની માળા વિરાજે;
એહ આભૂષણો કંઠમાં શોભતાં, ઓઢિયું વ્યાઘ્રનું ચર્મ રાજે. ૮
આમિષ જે અંગનું તેહ સૂકાઇ ગયું, તેવડે કાળી વિક્રાળ ભાસે;
મુખ પો'ળું અને બૃહદ્ અતિશે હતું, જોઇ અહિપતિ લળકતી જીભ ત્રાસે. ૯
નીકળી બા'ર કંઇ વાર જીહ્વા વળી, બિહામણી કાલિકા તેહ લાગે;
રક્ત જે નેત્ર તેનાં અતિશે હતાં, તે ગયાં ચક્ષુમાં પેશી આઘે. ૧૦
(એમ) ઉભય કૂવા સમાં તેહ દર્શે તહીં, રે શકે અસુર અરિમાંહી વાસે;
શબ્દ કરતી જદા કાલિકા મુખથી, દશ દિશા પૂર્ણ થઇ અસુર ત્રાસે. ૧૧
કાલિકા એવી વેગે કરી દોડી ગઇ, દૈત્યના સેન સામેજ શ્યામે;
વિક્રાળ કરાળ અસુર વિડારતી, (કંઇ) ભક્ષતી કાલિકા દેવકામે. ૧૨
હસ્તિના પૃષ્ઠનું જેહ રક્ષણ કરે, માહવત ને વળી યોધ બેઠો;
ઘંટ સાથે મહામદગળ ઝાલતી, મૂકી મુખે કહે શો ન પેઠો! ૧૩
તે રીતે રથ રથિ સારથિ અશ્વને, મુખમાં મૂકતી સર્વ સાથે;
મા'ભયંકર રીતે દાંતમાં દાબીને, ચાવતી ચુંથતી દેવી હાથે. ૧૪
એકને ચોટલે એક ગ્રીવાથકી, ઝાલીને ઝકરડી કાળી ત્યાંહી;
કોઇને છાતીપર પાદ મૂકી હણે, ના ગણે પૂર્ણ કરતાંજ જ્યાંહી. ૧૫
મહામોટાં અસ્ત્ર જે અસુરગણ મૂકતા, શસ્ત્ર આવંત જોઇ ક્રોધી થાતી;
મુખવડે ઝાલી લઇ દાંતથી ચાવી જઇ, ભગ્ન કરી અરિગણો હસ્ત સા'તી. ૧૬
એ રીતે દીર્ઘ કાયાતણા દાનવો, શિષ્ટ ને બલિષ્ટ સર્વને માર્યા;
ચાંચડવત્ ચોળિયું સેન આવ્યું હતું, ભક્ષી ગઇ કોઇને ના ઉગાર્યા. ૧૭
કેટલા ખડ્ગથી કોઇ ખટ્વાંગથી, કેટલા, દૈત્ય દંતાગ્ર ચીર્યા;

---

૮ ખટ્વાંગ—એક જાતનું હથિયાર. ૧૨ શ્યામે (શ્યામા)–કાલિકા.
૧૩ મદગળ—જેના ગંડસ્થળમાંથી મદ ઝરે છે એવા હાથી.

એમ કરી નાશ ને આશ મોટી મટી, ભૂત ભૈરવ કને કો ન પ્રીયો. ૧૮
નિરખતાં નિરખતાંમાં અસુરસૈનને, પાડી દીધું જ યમની પથારી;
જોઇ મહાભયભરી કાલિકાની ગતિ, દોડિયો ચંડ દઇ અસુર ત્રાડી. ૧૯
કાળી વિકાળ બીવડામણી આંખની, ઉપરે નાખતો બાણ આવી;
(અતિ) મુંડ ફેંકે ઊભો ચક્ર ભૃશુંડિને, બાણવૃષ્ટિ વિષે લાવી લાવી. ૨૦
ચક્ર અનેક તે દેવીના મુખમાં, પેસતાં જે હતાં તેહ ભાણું;
(અતિ) સૂર્યનાં બિંબ વરસાદને વાદળે, પેશી જ્યમ જાય ઉપમાશું દાખું। ૨૧
વિકાળ મુખમાં દીસે ભય ભર્યા જેહના, દંત ઉજ્વળ અતિ ભીતિકારી;
કાલિકા એવીએ ક્રોધ કરી અતિ ઘણો, કીધ અટ્ટહાસ્ય વળી ત્રાડ પાડી. ૨૨
મહાખડ્ગ ઉગામિયું નાદ મોટો કરી, ચંડ સામે ધશી આવી દેવી;
કેશ ઝાલી અને ખડ્ગથી કાપિયું, તેહનું શિર શૂરપણ તજાવી. ૨૩
ચંડ પડ્યો લહી મુંડ ધાઇ આવતો, તેહને ખડ્ગ મારંતી દેવી;
નિરખતાં નિરખતાં માંહી પૃથ્વી પડ્યો, કાલિકા બાલિકા તું જ કેવી! ૨૪
(એમ)ચંડ ને માહાબલિ મુંડ માર્યા લહી, જે રહ્યું સૈન તે ભીતિ પામ્યું;
ચારે દિશે નાશી ત્રાશી ગયું તે સહી, અજીતની જીતમાં સત્ય શામ્યું. ૨૫
(પછે)ચંડ ને મુંડનાં શિર લેઇ હાથમાં, અતિશય પ્રચંડ અટ્ટહાસ્ય કરતી;
કાલિકા ચંડીની પાસ આવી ઉભી, તેહ શું ભાખ્યું જે વાત વદતી. ૨૬
આયુદ્ધના યજ્ઞમાં ચંડ મેં ચોળિયો, મુંડ મરોડિયો માત મારી;
ઉભય પશુ આજ હું આપું બલિદાનમાં, શુંભનિશુંભને જો તું ધારી. ૨૭
ચંડને મુંડનાં મસ્તકો આણિયાં, જોઇ કલ્યાણી ત્યાં ચંડી ભાખે;
હણીશ હું શુંભ નિશુંભને કાલિકા, ચંડિકા વેણ સુખદેણ દાખે. ૨૮
(હે) દેવી જેણે કરી ચંડમુંડ લેઇ તું, આવી મારી કને આજ આંહી;

---

૧૮ ભૂત ઇ૦—અર્થાત્ ભૂત તથા ભૈરવોને માટે કોઇ બાકી રાખ્યા નહિ. ૨૧ વાદળે—વાદળા સહિત.

ચામુંડા કહે લોક સર્વે તને, થા સિદ્ધ પ્રસિદ્ધ તું જ્યાંહી ત્યાંહી. ૨૯
એમ પુરાણીને કાલિકા નહિજ પણ, કાળકો કોઇ મળે કોક દિને;
કાલિકાની કૃતિ સર્વ કરી દાખવે, તવ રાણી પુરાણી મુખ થાય દીને. ૩૦
ઇતિ શ્રીમારકંડેય પુરાણમાં, સાવર્ણિકે મનુ અંતરે રે;
દેવીના માહાત્મ્યમાં ચંડ ને મુંડવધ, કાલિકા બાલિકા જ્યાં કરે રે. ૩૧

### વલણ.

જ્યાં કર્યો વધ ચંડમુંડનો, એ સપ્તાશીતિતમો ધ્યાય રે;
જન પ્રેમાનંદ કાંઇ ન જાણે, માયા નહીં માયાપતિ ગાય રે. ૩૨

## કડવું ૧૫૮ મું.

### રાગ સામેરી.

માર્કંડેય કહે મહાકાય, ઋષિ વદતા સાંભળ્ય રાય;
વૈશ્ય સાંભળે એકે ચિત્તે, જેનું રહ્યું લાગી મન વિત્તે. ૧

### ઢાળ.

વિત્ત માંહે ચિત્ત જેનું, રહ્યું લાગી જાણ;
તેવા વૈશ્ય નૃપને ઋષિ કે'તા, ચંડમુંડ મરાયા નિર્વાણ. ૨
ઘણા સેનનો ઘાણ વળિયો, તે સમે દૈત્યેંદ્ર પ્રતાપી;
શુંભ નામે કોપિયો અતિ, આજ્ઞા સહુ સેન મેળવી આપી. ૩
આજ સર્વ સૈન્ય લેઇ સ્વયતણાં, નીકળો ષડશીતિ કુળ અસુર;
હથિયાર હાથે સર્વ ઝાલો, નીકળો કંબુજાતિ ક્રૂર. ૪
એ જાતનાં જે ચતુરશીતિ કુળ, તે સેન સજ કરી જાઓ;

---

૩૦ તવ ઇ૦—ત્યારે પુરાણી રૂપી રાણીનું મુખ દીન થાય. ૪ ષડ-
શીતિ–છાશી.

સ્વય સ્વયતણી સહુ સેન સાથે, જઇ દેવી શાંધો. ૫
કોટિવીર્ય અસુરકેરાં, પંચાશત કુળ જોડ;
ધૌમ્રનાં શતકુળ આજે, નીકળી જાઓ નિઃસંદેહ. ૬
કાળક દૌહૃદ મૌર્ય ને, કાલકેય કેરી જાત;
સહુ મુજ આજ્ઞાથી જાઓ સત્વર, કરો જઇ દેવીઘાત. ૭
ભયંકર જેનું છે શાસન, એવો શુંભ અસુરરાજ;
રક્તબીજને આજ્ઞા કરતો, તું થા સજ સાજી સાજ. ૮
કોટ્યાવધિ દાનવસેના લેઇ, નીકળ્ય યુદ્ધ કરવા આજ;
સ્વામીની આજ્ઞા શિર ચઢાવી, સૈનથી વીંટાઇ ચાલ્યો આજ. ૯
તે દાનવકેરા સૈનનું, વર્ણન કેઈ પેરે થાય;
જોઈ મેઘાડંબર શો આડંબર, સુરઘણા ગભરાય. ૧૦
કો નાચે કૂદે નેહે ભરિયા, કો વાચે વાદ્ય કરે ધુંબાણ;
ઝાલો મારો કાપો કરતા, આવ્યા હિમગિરિમાં પ્રમાણ. ૧૧
તે ભયંકર દળ આવતું જોઇ, ચંડીએ ધનુષ્ય સાંધ્યું પાણ;
ટંકારવ કરી પૃથ્વી નભને, ગરજાવી મૂકયાં જાણ. ૧૨
અહો રાજન સિંહે પણ કીધી, ભારે ગર્જના ઘોર;
તે નાદની સાથે ઘંટ વગાડી, કર્યો અંબિકાએ વધુ સોર. ૧૩
એ પેર ધનુષ્ય પણછ સિંહનાદે, ઘંટા શબ્દે નિર્વાણ;
જાણે પૂર્ણ કરી કાઢી દશ દિશાઓ, એવું થઇ રહ્યું પ્રમાણ. ૧૪
હુવાં અતિ પોંળું જેનું મુખ એવી, ભયંકર ગર્જના કરતી;
જય પામી ગઇ એમ જણાયે, ખાઉં ખાઉં ઉચરતી. ૧૫
આ ઘોર ગર્જના સાંભળીને, બાણે બાળાઓ વીંટી જાણ;
ચોદિશ અસુર સેન ફરી વળ્યું, દેવી પૂંઠે પ્રમાણ. ૧૬

---

૫ ચતુરશીતિ-ચોરાશી. ૬ કોટિવીર્ય—અસુરોની એક જાતનું નામ. પંચશત-પચાશ. ધૌમ્ર- દૈત્યોની એક જાત.

રક્તબીજને રાજતો જોઇ, વળી આવ્યું સ્મર્ણે આપ્યું વરદાન;
દેવી સિંહ કાલિકા વીંટેલાં, જોઇ કંપ્યો સુરરાજાન. ૧૭
જેણે ઘણી વાર હાર ખાધેલી, તેને ભય ન લાગે કેમ?
બ્રહ્માદિક સાથે મળીને વિચાર્યું, થાયે જે વિધ ક્ષેમ. ૧૮
મુખ્ય મુખ્ય સર્વ સુરે આજે, સ્વશક્તિઓ કરી ઉત્પન્ન;
ચંડિકાની સાહ્યે મોકલાવી, જે જોઇ થાયે દેવી પ્રસન્ન. ૧૯
દૈત્યનાશ સુરશુંભ અર્થે, અતિવીર્યવાન ને બળવાન;
એવી બ્રહ્મા રૂદ્ર સ્વામિકાર્ત્તિકની, વિષ્ણુ ઇંદ્રની શક્તિ મહાન. ૨૦
જેવું શરીર તે મુખ્ય દેવનું, તેવી શક્તિ નીકળી તેમાંથી;
ચંડિકા પાસે ચતુરા તે ચાલી, ન કો વર્ત્તી ઓછી એમાંથી. ૨૧
જે દેવનું રૂપ ભૂષણ વાહન, તે રીત રૂપાદિક યુક્ત;
અસુર સાથે યુદ્ધ કરવાને, શક્તિ સર્વ સજી આવી સંયુક્ત. ૨૨
હંસયુક્ત શ્રેષ્ઠ વિમાને વિરાજી, રૂદ્રાક્ષ સૂત્ર લેઈ સાથ;
બ્રહ્માશક્તિ કમંડલુની સાથે, આવી બ્રહ્માણી સાક્ષાત. ૨૩
શિવશક્તિ વૃષભારૂઢ થઇને, ઉત્તમ ત્રિશૂળ ઝાલી હાથ;
અંગ ભુજંગ વીંટી ચંદ્રલેખા, રૂપ અલંકાર સહી સાથ. ૨૪
કાર્ત્તિકેયની શક્તિ આવી, હસ્તે શક્તિ સાહી જાણ;
તે ઉત્તમ મયૂર પર વિરાજી, આવી હણવા દાનવ ગુણખાણ. ૨૫
ગરૂડારૂઢ શંખ ચક્ર ધરી, ગદા શારંગ ધનુષ્ય હાથ;
નંદક નામે ખડ્ગ ધર્યું કર, એવી વિષ્ણુદેવી સાક્ષાત. ૨૬

---

૧૭ રક્તબીજને ઈ૦—રક્તબીજ (જેનું રક્ત બીજા દૈત્યોને ઉત્પન્ન કરવાના બીજરૂપ છે એવો દૈત્ય) રાજતો જોઇને તથા તેને આપેલું વરદાન (જ્યાં તેના લોહીનું ટીપું પડે ત્યાં હજારો નવા દૈત્ય પેદા થાય એવું) સાંભળી આવવાથી, તેમજ દેવી, સિંહ અને કાલિકાને અસુરોથી વીંટેલાં જોઈને સુરરાજાન (ઈંદ્ર) કંપ્યો.

યજ્ઞવારાહનું રૂપ ધરનારી, અતુલ એવી વારાહાંગી જેહ;
વિષ્ણુશક્તિ મનાઇ વિશ્વમાં, તે ત્યાં આવી નિઃસંદેહ. ૨૭
નૃસિંહસરખો દેહ ધરનારી, કેશવાળી ફૂંકારવાથી જાણ;
નક્ષત્રસમૂહ આધો પાછો કરી, નારસિંહી શક્તિ આવી પ્રમાણ. ૨૮
હસ્તમાં વજ્ર સાહેલું જેણે, થઇ ઐરાવત આરૂઢ;
સહસ્રનેત્રવતી શક્તિ ઇંદ્રની, ત્યાં આવી ઊભી ગતિ ગૂઢ. ૨૯
એમ શક્તિ શક્તિને સેને, વીંટાઇ રહી નિર્વાણ;
જેમ મધુ લેનારને હણવા જાએ, મધુમક્ષિકાઓ પ્રમાણ. ૩૦
તેમ ગુણગુણ કરી ગર્જતી, અસુરને હણવા સાર;
ઇંદ્રને મન સંશય થાતો, તે કરતો વળી વળી વિચાર. ૩૧
સદાશિવ કે' શોચ કરે શે, હું જઇ કરી આવું સમાધાન;
એમ કહી સર્વ શક્તિ પાસે, આવ્યા મહાદેવ બળવાન. ૩૨
મળી શિવાને શિવે કહ્યું, કરો મારી પ્રીતિકારજ કામ;
સત્વરપણે અસુર સંહરો, અહો ચંડિકા મહાનામ. ૩૩
તે સમે દેવીકેરા અંગમાંથી, મહાવિકાળ શૃગાળસમેત;
ઘોર શબ્દ કરતી ચંડિકાની, નીકળી શક્તિ શું યજ્ઞનો કેત ! ૩૪
અપરાજિતા શક્તિ ઉપજી તે, ધૂમ્રસમ જટાધરને કે' આમ;
અહો ભગવાન એક કારજ કીજે, નહિ બીજા કેરૂં આ કામ. ૩૫
શુંભનિશુંભની પાસે જાઓ, દૂત થઇને દેવ;
અત્યંત ગર્વિષ્ટ શુંભનિશુંભને, જઇ કહો તતખેવ. ૩૬
વળી બીજા દાનવ સર્વને કે'જો, જો જીવ્યાનો ખપ જાણો;

---

૨૮ નક્ષત્રસમૂહ—તારામંડળ. ૩૪ શૃગાળ—શિયાળ. યજ્ઞનો કેત ઇ૦—યજ્ઞની ધજા હોયની શું ? તેવી એ શક્તિ પ્રકટ થઇ. ૩૫ ધૂમ્રસમ ઇ૦—ધૂમાડા સરખી ભૂંખરી જટાને ધારણ કરનારા શિવને.

તો ત્રિલોકી ઇંદ્રને આપી રીઝો, મખભાગ દેવનો પ્રમાણો. ૩૭
એમનો એમને ખાવા દેવો, તમો જઇ વસો પાતાળ;
કિંતુ આકાંક્ષા હોય બળગર્વથી, તો આવો યુદ્ધ કરવા તતકાળ. ૩૮
દાનવકેરા માંસે કરીને, મારા તૃપ્ત થાઓ શૃગાળ;
એમ શિવઆજ્ઞા દૂત કાર્યની, કરી દેવીએ તે કાળ. ૩૯
તેણે કરી કે'વાય તે દિનથી, શિવદૂતી એવું તેનું નામ;
વિશ્વના જન એ નામથી જાણે, કરે સ્તુતિનાં એ નામે કામ. ૪૦
શિવે જઇ સમજાવ્યા દાનવ, શુંભ નિશુંભ અપાર;
રણે રક્તબીજને સમજાવ્યો, કિંતુ કાંઇ ન નીકળ્યો સાર. ૪૧
કોપાવિષ્ટ થયા કૂડા તે, શિવમુખે દેવીનાં સુણી વેણ;
કાત્યાયનીનું કાત્યાયન કરવા, નિકટ આવી પો'ચ્યા દુઃખદેણ. ૪૨
તે નિર્મર્યાદ કોપવાન દાનવે, પ્રથમથીજ મૂક્યાં શક્તિપર બાણ;
ઋષ્ટિ પુષ્ટિ હરવા મૂકી, દેવી શિરપર વૃષ્ટિ કરે અજાણ. ૪૩
ત્યારે દેવીએ તેમનાં મૂકેલાં, બાણ શૂળ ચક્રપરશુ જેહ;
ઇત્યાદિ ધનુષ્યથી બાણ મૂકીને, રમતરીતે કાપી નાખ્યાં તેહ. ૪૪
તે દેવીની પૂર્વે શત્રુ સમૂહને, ભલ્લે વીંધી નાખતી નિરવાણ;
ખડ્ગે હણતી કાલિકા, આમ તેમ ફરતી પ્રમાણ. ૪૫
બ્રહ્માણી શક્તિ અરિગણ જોતી, વાટે ઘાટે જાતા;
તેમના પર જળ છાંટતી દેવી, કમંડલુમાંથી પ્રખ્યાતા. ૪૬
તેવડે વીર્યબળહીન કર્યા કંઇ, એમ કરતી કારજ તેહ;
હવાં માહેશ્વરી વૈષ્ણવીકેરૂં, કહું બળ પરાક્રમ જેહ. ૪૭
માહેશ્વરી ત્રિશૂળે કરીને, વૈષ્ણવી ચક્રે કરી લે પ્રાણ;
અતિ કોપવતી કુમારની શક્તિ, કરે શક્તિએ કચ્ચરઘાણ. ૪૮

---

૪૨ કાત્યાયની—દેવી. કાત્યાયન—નાશ. ૪૩ ઋષ્ટિ—એ નામનું આયુધ.

ઐંદ્રીશક્તિએ વજ્રપાતથી, કોટયાવધિ ચીર્યા અસુર;
તે દાનવ અંગથી ઓઘ રૂધિરના, વે'વા લાગ્યા ભરપૂર. ૪૯
તે પૃથ્વી ઉપર ત્યાં પડવા લાગ્યા, હવાં વારાહ મૂર્તિએ કીધું શુંય;
તે સર્વે તુંને વર્ણવી દાખું, સુણ્ય એકે ચિત્તે તુંય. ૫૦
વારાહમૂર્તિએ મુખપ્રહારે કરી, નાખ્યા પૃથ્વી પાડી અસુર;
પછે દાઢાગ્રે હૃદય ચીરિયું, એમ હણ્યા સંખ્યાબ્ધિ પૂર. ૫૧
ચક્ર ત્રિશૂળ શક્તિએ કરીને ત્યાં, લાગ્યું પડવા દૈત્યનું સૈન;
શબ્દેકરી જેણે આકાશ પૂરિયું, તે ચતુરાનાં ભાખું ચેન. ૫૨
નારસિંહી શક્તિ નખે ફાડી કરી, કેટલા મોટા હણતી યાતુધાન;
ખાઇ જતી ઓંખારી તેને, ચાલી જતી સંગ્રામે મહાન. ૫૩
વળી શિવદૂતીના પ્રચંડ અટ્ટહાસ્યે, મૃત્યુ પામી દાનવ ભૂમિ પડતા;
ભક્ષવા લાગી ભવાની તેને, જેની ગ્રીવામાં તે નવ અડતા. ૫૪
એ રીતે ક્રોધ પામેલી દેવીઓ-કેરો થયો સમુદાય;
તેવડે દાનવસેન હણાતું, તે જોતો રક્તબીજ મહાકાય. ૫૫
તેને અવગણી અસુર સેનના, કોઇ દાનવ નાશી જાય;
કોઇ યુક્તિ પ્રયુક્તિ કરે જીવ્યાકાજે, જદા ન જુએ નાઠાનો ઉપાય. ૫૬
પગેલાગી દેવીને છૂટે, સપડાયો રમ્યરૂપા સાથ;
મુએલા દાનવમાં સૂએ પેશી, કો રહ્યા વૃક્ષે મારી બાથ. ૫૭
એમ અસ્તોવ્યસ્ત સઘળું સેન જોઇ, શૂર ઊભો નવ રે' કોઈ;
શું મારૂં સૈન્ય માતૃગણે પીડાયું, તે ગ્રહે નાસવાકેરી સોઇ. ૫૮
નાસશો કે નવ ત્રાસશો કોઇ, મહારક્તબીજ મુખ એમ બોલે;
તે કોપે ભરાઇ યુદ્ધભૂમિમાં, આવી ઊભો ઝકઝોળે. ૫૯
એને વરદાન બ્રહ્માએ આપ્યું, તેવડે થયો મહામસ્ત;

---

૫૧ દાઢાગ્રે—દાઢની અણીવતી. ૫૭ રમ્યરૂપા—દેવી.

સુરથ વૈશ્ય આજ હું તમને, તે કહી દેખાડું સમસ્ત. ૬૦
રક્તબીજના અંગથી જ્યારે, શોણિતબિંદુ પડે પૃથ્વી મોઝાર;
તદા પૃથ્વી પરથી રક્તબીજ જેવો, નીપજે દાનવ નિર્ધાર. ૬૧
એવું વરદાન મળેલું તેને, તેણે ત્યાગી મરણની બીક;
હસ્તમાં ગદા લેઇ તે આવ્યો, યુદ્ધ કરવા થઇ ઠીકાઠીક. ૬૨
તેણે ઇંદ્ર શક્તિશુ યુદ્ધ આરંભ્યુ, તદા ઐંદ્રીશક્તિએ કર્યું આમ;
વજૂવડે રકતબીજને માર્યો, જાણ્યું સહુએ થઇગયું કામ. ૬૩
કિંતુ વજૂ વાગવાથી ચાલ્યો, રૂધિર પ્રવાહ અંગથી જાણ;
તેવડે તેના જેવા નીપજિયા,મહાપરાક્રમી અસંખ્ય યોધ પ્રમાણ.૬૪
જેટલા રકતબિંદુ પડયા પૃથ્વીપર, તેટલા તેના શરીરથી જાણ;
તેના જેવા વીર્યવાન બલિષ્ઠ ત્યાં, નીપજ્યા દાનવ નિર્વાણ. ૬૫
(એમ) રકતમાંથી ઉપજેલા નર પણ, કરવા લાગ્યા દેવીઓશુ સંગ્રામ;
અતિ દારૂણ અસ્ત્ર મૂકીને, લાગ્યા લઢવા શુંભનું કરવા કામ.૬૬
વળી ફરી વજ્રકેરા પ્રહારથી, જ્યારે ફુટયું દાનવનું શીશ;
ત્યારે વળી તેમાંથી નીપજિયા, તેવા કોટિ દાનવ કરી રીસ. ૬૭
વૈષ્ણવી દેવીએ કર્યો તેમને, ચક્રવડે અતિશે પ્રહાર;
ઐંદ્રીએ તેમને ગદાવડે ત્યાં, માર માર્યો અપાર. ૬૮
વૈષ્ણવીચક્રથી ભેદ પામેલા, તેના અંગમાંથી તેના જેવા;
રૂધિરપ્રવાહે ઉપજિયા ત્યાં, ન સૂઝયા હણવાના ઊપાય કેવા. ૬૯
એમ ઘાત થતાં સંઘાત ઉપજતો, જેણે વ્યાપી લીધું સહુ જકત;
જ્યાં ત્યાં રકતબીજનાં રૂપ જણાયે, સર્વ યુદ્ધકરવામાં આસકત.૭૦
વળી કૌમારિએ શકિતવડે, વારાહીએ ખડ્ગે ત્યાંય;
માહેશ્વરીએ ત્રિશૂળે કરીને, રકતબીજ હણ્યો રણમાંય. ૭૧
તે રકતબીજે પણ ક્રોધ કરીને, સહુ માતાઓને મારી;

કર્યું ભિન્ન ભિન્ન તાડન ગદાએ, સુરૂપા કુરૂપા નવ ધારી. ૭૨
એ જોઇ શક્તિ શૂલ ગદાદિક, વળી અસ્ત્ર અનેક પ્રકાર;
ચંડિકાએ હસ્તમાં લેઇ હણિયાં, જેથી ચાલી રૂધિરની ધાર. ૭૩
જ્યાં શોણિત પ્રવાહ પૃથ્વી પર ચાલ્યો, કે નીપજિયા અસુર અનેક;
સહુ રક્તબીજ જેવા રૂપાળા, અને યુદ્ધનો તેવો ટેક. ૭૪
એ પેરે અસુરરૂધિરથી નીપન્યા, કોટચાવધિ દાનવ જ્યાંય;
તેણે કરી જક્ત અખિલ વ્યાપ્યું, જ્યાં ત્યાં રક્તબીજ દર્શે ત્યાંય. ૭૫
એવું જોઇ સુર સહુ ગભરાયા, શકે થઇ અબળા આવે શક્તિ;
શતક્રતુ ઉંચો નીચો થાયે, જેને ઇંદ્રપદની આસક્તિ. ૭૬
એમ ઉદાસ થયેલા જોઇ દેવને, ચંડિકા બોલી આમ;
(અહો) કાલિકે કર્ય મુખ તુજ પોળું, ચામુંડે ચતુરાઇનું છે કામ. ૭૭
મારાં અસ્ત્ર શસ્ત્ર વાગવાથી જે જે, રક્તબિંદુમાંથી થાય જાણ;
તેના જેવા બલિષ્ટ દાનવો, નીપજે વરદાને નિર્વાણ. ૭૮
તે સહુને આ તારા મુખમાં, વેગે ઝીલી લે આજ;
તેમને ભક્ષ કરતી કરતી તું, ચાલ્ય સંગ્રામમાં થાય કાજ. ૭૯
એ પેરે દૈત્યનું રૂધિર ઘટ્યાથી, તે મર્ણ પામશે જાણ;
એના પ્રાણહરણનું કોઇ સ્થળે નથી, એ વિણ અન્ય પ્રમાણ. ૮૦
જેમને તું ભક્ષી જઇશ તે દારૂણ, દાનવ ફરીથી નહિ નીપજે;
હે કાલિકા તારા ઉદરમાંહે, વજ્રાદિક આયુધ પચે. ૮૧
એમ કાલિકાને કહી ચંડિકાએ, શૂલે હણ્યો દાનવક્રૂર;
કાલિકાએ તેનું રૂધિર મુખમાં, ઝીલી લીધું ભરપૂર. ૮૨
જ્યાં દેવીએ રક્તબીજને માર્યું, શૂલ કાઢવા મૂળ;

---

૭૬ શકે ઇ૦—શકે શક્તિ દેવી અબળા (નિર્બળ) થઇને આવે (આવશે) કે શું ? શતક્રતુ—ઇંદ્ર.

કે તેણે ગદા દેવીને મારી, ઊભો હલાવતો દુકૂલ. ૮૩
કિંતુ તેની ગદાના પ્રહારથી, દેવીને વેદના થઇ ન લગાર;
(પણ) દેવીએ હણ્યો શૂલે કરી તેને, ચાલી અંગોઅંગથી રૂધિરધાર. ૮૪
જ્યાં જ્યાં તેનું રક્ત વે'તું ત્યાંથી, ચામુંડા મુખે કરી લેઇ લેતી;
તેવડે તેના મુખમાં ઉપન્યા, તે દાનવ ઉદરે દે'તી. ૮૫
એમ જે જે નવા ઉપજતા, તેને ચામુંડા ભક્ષી જાતી;
તે ઉદર સ્થાને રૂધિર પીતી, વળી ખવાય તેટલા ખાતી. ૮૬
એવો સમય જોઇ દેવીએ શૂળે, શરે ખડ્ગે બાણે;
ઋષ્ટિ આદિક આયુધે હણિયો, ઉભા દેવ દેવી વખાણે. ૮૭
રક્તબીજનું રક્ત પીધું, ચામુંડાએ નિર્વાણ;
શસ્ત્રાસ્ત્રવડે ચંડિકાએ તેના, ઝટપટ લીધા પ્રાણ. ૮૮
હણાએલો શસ્ત્રસમુદાયે, રક્તબીજ અસુર મહાશૂર;
રક્તરહિત થઇ પૃથ્વી પડિયો, જેણે કૃત્ય કીધાં મહાક્રૂર. ૮૯
હે નૃપ એ અસુરને મરણે, દેવ અત્યંત આનંદ પામ્યા;
(નાચ્યો) માતૃગણ રક્તમદે મસ્ત થઇ, સહુ સુર સાષ્ટાંગ કરી નામ્યા. ૯૦
આવી યુક્તિપ્રયુક્તિ અનેક આવડે, પુરાણીને પૈસા લેવા;
પ્રાણ હરણ કરતા સુધી નવ, જુએ યજમાન કેવા ! ૯૧
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, સાવાર્ણિક મન્વંતરમાંય;
દેવીમાહાત્મ્યેરક્તબીજ વધે, (થયો) અષ્ટાશીતિતમોધ્યાય. ૯૨

## વલણ.

આ વાર આનંદ અંગ માંહે, હરિકૃપાથી થાય રે;
ભટ પ્રેમાનંદ કાંઇ ન જાણે, કથા યથામતિએ ગાય રે. ૯૩

---

૮૩ દુકૂલ—વસ્ત્ર.

કર્યું ભિન્ન ભિન્ન તાડન ગદાએ, સુરૂપા કુરૂપા નવ ધારી. ૭૨
એ જોઇ શક્તિ શૂલ ગદાદિક, વળી અસ્ત્ર અનેક પ્રકાર;
ચંડિકાએ હસ્તમાં લેઇ હણિયાં, જેથી ચાલી રૂધિરની ધાર. ૭૩
જ્યાં શોણિત પ્રવાહ પૃથ્વી પર ચાલ્યો, કે નીપજિયા અસુર અનેક;
સહુ રકતબીજ જેવા રૂપાળા, અને યુદ્ધનો તેવો ટેક. ૭૪
એ પેરે અસુરરૂધિરથી નીપન્યા, કોટયાવધિ દાનવ જ્યાંય;
તેણે કરી જકત અખિલ વ્યાપ્યું, જ્યાં ત્યાં રકતબીજ દર્શે ત્યાંય. ૭૫
એવું જોઇ સુર સહુ ગભરાયા, શકે થઇ અબળા આવે શકિત;
શતક્રતુ ઉંચો નીચો થાયે, જેને ઈંદ્રપદની આસકિત. ૭૬
એમ ઉદાસ થયેલા જોઇ દેવને, ચંડિકા બોલી આમ;
(અહો) કાલિકે કર્ય મુખ તુજ પોહળું, ચામુંડે ચતુરાઇનું છે કામ. ૭૭
મારાં અસ્ત્ર શસ્ત્ર વાગવાથી જે જે, રકતબિંદુમાંથી થાય જાણ;
તેના જેવા બલિષ્ટ દાનવો, નીપજે વરદાને નિર્વાણ. ૭૮
તે સહુને આ તારા મુખમાં, વેગે ઝીલી લે આજ;
તેમને ભક્ષ કરતી કરતી તું, ચાલ્ય સંગ્રામમાં થાય કાજ. ૭૯
એ પેરે દૈત્યનું રૂધિર ઘટ્યાથી, તે મર્ણ પામશે જાણ;
એના પ્રાણહરણનું કોઇ સ્થળે નથી, એ વિણ અન્ય પ્રમાણ. ૮૦
જેમને તું ભક્ષી જઇશ તે દારૂણ, દાનવ ફરીથી નહિ નીપજે;
હે કાલિકા તારા ઉદરમાંહે, વજ્રાદિક આયુધ પચે. ૮૧
એમ કાલિકાને કહી ચંડિકાએ, શૂલે હણ્યો દાનવક્રૂર;
કાલિકાએ તેનું રૂધિર મુખમાં, ઝીલી લીધું ભરપૂર. ૮૨
જ્યાં દેવીએ રકતબીજને માર્યું, શૂલ કાઢવા મૂળ;

---

૭૬ શકે ઇ૦—શકે શક્તિ દેવી અબળા (નિર્બળ) થઇને આવે (આવશે) કે શું? શતક્રતુ—ઈંદ્ર.

કે તેણે ગદા દેવીને મારી, ઊભો હલાવતો દુકૂલ. ૮૩
કિંતુ તેની ગદાના પ્રહારથી, દેવીને વેદના થઇ ન લગાર;
(પણ) દેવીએ હણ્યો શૂલે કરી તેને, ચાલી અંગોઅંગથી રૂધિરધાર. ૮૪
જ્યાં જ્યાં તેનું રક્ત વે'તું ત્યાંથી, ચામુંડા મુખે કરી લેઇ લેતી;
તેવડે તેના મુખમાં ઉપન્યા, તે દાનવ ઉદરે દે'તી. ૮૫
એમ જે જે નવા ઉપજતા, તેને ચામુંડા ભક્ષી જાતી;
તે ઉદર સ્થાને રૂધિર પીતી, વળી ખવાય તેટલા ખાતી. ૮૬
એવો સમય જોઇ દેવીએ શૂળે, શરે ખડ્ગે બાણે;
ઋષ્ટિ આદિક આયુધે હણિયો, ઉભા દેવ દેવી વખાણે. ૮૭
રક્તબીજનું રક્ત પીધું, ચામુંડાએ નિર્વાણ;
શસ્ત્રાસ્ત્રવડે ચંડિકાએ તેના, ઝટપટ લીધા પ્રાણ. ૮૮
હણાએલો શસ્ત્રસમુદાયે, રક્તબીજ અસુર મહાશૂર;
રક્તરહિત થઇ પૃથ્વી પડિયો, જેણે કૃત્ય કીધાં મહાક્રૂર. ૮૯
હે નૃપ એ અસુરને મરણે, દેવ અત્યંત આનંદ પામ્યા;
(નાચ્યો) માતૃગણ રક્તમદે મસ્ત થઇ, સહુ સુર સાષ્ટાંગ કરી નામ્યા. ૯૦
આવી યુક્તિપ્રયુક્તિ અનેક આવડે, પુરાણીને પૈસા લેવા;
પ્રાણ હરણ કરતા સુધી નવ, જુએ યજમાન કેવા ! ૯૧
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, સાવર્ણિક મન્વંતરમાંય;
દેવીમાહાત્મ્યેરક્તબીજ વધે, (થયો) અષ્ટાશીતિતમોધ્યાય. ૯૨

## વલણ.

આ વાર આનંદ અંગ માંહે, હરિકૃપાથી થાય રે;
ભટ પ્રેમાનંદ કાંઇ ન જાણે, કથા યથામતિએ ગાય રે. ૯૩

---

૮૩ દુકૂલ—વસ્ત્ર.

## કડવું ૧૫૯ મું.

### રાગ મારૂ.

સુરથ કહેછે મહામુનિ કહો, રક્તબીજવધ આજ;
દેવીચરિત્ર પવિત્ર પૂરૂં, મેં સાંભળ્યું શુભકાજ. ૧
હવાં રક્તબીજનું બીજ હણિયું, દેવીએ જે વાર;
જે શુંભનિશુંભ મહાક્રોધી, શું કરતા હવા નિર્ધાર. ૨
તે સુણવાની મુને ઇચ્છા, અતિશે હવાં ભૂદેવ;
સર્વ વર્ણવી આજ ભાખો, ઋષિ વધા તતખેવ. ૩
રક્તબીજનું બીજ જ્યારે, ગયું સાંભળ્યું શૂર;
સંગ્રામમાં દાનવ હણાયા, અતિઘણા પરાક્રમી ભૂર. ૪
તે જાણી શુંભનિશુંભને, અત્યંત ચઢિયો ક્રોધ;
નાશ સ્વસેનાતણો જોઈ, કરિયો ન ક્રોધનો રોધ. ૫
ઝટ મુખ્ય ભટ દાનવતણા લેઇ, નિશુંભ ધાયો ત્યાંય;
આગળ પાછળ બાજુ તેની, ઘેરી મહાદૈત્યે જ્યાંય. ૬
સ્ફુરણાયમાન અધર અતિશે, દાનવતણા ત્યાં થાય;
ક્રોધ કરીને શોધ કરતા, દેવી હણવા જાય. ૭
મહાવીર્યશાળી કાંતિ કાળી, શુંભ દાનવ નામ;
સ્વસેન સાથી હાર ખાધી, નાઠો ગયો સંગ્રામ. ૮
ખંડિકા કરૂં ચંડિકાને, રંડિકા એ કોણ;
આરોપ કરીને કોપ એવો, ચઢ્યો દાનવ ઓણ. ૯
પછે શુંભ ને નિશુંભકેરૂં, થયું દેવી સાથે યુદ્ધ;
મહાંત જે પ્રલયાંતકેરૂં, શું રૂપ વર્ણવું ક્રુદ્ધ. ૧૦
જાણે વર્ષતા બે મેઘ હોયે, તે રીતે દારૂણ બાણ;

---

૭ સ્ફુરણાયમાન—હાલતા ( ક્રોધથી ).

માણહારણ હાણ કારણ, નાખતા નિર્વાણ. ૧૧
સૃષ્ટિ ઉપર વૃષ્ટિ જાણે, કરે મેઘ મુશળધાર;
તે રીતે શરવૃષ્ટિ કરતા, ધરી કાય ક્રોધ અપાર. ૧૨
દૈત્યે મૂકેલાં બાણકેરા, સમૂહનો કરી નાશ;
પલકમાંહે ઝલક કરતી, થઇ ચંડિકા પ્રકાશ. ૧૩
એ અસુર ઉપર શૂર થઇને, અનેક મૂક્યા બાણ;
શું અબ્ધિવારિજોરથી કંઇ, ખડકને થાય હાણ. ૧૪
સારા ઝગારા મારતી, તીક્ષ્ણ અતિ તરવાર;
રખવાળ ધીંગી ઢાલ કરીને, કૂદ્યો નિશુંભ કરાળ. ૧૫
દેવીકેરૂં જેહ વાહન, સિંહ અતિ વિક્રાળ;
તેના શિરમાં ધરી ધીર કરતો, વીર નિશુંભ ઘા તે કાળ. ૧૬
વાહનને ઘા કર્યો જોઇ, દેવી કરતી શુંય;
તેણે નિશુંભકેરૂં ખડ્ગ કાપ્યું, કહું તીક્ષ્ણ અતિશે હુંય. ૧૭
જે અષ્ટચંદ્ર નામવાળી, હતી ધીંગી ઢાલ;
તે પાણવડે બાણ મારી, હણી દેવીએ તતકાળ. ૧૮
ઢાલ ને તરવાર જ્યારે, કર્યાં દેવીએ નિષ્ફળ;
આસક્તિ શક્તિમાં ધરી તવ તે, મૂકતો મહાબળ. ૧૯
સામે આવતી જોઇ તેને, કર્યા કટકા દેવીએ વીશ;
તદા ગર્જે તર્જે ક્રોધ્યો, નિશુંભ આણી રીસ. ૨૦
મૂળ હણવા શૂળ લીધું, દેવીકેરૂં ત્યાંહી;
તે મુષ્ટિદેશ વિષેથી કાપ્યું, કરી ચૂરેચૂરો જ્યાંહી. ૨૧
તદા તેણે ગદા ફેરવી, નાખી ચંડિકા પર જાણ;

---

૧૪ શું ઇ૦—અબ્ધિ(સમુદ્ર)ના વારિના જોરથી ખડકને કંઇ હાણ થાય છે શું ? અર્થાત્ દેવીના ખડગ્ આગળ દૈત્યોનો સમૂહ પાણી જેવો નિર્બળ હતો. અથવા, દેવીનાં બાણ આગળ દૈત્યો ખડક જેવા નિશ્ચળ હતા.

તે ત્રિશૂળે કરી મૂળમાંથી, કરી ભસ્મ દેવીએ નિર્વાણ. ૨૨
પછે હસ્ત પરશુ લેઇને, આવતો શ્રેષ્ઠ દાનવ જોઇ;
હાણ કરવા બાણ માર્યાં, સાધી દેવીએ સોઇ. ૨૩
પૃથ્વી ઉપર પાડી તેને, ગર્જના કરી ઘોર;
ત્યાં તર્જના જોઇ તરત આવ્યો, શુંભ અસુર કઠોર. ૨૪
મહાક્રૂર શૂર પરાક્રમી, નિશુંભ પડિયો ભૂમિ;
મહિલાથકી મૂર્ચ્છિત થઇને, પૃથ્વી પડ્યો ઝઝૂમી. ૨૫
ત્યાં મહાક્રોધી શુંભ આવ્યો, શોધી દેવી કોણ?
નિશુંભકેરો શુંભ ભ્રાતા, આ હું આવી ઊભો આણ. ૨૬
અંબિકાસન્મુખ આવ્યો, રથારૂઢ થઇ તેહ;
આ હણું ગણું નવ દેવીને હું, વરસે બાણ જાણે મેહ. ૨૭
તે કાળ દેવી રૂપ પલટી, ઝાલી આયુધ હાથ;
તે હસ્ત અનુપમ અષ્ટ છે વળી, કંપે જોઇ દાનવ સાથ. ૨૮
અવકાશ આકાશે રહ્યો નહિ, તેના દેહથી નિર્વાણ;
એમ વિશાળા વ્યાપી બાળા, રહી ભૂમિ નભ પ્રમાણ. ૨૯
શુંભને જોઇ આવતો ઝટ, શંખ વાયો દેવીએ;
કર્યો ટંકાર દુઃસહ ધનુષ્ય તાણી, પણછ જોવા જેવીએ. ૩૦
તેમજ તેજ હણવા દેવીએ, અસુરતણું તે વાર;
પાદ સ્થિર કરી નાદ ઘંટા, કરતી ભરતી દિશા નિર્ધાર. ૩૧
તુંગ માતંગતણા મદને, તજાવનારી ત્યાંહી;
સિંહે કરી અતિ ગર્જના, દશ દિશા ભરી કાઢી જ્યાંહી. ૩૨
પછે કાલિકા આકાશ કૂદી, કરે કર્યો પૃથ્વીપ્રહાર;

---

૧૪ પાણ (પાણિ)—હાથ. ૨૪ તર્જના—તિરસ્કાર. ૨૯ રહી ઈ૦—ભૂમિથી નભ સુધીના પ્રમાણમાં રહી—વ્યાપી રહી.

થયો શબ્દ ભારે તેતણો અતિ, જેનો કરે કોણ વિચાર. ૩૩
કિંતુ ગર્જના પેલી થઇ જે, તે સહુ ઢંકાઇ ગઇ;
અતિ ભયંકર ત્યાં શિવદૂતીએ, અટ્ટહાસ્ય કર્યું સહી. ૩૪
તેના શબ્દથી અતિ ત્રાસ પામ્યા, અસુર સાથે જેહ;
શુંભને અતિ ક્રોધ ચઢિયો, થઇ રકત તેની દેહ. ૩૫
જોઇ કાય એવી દેવી બોલી, અહો દુરાત્મા આજ;
ઊભો રહે ઊભો રહે ક્ષણ, દાનવતણા મહારાજ. ૩૬
તે સમે આકાશે રહ્યા જે, તે સુર કરે જયજયકાર;
શુંભે આવી મૂકી શક્તિ, જ્વાળા સમી વિક્રાળ. ૩૭
અગ્નિકેરો ઓઘ જાણે, એવી પ્રકાશિત પ્રમાણ;
તે ઉલ્કાપાત થવાથકી ત્યાં, વ્યર્થ શક્તિ ગઇ નિર્વાણ. ૩૮
પછે સિંહનાદ કરતો શુંભ, ત્યાં રહી, જેણે ત્રિલોક વ્યાપ્યો સાર;
કિંતુ ગર્જના ઘોર આગળ, તે દબાઇ ગયો નિર્ધાર. ૩૯
કાલિકા પ્રજાલિકા જે, કરતી અનેક એવા નાદ;
તેણે શુંભકેરા સિંહનાદજ, પામતા પ્રસાદ. ૪૦
શુંભે મૂકેલા બાણની ત્યાં, હાણ કરતી દેવિકા;
જે જોઇ રંજન સર્વે થાતા, દેવીકેરા સેવિકા. ૪૧
દેવીકેરા બાણની ત્યાં, હાણ કરતો શુંભ ત્યાં;
એમ દારૂણ પરસ્પર બાણ થાતાં, પળ વિપળે વ્યર્થ જ્યાં. ૪૨
સદા ક્રોધી દેવી બાણ મૂકતી, તદા ક્રોધી દાનવ કાપતો;
એમ યુદ્ધમાં સમાન ઉભય, જોઇ થયો દેવીને સંતાપ તો. ૪૩
ચંડિકાએ કોપ કરીને, શૂલવડે તેને હણ્યો;
મૂર્છિત થઇ તે પડ્યો પૃથ્વી, અતિ દેવીએ જે અવગણ્યો. ૪૪
નિશુંભ શુંભ થઇ જે પડ્યો ત્યાં, તે ઊઠિયો તતકાળ;

તે ચેતના પામી અસુર શુંભો, આવિયો વિકરાળ. ૪૫
ચતુર્ભુજ બાણ સાહી હાથમાં, દેવી કાલિકાને જાણ;
હરિને હણવા લાગિયો અતિ, થઇ ક્રૂર શૂર પ્રમાણ. ૪૬
પુનઃ શસ્ત્ર હાથે કરી તેણે, ચક્રાયુધે નિર્વાણ;
ઢાંકી કાઢી દેવીને ત્યાં, અસુર ધારતો લેઉં માણ. ૪૭
પછે વિષમ સંકટ નાશકરતી, ભવાની ભરપૂર;
ક્રોધી દુર્ગા બાણ સાંધતી, કરતી ચક્ર તેનાં ચૂર. ૪૮
તદા દૈત્ય સમૂહે આવયો જે, નિશુંભ દાનવ નામ;
ગદા લેઇ પ્રોડિયો તે, ચંડિકા પરે ઉદ્દામ. ૪૯
જોઇ તેને આવતો ત્યાં, ચંડિકાએ ખડ્ગ સાંધ્યું પાણ;
તીક્ષ્ણ ધારવાળું અતિ કાળું, કરતું ગદાની હાણ. ૫૦
તદા તેણે શૂળ લીધું, જોઇ દેવીઢૂક આવતો;
રહ્યું હસ્તમાંનું હસ્તમાં શૂળ, દેવી ભલ્લ હૃદે ભાવતો. ૫૧
શલ્ય ભલ્લથી હૃદે માંહે, થયું પાપીને અતિ;
તદા નિશુંભકેરી છાતીમાંથી, એક અવનવી થાતી ગતિ. ૫૨
મહાબળવાન ને મહાવીર્યવાન, એક નીકળ્યો નર ત્યાં સહી;
ઊભી રહે ઉભી રહે એમ, બોલતાં ડરતો નહિ. ૫૩
જ્યમ ગર્જના શૂર કરે મોટી, ત્યમ દેવી અટ્ટહાસ્યે કરી;
હશી ખશી ધરી ખડ્ગ હાથે, થઇ દાનવશિર જૂદું કરી પરી. ૫૪
તે ઉપજેલો પુરૂષ પૂરો, થયે પૃથ્વીપર પડ્યો;
ઉતાવળે જઈ અંબિકાએ, ઘાટ એ વિધે ઘડ્યો. ૫૫
ભયંકર દાઢાગ્રથી પછી, ગ્રીવા સાહી અસુરની;

---

૪૫ શુંભ—જડ. ૫૨ શલ્ય—હથિયારની અણી વગેરે વાગવાથી થતી પીડા. ૫૪ પરી—દૂર ( થઇ ).

સિંહ ચૂરેચૂર કરતો, એમ લક્ષ્મી હરતો શૂરની. ૫૬
તેમ શિવદૂતી કાલિકાએ, અન્ય ખાવા માંડિયા;
કૈમારીકેરી શક્તિએ કંઇ, અસુ અસુર ઉજાડિયા. ૫૭
બ્રહ્માણી દેવીથકી કંઇ, અસુર મોહી તો ગયા;
જળ મંતરેલું તેનું તેવું, હતા નો'તા થઇ રહ્યા. ૫૮
માહેશ્વરીના ત્રિશૂળથી કોઇ, વિંધાઇ ભૂમિ પડ્યા;
વારાહીકેરા મુખઘાતે, જમસદન જઇને અડ્યા. ૫૯
વૈષ્ણવી શક્તિથકી કંઇ, અસુર ચોદિશ તો ફર્યા;
તેણે ચકચૂર કીધા ચક્રથી, ભવપાર દાનવ તે તર્યા. ૬૦
ઐંદ્રીએ વજ્રે હણી કંઇ, કર્યા ટુકડે ટુકડા;
એમ નાશ પામી ગયા કેટલા, કંઇ નાશી ગયા દાનવ વડા. ૬૧
સંગ્રામમાંથી એમ નાઠા, ગઇ કાલિકા ભક્ષી કોઇને;
સિંહ ને શિવદૂતીએ એમ, કર્યું જોઇ જોઇને. ૬૨
પુરાણી પૂરા થશો એ વિધ, જો મદમાતા થઇ ગયા;
આથકી ઉપદેશ ગ્રે'શો, તો જાણવું જગતી રહ્યા. ૬૩
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, સાવર્ણિકમન્વંતરે જહીં;
દેવીમાહાત્મ્યેનિશુંભવધે, એકોનનવતિતમોધ્યાય તો અહીં. ૬૪

વલણ.

અધ્યાય અહીં પૂરણ થયો, નિશુંભવધ દેવીએ કર્યો રે;
ભટ પ્રેમાનંદ ભણે ભાવે, આ કથા સુણી જન તે તર્યો રે. ૬૫

---

૫૭ અસુ ઇ૦—અસુરના અસુ ( પ્રાણ ). ૬૪ એકોનનવતિતમો —નવ્યાશીમો.

## કડવું ૧૯૦ મું.

### રાગ સામેરી.

કહે ઋષિ સ્વમાણ સમાન રે,
જોઇ ભ્રાત નિશુંભની હાણ રે;
જોયો થાતો સેનાનો નાશ રે,
વધ્યો શુંભ કરી કોપ પ્રકાશ રે. ટેક. ૧
બળ મદથી પામેલી દોષ રે,
હે દુર્ગે કરૂં તને સંતોષ રે;
ગર્વ કરીશ નહિ તલભાર રે,
તું અન્ય સાંચે કરે યુધ્ધ સાર રે. કહે૦ ૨
એમ છતાં તું જાણે મનમાં રે,
મહાબલિષ્ટ છું હું તનમાં રે;
દેવી કહે હું વિશ્વે એક રે,
કોણ આ લોકે છે મુજ વત્રેક રે. કહે૦ ૩
દુષ્ટ જો તું આ મારી વિભૂતિ રે,
પેસે મારામાં જૂદી જે હુતી રે;
પછે બ્રહ્માણી આદિ જે દેવી રે,
અંબિકા અંગમાં પેઠી જેવી રે. કહે૦ ૪
થઇ લીન રહી અંગમાંય રે,
રહી અંબિકા એકજ ત્યાંય રે;
સુણ્ય દેવી કે' દાનવ તુંય રે,
હવાં એક રૂપે છું હુંય રે. કહે૦ ૫
મારી વિભૂતિએ કરી જાણ રે,
અનેક રૂપ ધર્યાં હતાં પ્રમાણ રે;

તે સર્વ મેં સંકેલી લીધું સત્ય રે,
સંગ્રામે હવાં એકલી છું દુર્મત્ય રે. કહે૦ ૬
માટે સાવધ થા તું શૂર રે,
આજ હણીશ તુજને ક્રૂર રે;
જોતા ઋષિ કહે સહુ દેવ રે,
જુએ દૈત્ય ઊભા તતખેવ રે. કહે૦ ૭
દેવી શુંભ બન્નેનું યુદ્ધ રે,
દ્વંદ્વયુદ્ધ આરંભાયું શુદ્ધ રે;
બાણવૃષ્ટિએ કરી નિર્વાણ રે,
શસ્ત્ર તીક્ષ્ણવડે કરી જાણ રે. કહે૦ ૮
દારૂણ અસ્ત્રે કરી પ્રમાણ રે,
બન્નેતણું યુદ્ધ આરંભાયું જાણ રે;
અતિ ભારે યુધ્ધ તે થયું રે,
સુખ જનસમૂહનું ગયું રે. કહે૦ ૯
દેવી મૂકે સંખ્યાવધિ દિવ્ય અસ્ત્ર રે,
નાશ કરતો શુંભ મૂકી દિવ્ય શસ્ત્ર રે;
હતો એવા સામર્થ્યવાળો તેહ રે,
અસ્ત્ર શસ્ત્ર ભાગતો નિઃસંદેહ રે. કહે૦ ૧૦
દિવ્ય અસ્ત્ર મૂકતો દાનવ ત્યાંય રે,
તે પરમ ઐશ્વરી ભાગતી ત્યાંય રે;
કરી ગર્જના રમત કરતી રે,
આવ્યાં અસ્ત્ર ભાગી અન્ય ધરતી રે. કહે૦ ૧૧
પછે સંખ્યાવધિ મૂકીને બાણ રે,

---

૧૦ સંખ્યાવધિ—અર્થાત્ અસંખ્ય.

દૈત્યે દેવી ઢાંકી હાંમી નિર્વાણ રે;
તદા કોપાગ્નિ થઇ ત્યાં દેવી રે,
શસ્ત્ર દાનવની છેદે દેવી રે. કહે૦ ૧૨
મૂકી બાણ ધનુષ્ય કાપી નાખ્યું રે,
દૈત્યેંદ્રે બળ વળી ત્યાં દાખ્યું રે;
ભગ્નધનુષ્યનો કરી ત્યાગ રે,
શક્તિ કર ગ્રહી મહાભાગ રે. કહે૦ ૧૩
તે શકિત દેવીએ કાપી નાખી રે,
મૂકી ચક્ર જોતા જોતામાં ઉથાપી રે;
કાપી હાથમાં ને હાથમાંથી રે,
થયો ધન્યવાદ સુરસાદમાંથી રે. કહે૦ ૧૪
પછે ખડ્ગ લેઈ દાનવરાજ રે,
શતચંદ્ર ઢાલ ધરી રક્ષણ કાજ રે;
ધાયો દેવી ભણી ધસમસતો રે,
જેને કોપ વપુમાંય વસતો રે. કહે૦ ૧૫
કિંતુ નિકટ આવતા પે'લાં રે,
છોડ્યાં ચંડિકાએ બાણ વે'લાં રે;
ધનુથી છૂટેલાં તીક્ષણ બાણ રે,
તેણે ખડ્ગ છેદ્યું નિર્વાણ રે. કહે૦ ૧૬
સૂર્યકિરણ જેવી નિર્મળ જે ઢાલ રે,
છેદી દેવીએ ત્યાં તતકાળ રે;
અશ્વ સારથી હણાયા જેના રે,
મૂઆ ભ્રાત સહોદર તેના રે. કહે૦ ૧૭
વીરકેરૂં કપાઇ ગયું તીર રે,
એવા દૈત્યે ધરી મન ધીર રે;

અંબિકાને મારવા ઉદ્યોગ કીધો રે,
ભયાનક મુદ્દગર હસ્તમાં લીધો રે, કહે૦ ૧૮
તેને આવતો જોઈ દેવીએ જાણ રે,
મૂકી તીક્ષણ બાણ કરી તેની હાણ રે;
છેદ્યો મુદ્દગર ભેદ્યો દાનવ રે,
તોયે તે વીર ગભરાયો નવ રે. કહે૦ ૧૯
મુષ્ટિ ઉગામી ધાયો શૂર રે,
જેણે ધર્યો વેગ મહાભરપૂર રે;
દૈત્યરાયે મુષ્ટિ મારી જેહ રે,
મહાદેવી હૃદયે નિઃસંદેહ રે. કહે૦ ૨૦
દેવીએ પણ તેને હૃદે રે,
લપડાક લલનાએ મારી મદે રે;
તે લપડાક લલનાની વાગ્યે રે,
તે દૈત્ય પૃથ્વી પડી પ્રાણ ત્યાગે રે. કહે૦ ૨૧
પણ વળી એકાએક થયો ઊભો રે,
જેને દેવીએ અતિશે દૂભ્યો રે;
ઝાલી દેવીને ઉડ્યો ગગન રે,
થયો મન માંહે અતિ મગન રે. કહે૦ ૨૨
ત્યાં નિરાધાર રહી ચંડી જાણ રે,
કરતી યુદ્ધ દાનવશુ પ્રમાણ રે;
નભે સિદ્ધ મુનિને વિસ્મય થાય રે,
બાહુયુદ્ધ તેવું કરે દેવી મહાકાય રે. કહે૦ ૨૩

પ્રથમ એવા યુદ્ધનો થયો આરંભ રે,
લઢે વઢે પડે ચઢે દેવી શુંભ રે;
એમ ઘણી વાર કર્યું બાહુયુદ્ધ રે,
પછે ચંડિકા થઇ ગઇ મહાક્રુદ્ધ રે. કહે૦ ૨૪
જેમ ભિંદીપાલમાં ઘાલી ગલોલ રે,
ઘણી વાર ફેરવી તેને ગોળ રે;
નાખે તેને નિશાન ભણી જેમ રે,
અસુર ફેંક્યો પૃથ્વી ભણી દેવીએ તેમ રે. કહે૦ ૨૫
પૃથ્વીપર ફેંકેલો તે દુષ્ટાત્મા રે,
ધાયો લેવા ચંડીકેરો તે આત્મા રે;
મુષ્ટિ ઉગામી વેગે કરી રે,
મારૂં છું એવી ધારણા ધરી રે. કહે૦ ૨૬
જોઇ દૈત્યેંદ્ર દેવીએ એવો રે,
હૃદે ભલ્લ માર્યો કહું કેવો રે;
જેણે સહ્યા વજ્રના ઘાય અનેક રે,
તદપિ જેનો તૂટ્યો નહિ રજ ટેક રે. કહે૦ ૨૭
તે એક ભલ્લે પડ્યો ભૂમિ રે,
જેહ મૂઢ રહ્યો'તો ઝૂમી ઝઝૂમી રે;
ભલ્લઅણીથી ઘવાઇ પડિયો રે,
શયન પૃથ્વીપર કરી ચડિયો રે. કહે૦ ૨૮
સૂતો તે સૂતો રહ્યો જાણ રે,
કિંતુ તેના મૃત્યુથી થઇ શી હાણ રે;
તેહ જણાવું સુરથ તને રે,

---

૨૫ ભિંદીપાલ—ગોફણ.

સમજે સારૂં નરતું સહું તું મન રે. કહે૦ ૨૯
દાનવના પડવાથી ત્યાંય રે,
અબ્ધિ દ્વીપ ચળ્યા પૃથ્વીમાંય રે;
પર્વત સહિત આખી મહી રે,
ચલાયમાન થઇ અતિ ગઇ રે. કહે૦ ૩૦
એ દુરાત્માનું મૃત્યુ થયું જ્યારે રે,
મોદ સ્વસ્થતા વ્યાપી ત્યારે રે;
નિર્મળ આકાશ થયું જાણ રે,
પ્રસરી શાંતિ શાંતિ પ્રમાણ રે. કહે૦ ૩૧
તેના પડવાથી પે'લા જેહ રે,
ઉલ્કાપાત ઉત્પાત થયા'તા તેહ રે;
મૂશળધારે મંડ્યા'તા મેહ રે,
સર્વે શાંતિ પામી ગયા એહ રે. કહે૦ ૩૨
સરિતાઓ સ્વમાર્ગની માંય રે,
હે સુરથ વહેવા લાગી ત્યાંય રે;
જ્યારે મરાયો દાનવ સાર રે,
સુરગણ અતિ આનંદ્યો મન મોઝાર રે. કહે૦ ૩૩
સુંદર ગાયન ગંધર્વો કરતા રે,
ઘણા વાદ્ય વગાડી ઉચ્ચરતા રે;
લાગી નાચવા અપ્સરા નારી રે,
વાયો શુભ વાયુ તહીં ભારી રે. કહે૦ ૩૪
થયો સૂર્ય તેજસ્વી ત્યાં અપાર રે,

---

૩૧ મોદ— હર્ષ. ૩૨ ઉલ્કાપાત— આકાશમાંથી બળતા પદાર્થ પડવા.

અગ્નિહોત્ર અગ્નિ ઝગ્યા તે વાર રે;
શબ્દ દિશામાં થતા જેહ રે,
સર્વે શાંતિ પામી ગયા તેહ રે. કહે૦ ૩૫
એવી શાંતિ પુરાણી મન રે,
થાશે જ્યારે પૂરૂં પુરાણ પાવન રે;
કે હાર્યો પક્ષ દાનવનો જેહ રે,
ધરે શાંતિ મનમાં જેવી તેહ રે. કહે૦ ૩૬
એવી કે તેવી ધરે જાણે પ્રભુ રે!
ભુંડું ધારે તેને પૂછે વિભુ રે;
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે રે,
સાવર્ણિકે મન્વંતરે જાણે રે. કહે૦ ૩૭
દેવીમાહાત્મ્યે સુજાણે રે,
શુંભવધે દેવી વખાણે રે;
અહીં નવતિતમોધ્યાય થયો પૂરો રે,
કંઇ નથી ભાવાર્થ રાખ્યો અધૂરો રે. કહે૦ ૩૮

## વલણ.

ભાવાર્થ નથી અધૂરો કંઇએ, એમ કરૂં નિશ્ચય કેઇ પેર રે;
જે સમજ્યો નહિ તે અધૂરો સહી, સહુ સમજું માધવની હોય મે'ર રે. ૩૯

## કડવું ૯૧ મું.

### રાગ ધનાશ્રી.

ઋષિ કહે રણભૂમિમાંય જી, દેવીએ મહાઅસુરેંદ્ર માર્યો જ્યાંય જી;
એ મનવાંચ્છિત લાભ થશે જી, પ્રફુલ્લિત વદન થયું દુઃખ જશે જી. ૧

---

૩૮ નવતિતમો—નેવુંમો.

ઢાળ.

દુ:ખ ગયે વળી મનોરથ સુરના, પૂર્ણ થાતા જાણ;
એવા વન્હિ આદિ વાસવં સહિત, સહુ સુરગણ પ્રમાણ. ૨
દેવી કાત્યાયનીકેરી, સ્તુતિ કરવા લાગ્યા ત્યાંય;
હે શરણાગતના દુ:ખને, હરનારી દેવી સદાય. ૩
હે અખિલ જગતકેરી જનેતા, હે વિશ્વેશ્વરી થા તું પ્રસન્ન;
આ વિશ્વકેરૂં કરચ તું રક્ષણ, હે દેવી મોટમમન. ૪
સ્થાવર જંગમ માત્રની તું, છું ઈશ્વરી સાક્ષાત;
તું પૃથ્વીરૂપે કરી રહીછું, તેણે જગતઆધારભૂ પ્રખ્યાત. ૫
કોઈ ઉલ્લંઘન જેનું કરી શકે નવ, એવાં વીર્યવાળી બાળી;
તું જળરૂપે રહી વિશ્વે, અખિલ તૃપ્ત કરતી સંભાળી. ૬
તું અનંત વીર્યવતી વિશ્વકેરી, શક્તિ છું સાક્ષાત;
છું વિશ્વકેરૂં આદિકારણ, મહામાયારૂપ વિખ્યાત. ૭
હે દેવિ ! સહુ આ વિશ્વને તેં, મોહ પમાડી દીધું;
તું મુક્તિહેતુભૂત જગતકેરી, જેણે પ્રસન્નપણું અતિ લીધું. ૮
દેવી જગતમાં સમસ્ત વિદ્યા, સૌંદર્યાદિ પાતિવ્રત્ય;
કલાસહિત સર્વ શ્યામા છે, અંશ તારા સત્ય. ૯
અંબિકા તેં એકલીએ, બધું જગત ભરી કાઢ્યું;
તું ધારે મનમાં ત્યારે તેં, સહુ વિશ્વને ઉજાડ્યું. ૧૦
સ્તુતિ સંબંધી ઉત્તમ વચન, જે વિષે છે નિર્ધાર;
એવી કયી સ્તુતિ કરીએ તમારી, જેનો પમાય ન કિંચિત પાર. ૧૧
જો તું સ્વર્ગને મુક્તિ દેનારી, છું સર્વમય દેવી જાણ;
તો સ્તુતિ અમે કરી તારી, (હવે) તે માટે આમ છે પ્રમાણ. ૧૨

---

૫ જગતઆધારભૂ—જગતના આધાર રૂપ થયેલી.

પરમ વચન કહીએ કર્યાં, અમે દેવી આજ;
બુદ્ધિ રૂપે કરી સર્વના તું, હૃદયે રહી શુભકાજ. ૧૩
આપનારી સ્વર્ગ ને વળી, મોક્ષ તું કહેવાય;
નારાયણી નમસ્કાર તુજને, હે દેવી મહામાય. ૧૪
કલાકાષ્ઠાઆદિ લેઇ, કાલ વિભાગ રૂપે કરી;
તું પરિણામ આપનારી સદાયે, દયા મનમાં અતિ ધરી. ૧૫
સંહાર કરવા સૃષ્ટિનો, નારાયણી શક્તિમાન અપાર;
કલ્યાણ થાવા દેવી તુજને, સહુ સુર કરે નમસ્કાર. ૧૬
કલ્યાણમાં કલ્યાણ રૂપ તું, ભવાની સર્વ સિદ્ધિ ભરપૂર;
શરણ પામવા ચરણકેરું, યોગ્ય અતિ અક્રૂર. ૧૭
ત્રિનેત્રવતી નારાયણી, ગૌરી રૂપ વારંવાર;
સુરકાર્ય કરતી દીપતી તું, કરૂં તુંને નમસ્કાર. ૧૮
જગતકેરી ઉત્પત્તિ સ્થિતિ, વિનાશ કરનારી કહી;
સનાતન શક્તિ રૂપ દેવી, ગુણાધાર થઇ વિશ્વે રહી. ૧૯
છું ગુણરૂપ તું નારાયણી, ત્રિલોકીમાં નિર્ધાર;
સુરગણકેરું કાર્ય કરતી, તુંને કરૂં નમસ્કાર. ૨૦
શરણાગત દીનહીનનું, પીડિત જનનું જાણ;
રક્ષણ કરવામાં સદા તું, તત્પર દેવી પ્રમાણ. ૨૧
વેદના જે સર્વ કોઇની, તે હરણ તું કરનાર;
હે દેવિ એવી નારાયણી, કરીએ તુંને નમસ્કાર. ૨૨
હંસયુક્ત વિમાન માંહે, બેઠી બ્રહ્માણીકેરે રૂપ;
એ રૂપ ધારણ કરનારી દેવી, બ્રહ્મરૂપ તદ્રૂપ. ૨૩

---

૧૫ કલા—ત્રીશ કાષ્ઠા. કાષ્ઠા—અઢાર નિમેષ. ૧૭ અક્રૂર—સદય.

કમંડલુમાંથી જળ સદા, તું છાંટનારી સાર;
હે દેવિ એવી કરૂં તુજને, નેહે કરી નમસ્કાર. ૨૪
ત્રિશૂળ ચંદ્ર ને સર્પ ધરતી, તેવડે શોભતી નિર્વાણ;
છે વૃષભ વાહન જેહને, જે પૂર વિશ્વમાં પ્રમાણ. ૨૫
માહેશ્વરી રૂપ એવી દેવી, ભજીએ તુંને અવિધાર;
નારાયણી રૂપ કરે તુજને, સર્વે મળી નમસ્કાર. ૨૬
મોર કુક્કુટથી વીંટાયલી, બૃહદ્ શક્તિ ધારણ કરનાર;
પાપરહિત કૌમારી દેવી, કરૂં નારાયણી નમસ્કાર. ૨૭
શંખ ચક્ર ગદા શારંગ, આદિ પરમ આયુધભાર;
પ્રસન્ન થા તું દેવી વૈષ્ણવી, કરૂં નારાયણી નમસ્કાર. ૨૮
ભયંકર અતિ ચક્ર સા'યું, દાઢાગ્રે કરી અપાર;
ભારવાળી ભૂમિ ધરી તેને, વારાહી તું ધરનાર. ૨૯
એવા વારાહ રૂપને ધરનારી, હે દેવિ ! વારંવાર;
નારાયણી રૂપ કરે તુજને, સહુ સુર નમસ્કાર. ૩૦
ભયંકર નૃસિંહ રૂપ ધરીને, ઉદ્યોગ અસુર હરવા કરતી અપાર;
ત્રિલોકીનું રક્ષણ કરનાર દેવી, કરૂં નારાયણી નમસ્કાર. ૩૧
વજ્ર આયુધ સહસ્ર લોચન, તેણે ઉજવળ કાંતિ અવિધાર;
શિરપર મુકુટ ધરનાર દેવી, વૃત્ર હણનારી વારંવાર. ૩૨
ઐંદ્રી શક્તિ મહાદેવી, વિસ્તરી જગત મોઝાર;
એવી દેવી નારાયણી તુજને, કરૂં નેહથકી નમસ્કાર. ૩૩
શિવદૂતી રૂપે દૈત્યસેના, હણાતાં ભયંકર રૂપ ધરનાર;
હે ગાઢ ગર્જના કરનાર દેવી, કરૂં નારાયણી નમસ્કાર. ૩૪
મુખ દાઢીએ કરી વિક્રાળ જેનું, જેને છે મસ્તક માળ અલંકાર;

૨૫ પૂર—પૂરો. ૩૦ વારંવાર—કલ્પે કલ્પે.

મુંડ હણનારી દેવી ચામુંડા, કરૂં નારાયણી નમસ્કાર. ૩૫
લક્ષ્મી લજ્જા શ્રદ્ધા પુષ્ટિ, મહાવિદ્યા સ્વધા નિશ્ચલા સાર;
મહારાત્રિ મહામાયા રૂપ જેનાં, કરૂં નારાયણી નમસ્કાર. ૩૬
મેધા સરસ્વતી શ્રેષ્ઠ વૈભવ, મહતા તમોગુણ રૂપ નિર્ધાર;
સ્વતંત્ર ઇશ્વરી પ્રસન્ન થા તું, કરૂં નારાયણી નમસ્કાર. ૩૭
સર્વેશ્વરી સર્વસ્વરૂપિણી, સર્વ સામર્થ્યવાળી દેવી અપાર;
ભયથી રક્ષણ કરચ અમારૂં, હે દુર્ગે કરૂં નમસ્કાર. ૩૮
છે ત્રિલોચને કરી અતિ અલંકૃત, જે સુંદર વદન ગુણભંડાર;
કાત્યાયની કરચ ભૂતથી રક્ષણ, કરૂં હે દેવિ ! નમસ્કાર. ૩૯
વિકાળ જવાળ એવું દૈત્યનાશક, કરે ઉગ્ર ત્રિશૂળ તારેતાર;
તે ભદ્રકાળી રક્ષણ કરો ભયથી, કરે સુર સહુ નમસ્કાર. ૪૦
જગતવ્યાપક સ્વયસંપૂર્ણનાદેકરી, દૈત્ય તેજહણતા જેહ;
એવી ઘંટા તાહેરી જે, કરો પાપથી રક્ષણ તેહ. ૪૧
માતા જયમ આતા બાળકેરૂં, કરે રક્ષણ તેમ;
આઈ અમારૂં રક્ષણ કરો, અર્પી ક્ષાંતિ ક્ષેમ. ૪૨
હે ચંડિકે ! અસુર શોણિતવસાથી, વળી કર્દમાદિકે નિર્વાણ;
ખરડાયલો પણ હસ્તે કરીને, દર્શે ઉજવળ ખડ્ગ પ્રમાણ. ૪૩
તે કલ્યાણકારી થાઓ અમને, કરૂં નમન નેહે માત;
તું પ્રસન્ન થાય તો સમસ્ત વિધ્નિને, કરે નાશ દેવી વિખ્યાત. ૪૪
જો રોષે ભરાઇ દેવી તો તું, કરે અભીષ્ટમનોરથસંહાર;
શરણ જે નર આવિયા, તે ન વિપત્તિ જાણતા લગાર. ૪૫
કિંતુ અન્યને આશ્રયદા થઈ રે', હે અંબિકે ! જગમાત;

---

૪૦ કરે—હાથમાં. તાર—તીક્ષ્ણ. ૪૨ આતા—લાડકા. ૪૩ વસા—શરીરમાંનો એક ધાતુ. કર્દમાદિકે—કાદવ વગેરેથી.

સ્વમૂર્તિ બહુ પ્રકારે કરી, ધરી અનેક રૂપ સાક્ષાત. ૪૬
તેં જે ધર્મદ્વેષ કરનાર દાનવ, આજે હણ્યો નિર્ધાર;
એવું કવણ કૃત્ય બીજું કરે, તારો પામું દેવી ન પાર. ૪૭
વિદ્યા શાસ્ત્ર ઉપનિષદ મધ્યે, નવ કોઇ વેદવાણીમાં તુજવિણ;
મમતા રૂપી તમગર્તમાં તું, ભમાવે વિશ્વ કરી મલિન. ૪૮
જ્યાં યાતુધાન ચક્ષુઃશ્રવા કેરી, અરિ ચૌર સૈન્ય નિરવાણ;
દાવાનળ ભરદરિયે રહ્યાનું, તું રક્ષણ કરે પ્રમાણ. ૪૯
હે વિશ્વેશ્વરી આ વિશ્વનું, તું રક્ષણ કરતી રોજ;
હે વિશ્વધારિણી વિશ્વાત્મા, કરે કોણ તારા એહ રૂપની ખોજ. ૫૦
વિશ્વસ્વામી બ્રહ્માદિકને, વંદન કરવા યોગ્ય નિર્ધાર;
અવર નથી કોઈ તુજ પાખે, આ ત્રિલોકી માંહે સાર. ૫૧
તુજ મિષે ભક્તિભાવે કરી જે, નમ્ર છે નરનાર;
તે સકળ વિશ્વને આશ્રયદા થઇ, પામે ભવાબ્ધિ પાર. ૫૨
પ્રસન્ન થઇ દેવી પરમેશ્વરી, કરચ અસુરકેરો નાશ;
અધુના જેવી સા'ય કરી તેવી, કરચ સર્વદા પ્રકાશ. ૫૩
અરિભયથી રક્ષણ અમારૂં, કરચ નિરંતર તુંય;
સર્વ જગતનાં પાપ ઉત્પાત ફળ, પ્રાપ્ત થવાને સમે શુંય. ૫૪
જે રોગાદિક ભારે ઉપસર્ગ ઉપજ્યા, તેનો સત્વર નાશ કરચ સાર;
હે વિશ્વનાં દુઃખ હરણકરતી, દેવી અમો કરૂં નમસ્કાર. ૫૫
તું પ્રસન્ન થા પરમેશ્વરી, વરદાનદાતા દેવી;
ત્રિલોકમાં વસનાર જે જન, તેને સ્તવન કરવા જેવી. ૫૬
દેવી કહે હે સુર સરવે, હું તમને દેઉં વરદાન;
તત્પર થઈ ત્રિદશો ઊભી, માગો મન ગમ્યું મહાન. ૫૭

---

૪૮ તમગર્ત—અંધકાર રૂપી ખાડો. ૪૯ ચક્ષુઃશ્રવા—સાપ.

લોકને ઉપકાર કરતા, જે માગવા ધારો તેમ;
સમ્યક્ પ્રકારે સર્વ તમને, આનંદ સુર આપું એમ. ૫૮
દેવ બોલ્યા હે સર્વેશ્વરી, ત્રિલોકની પીડા જેહ;
તેનું નિકંદન થાય જે વિધ, તેવું વરદાન દે તું એહ. ૫૯
આવું ને આવું આપજે, એહ માગું માત;
પાપી દાનવ સંહારજે, ધરી આવું રૂપ વિખ્યાત. ૬૦
દેવી કહે વૈવસ્વત મન્વંતરતણા, અઠ્ઠાવીશમા યુગ માંય;
પુનઃ શુંભનિશુંભ પ્રગટ થાશે, તદા હું અવતરીશ ક્યાંય ૬૧
તે સમય હું યશોદા ગર્ભ, ઉત્પન્ન થઇશ નિર્વાણ;
હું નંદગોપને પિતા માની, કરીશ નાશ તેમનો જાણ. ૬૨
પછે વિંધ્યાચળમાં વાસ વશીને, રહીશ હું સાક્ષાત;
પુનઃ ભયંકર રૂપ ધરીને, કરીશ વિપ્રચિત્તિ દાનવઘાત. ૬૩
એ વૈપ્રચિત્ત વિક્રાળ દાનવ, જદા ભક્ષીશ સાર;
દંત દાડિમફૂલ શા તવ, રક્ત મારા થશે નિર્ધાર. ૬૪
તેણે સ્વર્ગકેરા દેવતા ને, મૃત્યુલોકના નર સર્વ;
રક્તદંતિકા કહી સ્તુતિ મારી, કરશે માની નિરંતર પર્વ. ૬૫
પુનઃ શત વર્ષ અનાવૃષ્ટિમાં, જ્યારે જળ નહિ મળે ત્યારે;
મુનિગણ સ્તુતિ કરશે મારી, અયોનિજા થઇશ હું તે વારે. ૬૬
મારાં શત નેત્રે કરીને હું, જોઇશ મુનિસત્તમ જેહ;
સહુ મનુષ્યો શતાક્ષી કહેશે, મુજને નિઃસંદેહ. ૬૭

---

૬૧ અવતરીશ ક્યાં—ક્યાં અવતરીશ (તે તમને કહું છું). ૬૪ વૈપ્રચિત્ત—વિપ્રચિત્તિ કુળના દાનવોને. ૬૬ અયોનિજા—માતાથી જન્મ નહિ પામેલી—પોતાની મેળે જન્મેલી. ૬૭ શતાક્ષી—સો નેત્રવાળી.

પછે! દેવો મારા દેહમાંથી, ઉત્પન્ન થયેલા પ્રાણતણું;
રક્ષણ કરે એવાં શાકે કરીને, કરીશ જનસમૂહ રક્ષણ ઘણું. ૬૮
વૃષ્ટિ થતા સુધી પાલન કરીશ હું, જગતીકેરા જન;
પૃથ્વીપર મુજને કે'શે સહુ, શાકંભરી નામ પાવન. ૬૯
વળી તે સ્થળે દુર્ગમ નામે, હણીશ દાનવ દુષ્ટ;
તેથી દુર્ગાદેવી મને કે'શે જન, તેથી થઇશ હું સંતુષ્ટ. ૭૦
વળી પુનઃ હું હિમાલયમાં, ધારીશ ભયંકર રૂપ;
મુનિગણ રક્ષણ કરવામાટે, હણીશ દાનવ ક્રૂર અનુપ. ૭૧
તદા નમ્રદેહે કરી મુનિગણ, કરશે સ્તુતિ મારી સોય;
ભીમાદેવી નામ મારૂં, પ્રસિધ્ધ જગમાં હોય. ૭૨
જદા અરૂણાક્ષ નામે દૈત્ય મોટો, પીડશે ત્રણ લોક;
મહાપીડા ઉત્પન્ન કરીને, હરશે સુરના ઓક. ૭૩
તદા અગણિત ખટ્પદ વસે જેમાં, એવું હું ધરીશ ભૃંગનું રૂપ;
ત્રિલોકકેરા હિત અર્થે, હણીશ દાનવભૂપ. ૭૪
તદા એકે સાદે સર્વ જન, ભ્રામરી કહી સ્તવશે મુને;
હવાં રૂપ છેલ્લું કહી દાખું, સુણય એક ચિત્તે તુંને. ૭૫
જદા અવનિ વિષે બ્રાહ્મણ ઘણા, કરશે પુરાણીનાં કાજ;
તદા બળદેવા રૂપ ધરીને, ક્યમ હણીશ તે કહું આજ. ૭૬
હળમૂશળમાંહ્ય ઘાલી, પુર આણી પ્રીત;
પુરાણી જનને કરીશ પૂરા, કરી રમણ સમ્યક્ રીત. ૭૭
જ્યારે જ્યારે એ પ્રકારે, દાનવ સંબંધી પીડા થાશે;
ત્યારે ત્યારે હું અવતાર લેઇશ, મુજથી અરિ નાશ પામી જાશે. ૭૮

---

૭૪ ખટ્પદ—ભમરા.

ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, સાવર્ણિકે મન્વંતરે સાર;
દેવીમાહાત્મ્યેદેવ્યાઃસ્તુતિ થયો, એકનવતિતમોધ્યાય આ વાર. ૭૯

વલણ.

આ વાર મોરારકૃપાએ, અધ્યાય થયો પૂર્ણ રે;
ભટ પ્રેમાનંદ નામ મિથ્યા, ઇમ ગણ્યે થાય પ્રાયશ્ચિત ચૂર્ણ રે. ૮૦

## કડવું ૧૯૨ મું.

### રાગ સામેરી.

દેવી કહે સુર સાંભળો, જે નર એકાગ્રચિત્તે સાર રે;
સ્તુતિપાઠવડે નિત્ય સ્તવન મારૂં, કરશે નિયમપૂર્વક નિર્ધાર રે. ૧
તેની સર્વ પીડાકેરો નાશ કરીશ હું, નિશ્ચય આણી પ્રેમ રે;
આ લોકે પરલોકે તેનું, સમ્યક્ વાંચ્છિશ ક્ષેમ રે. ૨
તે રીતે મધુકૈટભવધનું, મહિષાસુરસંહારકેરૂં જાણ રે;
શુંભનિશુંભની હાણ કરી મેં, તેનું કરશે કીર્તન પ્રમાણ રે. ૩
વળી મારૂં ઉત્તમ માહાત્મ્ય જે, અષ્ટમી ચતુદર્શીએ દેવ રે;
નવમીએ એક ચિત્ત કરીને, કરશે મારી સમ્યક્ સેવ રે. ૪
ભાવ ધરી પ્રીતિ સહિત જે, સાંભળશે આખ્યાન રે;
પાઠ કરનારાના પૂરીશ મનોરથ, વળી તરશે કરશે વ્યાખ્યાન રે. ૫
તેને કંઇ પાપ કે પાપથી ઉપજેલી જે, આપત્તિઓ કે'વાય રે;
દારિદ્રય ઇષ્ટજન વિયોગ તેને, કોઇ કાળે નવ થાય રે. ૬
તે શત્રુ રાજા ચોર શસ્ત્રથી, અગ્નિ જળના ઓઘે રે;
કોઇ દિવસ પીડાશે નહિ તે, ક્ષય આદિક મહારોગે રે. ૭

૭૯ દેવ્યાઃસ્તુતિ—દેવની સ્તુતિ.

એમ છે માટે માહાત્મ્ય મારૂં, ભક્તિ સહિત એકે ચિત્તે રે;
સાંભળવું કે પાઠ કરવું જન, ધારી કલ્યાણકારી નિત્યે રે. ૮
મારૂં માહાત્મ્ય મહામારીથી, ઉપજેલા ઉપસર્ગ જેહ રે;
તેમ ત્રણ પ્રકારથી ઉત્પાતને તે, છે શમાવનારૂં નિઃસંદેહ રે. ૯
આ મારા માહાત્મ્યકેરો જયાં, સમ્યક્ રીતે થાય પાઠ રે;
તે ઘરનો હું કદી ત્યાગ કરૂં નહિ, તેને અરપું સિદ્ધિઓ આઠ રે. ૧૦
વળી વાસ કરી હું રહું નિરંતર, તેના ઘરની માંય રે;
કોઈ પ્રકારનું દુઃખ ન થાયે, નિત્ય ચંડીપાઠ ગવાયે જ્યાંય રે. ૧૧
બલિ અર્પતી વેળાએ, પૂજન કરતાં પ્રમાણ રે;
અગ્નિહોત્રે મહોત્સવ મધ્યે, મારાં સર્વ ચરિત્ર ગવાય નિર્વાણ રે. ૧૨
એ કહ્યાં એટલાં વળી શુભ સમયે, સુણે ભણે મારાં ચરિત્ર રે;
તે નર ઇહ પરલોકે થાયે, પામી પૂર્ણાનંદતા ને પવિત્ર રે. ૧૩
જાણે અજાણે કરેલી મારી, બલિદાનકેરી પૂજા જેહ રે;
હોમ હવન હું પ્રીતે સ્વીકારીશ, ભણ્યા અભણ્યાએ થવું નિઃસંદેહ રે. ૧૪
શરદ ઋતુમાં વાર્ષિક મહાપૂજા, કરવામાં આવે મારી રે;
તે અવસરે આ મારૂં માહાત્મ્ય જો, ભક્તિએ સુણ્યામાં આવે ભારી રે. ૧૫
તો તે નર મારી કૃપાવડે જાણો, સકળ પીડાથી થાય નિર્મુક્ત રે;
તેને ધન ધાન્ય પુત્ર પરિવાર થાયે, વળી તે થાય સજ્જને સંયુક્ત રે. ૧૬
એ માંહે સંશય કાંઇ ન કરવો, હું કહું મારે મુખે રે;
મારૂં આ માહાત્મ્ય અને વળી મારો, કલ્યાણકારી જન્મ જે સુખે રે. ૧૭
તેમ યુદ્ધ માંહે પરાક્રમ મારાં, સાંભળી નર નવ આવે દુઃખે રે;
ભય રહિત થાય કાયા તેની, સર્વમાં મનાય પ્રમુખે રે. ૧૮
મારૂં માહાત્મ્ય સાંભળનારકેરા, શત્રુ પામે નાશ રે;

---

ત્રણ પ્રકારના ઉત્પાત—ભૂમિના, આકાશ સંબંધી તથા દેવ સંબંધી.
૯

આનંદ વ્યાપે સુણનાર કુટુંબે, આવે અખિલ ભદ્રની આશ રે. ૧૯
શાંતિકર્મે દુઃસ્વપ્ને જાણો, ભયંકર પીડા માંય રે;
જે મારૂં માહાત્મ્ય સાંભળે તેના, ઉપસર્ગો ક્ષય થઇ જાય રે. ૨૦
દારૂણ ગ્રહપીડા શાંત થાયે, દુઃસ્વપ્ન દૂર પળાય રે;
ઉલટું સુખકર તે શમાણું થાયે, રોગદોગ નાશી જાય રે. ૨૧
બાળગ્રહથી પીડાતા બાળને, શાંતિ કરનારૂં જાણુ રે;
મિત્રને માંહોમાંહે કલેશ થયો હોય, તે ટાળી મૈત્રી કરાવે પ્રમાણુ રે. ૨૨
સર્વ દુરાચરણોકેરા બળની, હાનિ કરાવનારૂં રે;
રાક્ષસ ભૂત પિશાચાદિકનું, ટાળે દુઃખ નઠારૂં રે. ૨૩
એવાં એવાં દુઃખ પાઠમાત્રથી, નાશ થાયે નિર્વાણુ રે;
પરમ માહાત્મ્ય પાઠે કરતાં જન, થાય સુખી ને સુજાણ રે. ૨૪
આ મારૂં માહાત્મ્ય મારી પ્રાપ્તિકર્તા છે, પશુ પુષ્પ અર્ઘ્ય રૂપ રે;
ગંધ ધૂપશાળી દીપ નૈવેદ્યે, બ્રહ્મભોજને હોમે અનુપ રે. ૨૫
પંચામૃતાભિષેકાદિકે, અન્ય નાના પ્રકારના ભોગે રે;
એક સંવત્સર પર્યંત એક ચિત્તે એમ, કરે તે રહે સદા આરોગ્યે રે. ૨૬
એ સર્વ કરી મારી પ્રીતિ સંપાદે, વળી આરોગ્યતાને ધારે રે;
તેવી પ્રીતિ મારૂં ચરિત્ર એકવારે, સુણતાં આપું ફળ તેથી વધારે રે. ૨૭
મારૂં ચરિત્ર સંભળાવે કોઇને, વા કરે પાઠ નિત્યે રે;
તેને વધારે હું બ્રહ્મભોજ્ય કરતાં, માનું રૂડી રીતે રે. ૨૮
ચરિત્ર સુણતાં પાપ નાશ થાયે, મળે આરોગ્યતા રૂડી રે;
મારૂં જન્મકીર્તન ભૂતાદિ રક્ષે, કીર્તિ મટાડે કૂડી રે. ૨૯
જેમાં દુષ્ટ દૈત્યોના મેં નાશ કીધો, એવું મારૂં યુદ્ધચરિત્ર જેહ રે;
સુણવા ભણવાથી ભય નાસે, શત્રુકેરો નિઃસંદેહ રે. ૩૦

---

૧૯ અખિલ—સમગ્ર—બધાં. ભદ્ર—કલ્યાણ. ૨૫ પશુ ઇ૦—પશુ વગેરેથી મારૂં પૂજન કરવાવડે.

બ્રહ્મઋષિએ જે સ્તુતિ કરી મારી, કરી બ્રાહ્મણે સ્તુતિ સાર રે;
તે સમ્યક્ બુદ્ધિ દેનારી જાણો, વળી સુરસ્તુતિ નિર્ધાર રે. ૩૧
અરણ્ય કે શૂન્ય માર્ગની માંહી, દાવાગ્નિએ ઘેરાયો હોય રે;
ચોરથકી અંતરાયો હોય તો, શત્રુથી ઝલાયો હોય સોય રે. ૩૨
સિંહ વ્યાઘ્ર કે વનહસ્તિ જો, વનમાં પડચો હોય પૂઠે રે;
ક્રોધ કરી વધ કરવા કહ્યું હોય, નગરનરપતિએ રૂઠે રે. ૩૩
કારાગૃહમાં પૂર્યો હોય જ્યારે, હોય ડૂબતું મહાસાગરે વા'ણ રે;
કે તોફાની વાયુએ ભમાવ્યું હોય તે,એવાં અનેક દુઃખ નિર્વાણ રે. ૩૪
અત્યંત દારૂણ સંગ્રામમાંહે, જ્યાં રહ્યાં ઉછળી હોય હથિયાર રે;
અન્ય સર્વ ભયાનક સ્થળે, વિપત્તિ વેદના આવી હોય નિર્ધાર રે. ૩૫
તદા મારા ચરિત્રનું સ્મરણ કર્યાથી, નર થાય સંકટમુકત રે;
મારા પ્રતાપથી સિંહાદિક જે, હિંસ્રપશુસંયુકત રે. ૩૬
વન હોય તે ઉપવન થઇ જાયે, શત્રુનો ભય નાસે રે;
દૂરથકી દુઃખ માત્ર પળાયે, સમુદાય સંકટનાં ત્રાસે રે. ૩૭
ઋષિ કહે એમ કહીને દેવી, પ્રતાપી પરાક્રમવાળી રે;
ભગવતી ચંડિકા સુર જોતાં, થઇ અંતર્ધાન ત્યાં બાળી રે. ૩૮
યજ્ઞભાગ ભોગવનાર થયા, ભયરહિત સુર સર્વ રે;
શત્રુ હણાયા તેણે કરીને, નચાવ્યાં અપ્સરા ગંધર્વ રે. ૩૯
પૂર્વ પેઠે પોતપોતાકેરા, અધિકાર પાળવા લાગ્યા રે;
શતક્રતુ સિંહાસન બેશી, તન મનમાં અનુરાગ્યા રે. ૪૦
દેવશત્રુ અતુલ્ય પરાક્રમી, મહાભયંકર અસુર રે;
જગત નાશ કરતા શુંભનિશુંભને , મહાવીર્યવાન ને ક્રૂર રે. ૪૧
તેમને હણ્યા દેવીએ જ્યારે, ત્યારે બીજા જેહ અસુર રે;

---

૩૭ ઉપવન—બાગ.

શર્વ પાતાળમાં પેશી ગયા ઝટ, કાંઇ કરી નવ અસૂર રે. ૪૨
એ રીતે ભગવતી દેવી પોતે, નિત્ય છે નિરવાણુ રે;
તોય પુનઃ પુનઃ ઉત્પન્ન થઇને, કરે જગત પરિપાલન પ્રમાણુ રે. ૪૩
તે રીતે વિશ્વને મોહ પમાડે, સરજે પાછી જાતે રે;
સંતુષ્ટ થએલી દેવી આપે છે, સમૃદ્ધિ ને વિજ્ઞાન વિખ્યાતે રે. ૪૪
પ્રલયકાળમાં મહામારી સ્વરૂપે, રહે દેવી નિત્યે રે;
સકળ બ્રહ્માંડ વ્યાપ્ત કરે છે, મહાકાળી રૂડી રીતે રે. ૪૫
પ્રલયકાળમાં પણ તે મહામારી-રૂપ ધરીને રે'છે રે;
તે સનાતની દેવી અજન્મા છે, છતાં જન્મા કયમ જન કે'છે રે. ૪૬
સૃષ્ટિકાળે થાય સૃષ્ટિરૂપે, ભૂત માત્રની સમય પ્રત્યે રે;
તેજ સ્થિતિ કરે છે જાણો, એ મહામાયા રૂપ સત્યે રે. ૪૭
અભ્યુદય દેનારી સંપત્તિ સમયે, થાય નરને નિરવાણુ રે;
એ લક્ષ્મી રૂપે મંદિરમાં વસતી, સહુ જાણે જાણ સુજાણ રે. ૪૮
આપત્ સમયે તેજ થાય છે, વિનાશ રૂપે બાળા રે;
તદા લક્ષ્મીકેરૂં સ્વરૂપ ધરે એ, કરાવે નિર્બળતાના ચાળા રે. ૪૯
જો તેની સ્તુતિ કરી હોયે, પુષ્પ ધૂપ ગંધાદિકે પૂજન રે;
પ્રેમ આણી કર્યું હોય જેણે, તેને મળે ધનસંતતિ અનુદિન રે. ૫૦
ધર્મમાં મતિ રહે નિરંતર, દેવી સમ્યક્ગતિ આપે રે;
એકચિત્તે જો શ્રવણ કરે તો, કષ્ટ કૂડાં સહુ કાપે રે. ૫૧
ભાર્યા રક્ષતુ ભૈરવી એવું, પુરાણી કે'છે કે'તાં રે;

---

૪૬ જન્મા—જન્મવાળી. ૫૨ ચંડીપાઠ શુદ્ધ ભણવો જોઇએ, તેમ ન થાય તો વિપરીત ફળ થાય છે, એવું કહેનારા કેટલાક તે સંબંધી એક દૃષ્ટાંત આપે છે તે કહી બતાવે છેઃ ભાર્યા ઇ૦— કોઈ બ્રાહ્મણ ચંડી પાઠ કરતો હતો તેમાં भार्यारक्षतुभैरवी (ભૈરવી દેવી

'ભાર્યા ભક્ષતુ ગયું બોલાઇ, તેની નારી કે' દેવી દે'તાં રે. ૫૨
પણ જાણ અજાણે સ્વમુખ બોલ્યાં, કરવા માતાભક્તિ રે;
તે ન કરે કદાપિ એવું, સર્વ જૂઠી પુરાણીની વ્યક્તિ રે. ૫૩
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, સાવર્ણિકે મન્વંતરે જાણ રે;
દેવીમાહાત્મ્યેભગવતીવાક્યં, દ્વિનવતિતમોધ્યાય પ્રમાણ રે. ૫૪

### વલણ.

પ્રમાણ પ્રાકૃત પદ્યબંધે, કરી કથા આણી ભાવ રે;
અમુઝાશે મન મધ્ય અતિશે, જોશે પુરાણી બેઠા દાવ રે. ૫૫

## કડવું ૧૯૩ મું.

### રાગ ધનાશ્રી.

ઋષિ કહે તું સુણય રાજન જી, ક્રૌષ્ટુકિને કે' મુનિ પાવન જી;
જૈમિનિને કે' પક્ષીરાજ જી, પુરાણીને કહે દ્વિજ આજ જી. ૧

### ઢાળ.

આજ દેવીમાહાત્મ્યકેરો, ગુરૂકૃપાએ જાણ;
અધ્યાય છેલ્લો આવી પો'ચ્યો, કરી કહું તેનું પ્રમાણ. ૨
ઋષિ કહે સુરથ મેં તુંને, કહ્યું દેવીમાહાત્મ્ય અપાર;
જે આ જગતને ધરનાર દેવી, એવી પ્રતાપી છે સાર. ૩
તેમ વિષ્ણુમાયાથકી જે, થાય વિદ્યા ઉત્પન્ન;
તેથકી તું વૈશ્ય આદિક, થાય અવિવેકી જન. ૪

---

મારી સ્ત્રીનું રક્ષણ કરો ) ને [૧] બદલે भार्यांभक्षतुभैरवी ( ભૈરવી દેવી મારી સ્ત્રીનું ભક્ષણ કરો ) એમ બોલાઇ ગયું. તેથી દેવીએ તેની સ્ત્રીનો નાશ કર્યો ! ૫૩ એ વાત જોડી કાઢેલી છે તે કહે છેઃ પણ ૯૦–સ્પષ્ટ છે.

સર્વે મોહ પામે માયાએ, પામ્યા મોહ અપાર;
મોહ પામશે મૂઢમતિ, થશે જ્ઞાની ગમાર. ૫
એવું છે માટે સુરથ રાજા, તું જા પરમેશ્વરીને શરણ;
તેની આરાધના કરવાથકી, વળી ધ્યાન ધારે ચરણ. ૬
નર માત્રને સુખ ભોગ અર્પે, સ્વર્ગ મોક્ષ દે તેહ;
ખરો મંત્ર મેં કહ્યો તુજને, સહુ સમજ નિઃસંદેહ. ૭
માર્કંડેય કહે એ રીત ઋષિનું, વચન સાંભળી રાય;
જેનું રાજ્ય ગએલું હતું, વળી મમતાએ પીડિત કાય. ૮
પ્રશંસનીય આચરણ જેનું, એવો સુરથ મહાભાગ;
ઋષિવરને પ્રણામ કરીને, ત્યાગતો સહુ રાગ. ૯
તત્કાળ તપ કારણ ગયો તે, ક્રૌષ્ટુકિ સુણ્ય તુય;
વૈશ્ય મન વિચારી વળતો, હું અહીં રહું તે શુંય. ૧૦
તે ગયો તેની સાથ ચાલી, અંબિકાદર્શન આશ;
નદીકેરા રમ્યતટ પર, વિરાજ્યા ઉભય તપસી પ્રકાશ. ૧૧
પરમ દેવીસૂક્તકેરો, જપ કરતા જાણ;
રાય વૈશ્યને ધ્યાન લાગ્યું, ઘોર તપ આરંભિયું પ્રમાણ. ૧૨
તે ઉભય જણે સરિતાતટે, કરી મૃતિકામૂર્ત્તિ દેવીતણી;
ધૂપ સુમન અગ્નિહોમાદિક, અર્પી પૂજા આરંભી ઘણી. ૧૩
એક દેવી મધ્યે ચિત્ત રાખી, થઇ સાવધાન પ્રથમ;
મિતાહારી ઉભય થાતા, રીઝે દેવી જયમ. ૧૪
પછે આહારકેરો ત્યાગ કરતા, ક્ષુધા મારી જપતા જાપ;
શોણિત સ્વશરીરથી કાઢી, બલિદાન દેતા આપ. ૧૫

---

૫ થશે ઇ૦—જ્ઞાની હશે તે પણ એ મહામાયાવડે મોહ પામીને ગમાર જેવો થશે. ૯ પ્રશંસનીય—વખાણવા જેવું. ૧૩ સુમન—પુષ્પ.

એ પેર માનસને જીતી, દેવી આરાધન કરે;
ત્રણ સંવત્સર ગયા વીતી, તદા દેવી ચિત્તમાં ધરે. ૧૬
જગતકેરૂં પોષણ કરતી, થઇ ચંડિકા પ્રસન્ન;
દર્શન દઇ બોલી મુખે તે, ધન્ય વૈશ્ય ને રાજન. ૧૭
હે રાય તપ તેં ઘણું કીધું, હે કુલઆનંદદા વણિક;
વરદાન માગો મનવાંચ્છિત, તજી અશુભની બીક. ૧૮
જે માગશો તે સર્વ આપીશ, હું પામી છું સંતોષ;
હવાં ષડ્રિપુ કરી નવ શકે, તમ ઉભય ઉપર રોષ. ૧૯
માર્કંડેય કહે રાયે પછે, માગ્યું અન્ય જન્મે રાજ;
દેવી અભંગ આપો તોજ આપો, થાય તેવા રાજ્યથી મમ કાજ. ૨૦
વરદાન માગું દેવી બીજું, આ જન્મે ગઇ રાજ્યધાની;
બળાત્કારે અરિસામર્થ્યે, મેં પીડ વેઠી છાની. ૨૧
તે રાજ્ય મારૂં મળે મુજને, એહ માગું માત;
પરમેશ્વરી જો પ્રસન્ન મુજપર, થયાં આજ સાક્ષાત. ૨૨
દેવી વૈશ્યને કે' માગ્ય તું, જોઇએ તારે શુંય;
ધન ધાન્ય તારૂં પુત્ર તારા, આપું સર્વે હુંય. ૨૩
જે ડાહી માનો દીકરો તે, નવ ભૂલે કદી નિર્વાણ;
કહ્યું થયાં પ્રસન્ન દેવી તો, અર્પીએ વિજ્ઞાન પ્રમાણ. ૨૪
જેણે દુઃખ દીધું મુજને, તે સંતાન ને વળી નારી;
હું ભવોભવ ઇચ્છું નહિ, દેવી કહું આ વારી. ૨૫
તે વિચક્ષણ વૈશ્યે માગિયું તે, જ્ઞાન જેહ મહાન;

---

૧૮ કુલઆનંદદા—પોતાના કુલને આનંદ આપનાર. ૨૪ વિજ્ઞાન—મોક્ષ આપનારૂં જ્ઞાન.

હું અને મારૂં સંગકેરો, ભંગકર્તા વિજ્ઞાન. ૨૬
તે માગિયું તેણે સહી, તવ દેવી બોલી આમ;
અહો સુરથ રાજા તું દિન થોડે, કરીશ સ્વરાજ્યકેરૂં કામ. ૨૭
શત્રુસમૂહને હણીશ તું, તુજ રાજ્ય જીવિત પર્યંત;
અક્ષય થઇ રે'શે સદા, વળી થઇશ તું મહંત. ૨૮
મરણ નીપજ્યા પૂઠે તું નૃપ, વિવસ્વાન્ નામે જેહ;
મહાસવિતા સુરથી જન્મીને, થઇશ સાવર્ણિ નામ નિઃસંદેહ ૨૯
સકળ પૃથ્વીતણો પાળક, થઇશ તું પ્રમાણ;
મન્વંતર તું થઇશ સાચો, જા ઘેર નૃપ સુજાણ. ૩૦
પછે કહ્યું વૈશ્યને દેવીએ, સુણ્ય શ્રેષ્ઠ વણિક આજ;
તેં વરદાન માગિયું મુજ પાસે, શુભેચ્છાકેરે કાજ. ૩૧
તે હું અરપુંછું આજે તુંને, જા મુક્તિ અર્થે જ્ઞાન;
તુંને પ્રાપ્ત થાશે સર્વદા, તું વૈશ્ય થઇશ મહાન. ૩૨
માર્કંડેય કહે એ પેર મુનિ, દેઈ ઉભયને વરદાન;
સ્વેચ્છિત મનોરથ પૂરિયા સહુ, મહાદેવી મતિમાન. ૩૩
જેણે ભક્તિવડે કરી સ્તુતિ અતિશે, એવી દેવી ત્યાં તત્કાળ;
અંતર્ધાન થઇ ગઈ ઝટ, એવી ચંડિકા બાળ. ૩૪
એ રીતે ક્ષત્રિયસત્તમ, જે સુરથ નામ ભૂપાળ;
વરદાન પામી દેવીથી, જન્મ ધારી મનુ થશે કૃપાળ. ૩૫
સાવર્ણિ નામે જાણશે જન, સુણ્ય ક્રૌષ્ટુકિ આ વાર;
પછે રાજા ગયો મંદિર, સહુ વશ વર્તિયું નિરધાર. ૩૬
શત્રુસમૂહનો ક્ષય થાતો, થયો રાય સુખી અપાર;

---

૨૬ હું ઇ૦—અર્થાત્ અહંમમતાનો તથા સ્ત્રી પુત્રાદિકનાસંગનો ભંગ કરનારૂં જ્ઞાન માગ્યું.

અભંગ રાજ્યને ભોગવ્યું તેણે, સ્મરી દેવીને અવિધાર. ૩૭
વૈશ્યમુક્તિ પામિયો, તે થયો જુગેજુગ જાણ;
મન્વંતરની ઇચ્છાએ રહ્યો, સુરથ રાય પ્રમાણ. ૩૮
આ દેવીમાહાત્મ્ય સાંભળે જે, વૈશ્યસુરથઉદય જેહ;
તેનું કલ્યાણ થાયે સહી, નવ એ વિષે સંદેહ. ૩૯
સંવત સતરસેં પાંસઠય વિષે, કર્યું દેવીમાહાત્મ્ય પ્રકાશ;
પુરાણીજનની પૂરી થાશે, હવાં સર્વે આશ. ૪૦
દેવી પ્રસન્ન થાશે સર્વને, કરશે પુરાણી ઉપદેશ;
છે જેવા તેવા સદા રેંશે, પુરાણી વર વેશ. ૪૧
મમતા ન મૂકશે એમને, એ મમતા ન મૂકે જાણ;
પુર આણી પ્રેમ જોશે, ભટ પ્રેમાનંદ નિરવાણ. ૪૨
ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, સાવર્ણિકે મન્વંતરે સાર;
સુરથ વૈશ્યતણું જેમાં, વરપ્રદાન કહ્યું નિરધાર. ૪૩
ત્રિનવતિતમોધ્યાય પુરણ, હવો હરિકૃપાય;
ભટ પ્રેમાનંદ કાંઇ ન જાણે, સહુ દામોદરની દયાય. ૪૪

### વલણ.

દામોદરની દયા સારી, તેણે આભ ઉંડળ ઘલાય રે;
નીકર દ્વિજનો શો આશરો, માહાત્મ્ય દેવીનું ગવાય રે ! ૪૫

———o*o———

---

૪૪ ત્રિનવતિતમો—ત્રાણુંમો.

# द्वितीयसावर्णिकादि मन्वंतराख्यान.

## કડવું ૧૬૪ મું.

રાગ કેદારો.

શ્રીગુરૂ ગણપતિને શિર નામી, કરૂં સ્તવન ગિરિજાસ્વામી;
મહાનામી પૂરો આશા સહી રે. ૧

ઢાળ.

આશા પૂરો મહાપ્રભુ, મહાદેવ મહિમાવાન;
અષ્ટ મનુ મેં વર્ણવ્યા, મહાત્મા તથા ગુણવાન. ૨
આ અધ્યાય વિષે હવાં, વર્ણવું મનુ પાંચ;
કૃપા હોયે ઉમાપતિની, (તો) આવે ન ઉની આંચ. ૩
નવ અરિગણનું કાંઇ ચાલે, ત્રિશૂળે હણે ભોળોનાથ;
શુધ્ધ મન જોઇ ગિરિજાપતિ, ધરે સેવકકેરો હાથ. ૪
માર્કંડેય કહે સુણ્ય ક્રૌષ્ટુકિ, મેં સાવર્ણિ મન્વંતર કહ્યો;
વળી દેવીમાહાત્મ્ય કહ્યું તુજને, ક્યમ મહિષાસુર મરી ગયો. ૫
ચંડિકા ને માતૃગણ કહી, ચામુંડા નામની પેર;
વળી સંગ્રામમાં સહુ કેમ નીપની, વદી શિવદૂતિકેરી મે'ર. ૬
એમ માહાત્મ્ય દેવી સર્વનું, શુંભનિશુંભવધ નિર્ધાર;
રક્તબીજ જ્યમ રોળિયો તે, મેં કહ્યું આ વાર. ૭
હે મુનિસત્તમ સુણ્ય હવાં કહું, અન્ય સાવર્ણિ મન્વંતર;
દક્ષપુત્ર સાવર્ણિક જે થશે, મનુ નવમો વર. ૮
તેના સમયમાં જે દેવઋષિ, અને થશે રાજા જેહ;
તે સર્વ તુજને કહું વિસ્તારી, તું સાંભળ્ય નિ:સંદેહ. ૯

પારામરીચિ ભર્ગ ને, સુધર્માદિક બાર;
ગણ થાશે દેવકેરા, માન તું નિર્ધાર. ૧૦
તેમનો મઘવા મહાબળી, સહસ્ર ચક્ષુવાળો;
વજ્રાયુધ ધરનાર પોતે, ગજ ચઢનાર વળી સુખાળો. ૧૧
એવો અદ્ભુત નામે ઇંદ્ર તે, થશે કોણ તે વાર;
ષડાનન વન્હિપુત્ર જે, સ્વામીકાર્તિક નામે સાર. ૧૨
તે મન્વંતરમાં તે થાશે, અદ્ભુત નામે ઇંદ્ર;
હવાં સપ્ત ઋષિઓ વર્ણવું હું, પછે વર્ણવું મહીંદ્ર. ૧૩
મેધાતિથિ વસુ સત્ય નામે, જ્યોતિષ્માન દ્યુતિમાન;
સવન હવ્યવાહન સહી, એ સપ્ત ઋષિ ગુણવાન. ૧૪
દક્ષપુત્ર નવમા મનુના, ધૃષ્ટકેતુ બર્હકેતુ;
પંચહસ્ત નિરામય પૃથુશ્રવા, અર્ચિષ્માન રાજ્યના હેતુ. ૧૫
ભૂરિદ્યુમ્ન ને બૃહદ્રથ, થશે રાજપુત્રો જાણ;
મહીંદ્ર થઇ તે માણશે સુખ, સુણય ભૂદેવ સુજાણ. ૧૬
હવાં દશમા મનુકેરો મન્વંતર, સાંભળિયે દ્વિજરાજ;
બ્રહ્મપુત્ર મતિમાન જે, દશમો મનુ મહારાજ. ૧૭
તેના મન્વંતર મધ્યે, સુખાસન અને નિરૂદ્ધ;
એમ બે પ્રકારના સુર થશે, સમજ્ય ક્રૌષ્ટુકિ શુધ્ધ ૧૮
ભવિષ્યકેરા મનુ મધ્યે, એ દેવો થાશે જાણ;
જે પ્રાણીમાં શત થનાર છે, તે સમે સુરમાં થશે નિર્વાણ. ૧૯

---

૧૦ પારામરીચિ ઇ૦—પારામરીચિ, ભર્ગ અને સુધર્મા, એ નામના બાર બાર દેવના ત્રણ ગણ થશે. ૧૧ મઘવા—ઇંદ્ર. ૧૨ ષડાનન—છ મુખવાળો.

૧૯ જે ઇ૦—સુખાસન અને નિરૂદ્ધ નામના દેવો જે એકવાર સો પ્રાણીઓ હશે તે એ મન્વંતરમાં સો દેવો થશે.

ઇંદ્રફેરા સર્વ ગુણથી, સંયુક્ત થશે સુરેંદ્ર;
શાંતિ એવું નામ તેનું, સમ્યક્ થશે દ્વિજેંદ્ર. ૨૦
તે સમયે સપ્ત ઋષિ જે, થશે ક્રૌષ્ટુકિ જાણ;
નામ તેનાં દેઉં ગણાવી, કરચ તું પ્રેમેથી પ્રમાણ. ૨૧
આપોમુર્તિ હવિષ્માન નામે, સુકૃતિ સત્ય નાભાગ;
અપ્રતિમ ને વાસિષ્ઠ જાણે, સપ્ત ઋષિ મહાભાગ. ૨૨
સુક્ષેત્ર ઉત્તમૌજા અને, વીર્યવાન ભૂરિષેણ;
શતાનિક વૃષભ અનમિત્ર નામે, થશે જયદ્રથ વરવેણ. ૨૩
ભૂરિદ્યુમ્ન સુપર્વા નામે, થશે તે મનુના પુત્ર;
તે ભોગવશે રાજ્ય રિદ્ધિ, માંડીને ઘરસૂત્ર. ૨૪
હવાં ધર્મફેરા સૂનુ સાચા, સાવર્ણિ મન્વંતર નામ;
તે સુણય ક્રૌષ્ટુકિ એક ચિત્તે, કહું તેતણાં સહુ કામ. ૨૫
વિહંગમ કામગ નિર્માણરતિ એવા, થશે ત્રણ પ્રકારના દેવ;
તે પ્રત્યેક ગણ ત્રીશ ત્રીશફેરા, થશે જાણ તું એવ. ૨૬
નિર્માણરતિ તે માસ ને ઋતુ, દિવસ થાશે જાણ;
વિહંગમ એ ક્ષપા જાણો, કામગ મુહૂર્ત્ત પ્રમાણ. ૨૭
તેમનો પુરંદર પરાક્રમી, થાશે વૃષ એવે નામ;
હવિષ્માન વરિષ્ટ આરૂણિ નિશ્ચર, અનઘ વિષ્ટિ મહાધામ. ૨૮
સપ્તમો અગ્નિતેજા થાશે, એ સપ્ત ઋષિ સુજાણ;

---

૨૭ નિર્માણરતિ ઈ૦—એ દેવનો ગણ તે માસ અને ઋતુઓ જાણવી. માસના ત્રીશ અહોરાત્ર અને દિવસની ત્રીશ ઘડી, એ તેમનો ત્રીશનો ગણ જાણવો. વિહંગમ ઈ૦—વિહંગમ નામે દેવનો ગણ તે ક્ષપા (રાત્રિ) જાણવી. રાત્રિની ત્રીશ ઘડી, એ તેમનો ત્રીશનો ગણ જાણવો. કામગ ઈ૦—કામગ નામે દેવનો ગણ મુહૂર્ત જાણવું. મુહૂર્તની ત્રીશ કાષ્ઠા, તે તેમનો ત્રીશનો ગણ જાણવો.

સર્વત્રગ સુશર્મા અને, પુરૂદ્દહ દેવાનીક પ્રમાણ. ૨૯
હેમધન્વા દૃઢાયુ ને, વિભાનુ નામ પ્રખ્યાત;
એ મનુકેરા પુત્ર થાશે, વિશ્વમાં વિખ્યાત. ૩૦
રૂદ્રસુત સાવર્ણિ નામે, બારમો મનુ જેહ;
તેના સમયકેરા દેવ ઋષિ સહુ, સુણ્ય થઇ નિ:સંદેહ. ૩૧
સુકર્માણ સુમનસ ને હરિત, રોહિત સુવર્ણ સાર;
એ દશ દશ ગણવાળા દેવ થાશે, જેહના પંચ પ્રકાર. ૩૨
મહાબલિષ્ટ ઇંદ્ર જે તેમનો, વાસવ ગુણસંયુક્ત;
ઋતુધામા નામેથાશે, મહાસુરવર પુક્ત. ૩૩
દ્યુતિ તપસ્વી તપોમૂર્ત્તિ, સુતપા તમોનિધિ નામ;
તપોરતિ તપોધૃતિ નામે, થશે સપ્તર્ષિ મહાધામ. ૩૪
દેવવાન દેવશ્રેષ્ઠ વિદૂરથ, મિત્રવાન ને ઉપદેવ;
મિત્રવિંદ આદિક પુત્ર થાશે, ભવિષ્ય મનુકેરા એવ. ૩૫
હવાં રૈચ્ય મનુ તેરમો, તેના સુણ્ય રાજા ઋષિ;
દેવ સુરેંદ્ર સંભળાવું તુંને, થા સુણી સમ્યક્ સુખી. ૩૬
સુધામાન ને સુકર્માણ નામે, સુશર્માણ એવા દેવ;
જે થશે તેનો ઇંદ્ર ભાખું, સુણ્ય તજી અહમેવ. ૩૭
દેવસ્પતિ નામે મહાબળી, મહાવીર્યવાન વાસવ થાશે;
હવાં મુનિસત્તમ સુણ્ય તું, જે સપ્તર્ષિ વદાશે. ૩૮
ધૃતિમાન અવ્યય તત્વદર્શી, નિરૂત્સક ને નિર્મોહ;
સુતપા નિષ્પ્રકંપ નામે, થશે સપ્તર્ષિ આરોહ. ૩૯
ચિત્રસેન વિચિત્ર નયતિ, નિર્ભય દૃઢ સુનેત્ર;
ક્ષત્ર બુદ્ધિ સુવૃત્ત નામે, થશે પુત્ર પૃથ્વીક્ષેત્ર. ૪૦
એ સર્વ મનુ વળી માંગી લેશે, જોઇ સાંપ્રત મનુનું દુ:ખ;
પાપિષ્ઠ પુરાણી નવ રાજ્ય અમારે, જોઇયે ધર્મ પ્રમુખ. ૪૧

---

૪૧ સાંપ્રત—હમણાના—ચાલુ મન્વંતરના.

આચરણ જોઇ પુરાણીનાં, ઇશ્વર અર્પશે તેહ;
જ્યારે દ્વિજજન પર દ્વેષ તજશો, ત્યારે વર્ષશે સુખમેહ. ૪૨

ઇતિ શ્રીમાર્કંડેય પુરાણે, રૈચ્યાદિમન્વંતર માંય;
ચતુર્નવતિતમોધ્યાય પૂરણ, થયો હરિકૃપાય. ૪૩

ઋષિકેરી કહું કથા, ઉત્પત્તિ રૈચ્યની જાણ;
દેવાદિક સહુ કહ્યા છે અહીં, પછે કેટલા મનુ પ્રમાણ. ૪૪

જે ભણે સુણે પાઠ કરે તે, તરે નરને નાર;
હવાં ભાવિકેરો ભાવતો મનુ, રહ્યો એક નિર્ધાર. ૪૫

તે શ્રદ્ધા રાખી શ્રોતા વક્તા, સુણજો સર્વત્ર;
ભાવ હશે તો સ્વર્ગે જાશો, નીકર રે'શો અત્ર. ૪૬

વલણ.

અત્ર રે'શો પત્રવત થઇ, કો'શો સળગશો રોજ રે;
પૂર આણી પવન તમને, ઉરાડશે રોજે રોજ રે. ૪૭

—o*X*o—

